*આંતરભારતીય પુસ્તકમાળા*

# ગુજરાતી લલિત નિબંધ

સંપાદક

**પ્રવીણ દરજી**




નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

આ પુસ્તક પર્યાવરણ-સહૃદય પુનર્નિર્મિત કાગળ પર છાપવામાં આવ્યું છે.

ISBN 81-237-1717-2

1996 (શક 1917)



Gujarati Lalit Nibandh (*Gujarati*)

રૂ. 37.00

પ્રકાશક : નિયામક, નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા
એ-5, ગ્રીન પાર્ક, નવી દિલ્હી-110016

# અનુક્રમ

# ભૂમિકા

ગુજરાતી ભાષામાં લલિત નિબંધનો વિચાર કરીએ છીએ ત્યારે તેનું લલિત—કળામય રૂપ, લગભગ એના પૂરા કદે—માપે પ્રથમવાર કાકાસાહેબ કાલેલકરની રચનાઓમાં પ્રકટતું જણાય છે. એ રીતે લલિત નિબંધની ગતિવિધિનો પ્રારંભ કાકાસાહેબના નામથી કરવો પડે. પણ એક સ્વતંત્ર, સ્વાત્મનિર્ભર સાહિત્યસ્વરૂપ તરીકે ગાંધીયુગમાં એને જે પહેલવહેલાં સ્થાન-માન મળ્યાં, એ પૂર્વે નેપથ્યમાં, એને એવો સાહિત્યિક દરજ્જો મેળવી આપવામાં કોઈ ને કોઈ રીતે અનેકોનો હિસ્સો રહ્યો છે. લલિત નિબંધ સાથે, એના સ્વરૂપ-વિકાસ સાથે તેથી એવા પ્રયત્નોને પણ યાદ કરવા પડે.

ગુજરાતી નિબંધનો સૂત્રપાત થાય છે જાગૃતિકાળમાં. આ સમય કંઈક અંશે પ્રબોધ અને પ્રકાશના પ્રારંભનો હતો. લોકો પરલોકને બદલે ઇહલોકની વાત કરતા થયા હતા. વાચનભૂખ જાગી હતી. પુસ્તકાલયો ખૂલતાં જતાં હતાં. કહો કે, સર્વક્ષેત્રીય પરિવર્તનનો પવન ફૂંકાવો શરૂ થયો હતો. લેખકો માટે ધર્મ, નીતિ, દેશોદ્ધાર, સ્ત્રીકેળવણી જેવા અનેક નવા વિષયો પડકાર બનીને ઊભા હતા. પશ્ચિમના સંસ્કારની નવી હવા અને અઢીસો-ત્રણસો વર્ષના અંગ્રેજી સાહિત્યે આ લેખકને સજ્જ કરવામાં મહત્ત્વની ભૂમિકા ભજવી. એ રીતે નિબંધને જન્માવનારાં બળો ઊભાં થાય છે.

આ ગાળામાં સૌથી વધુ સ્પૃહણીય પ્રયત્નો નર્મદના બની રહે છે. સ્ટીલ અને એડીસનના 'સ્પેક્ટેટર' તેમ જ 'ટેટલર' નાં લખાણોથી આકર્ષાયેલા નર્મદને ગુજરાતીમાં એવા નિબંધો લખવા હતા. 'નિબંધ લખવો એ જેવી તેવી વાત નથી' એમ કહીને એ સ્વરૂપ પ્રત્યેની સંપ્રજ્ઞતા અને નિસબત તો તે છતી કરે છે જ; સાથે સાથે 'સ્વદેશાભિમાન', 'સંપ', 'સૂરતની ચડતી પડતી', 'શેરના કાગળના કનકવા' જેવી રચનાઓ આપીને તે પોતાના નિબંધાદર્શને પણ ચરિતાર્થ કરી બતાવે છે. હૃદ્ય રૂપકો, વક્તૃત્વની છટા, ક્વચિત્ પ્રશ્નાલંકાર, ક્યાંક રોચક રૂપકો તો ક્યાંક કટાક્ષાદિ— આ સર્વ તેના ગદ્યને અનેરી શોભા આપી રહે છે. વધુ તો એ રચનાઓમાં નિબંધના સ્વરૂપને અનુકૂળ તેવો આત્મલક્ષી અભિગમ હતો. તેના ગદ્ય ઉપર એના દસ્તક ખસૂસ વાંચી શકાશે. તેની રચનાઓ ઉદ્દેશ પ્રેરિત હતી, જમાનાના પ્રશ્નો પ્રત્યે તે પ્રતિબદ્ધ હતો એ ય ખરું, પણ લલિત નિબંધના આજના સ્વરૂપની કેટલીક રેખાઓ પ્રથમ વાર એની રચનાઓમાં જોવા મળે છે. નિબંધના સર્જન-વિકાસ માટે આમ

એણે જ દિશા ખોલી આપી.

આ યુગમાં નવલરામ 'ઓથારિયો હડકવા' જેવી હળવી રચના આપે છે. એમનું સુઘડ ને મનોરમ ગદ્ય નિબંધને માટે અનુકૂળ પણ હતું. છતાં એમનું પ્રધાન લક્ષ્ય વિવેચન રહ્યું હોવાથી નર્મદે ઉઘાડી આપેલી દિશા તરફ તેમનો સંચાર નહિવત્ રહ્યો છે. એ સિવાયના અન્ય લેખકો નર્યા ઉદ્દેશલક્ષી રહ્યા છે. નિબંધ વિશેનો તેમનો અભિગમ લગભગ શાલેય નિબંધનો જ રહ્યો છે. એટલે નર્મદની રચનાઓમાં મળતા લલિત નિબંધના સંકેતોને પછી કોઈને હાથે વધુ ગાઢ રૂપ મળતું નથી.

પંડિતયુગમાં જ્ઞાનોપાસના વધે છે, શિક્ષણનો પ્રસાર થાય છે. મુદ્રણની સગવડો વધતાં અનેક પત્રો-સામયિકો અસ્તિત્વમાં આવે છે. અંગ્રેજી ભાષા-સાહિત્યની સાથે સાથે અરબી-ફારસી ને સંસ્કૃતનો અભ્યાસ વધે છે. મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં વિશ્વવિદ્યાલયોની સ્થાપના થાય છે. ધાર્મિક, રાજકીય, સામાજિક—સાંસ્કૃતિક વિષયો નવી નજરે જોવાવા લાગે છે. જીવનનો અહીં વધુ ગંભીરતાથી વિચાર થાય છે. સાદા અને સરળ ગદ્યને સ્થાને અલંકાર વિભૂષિત તેમ જ પાંડિત્યપૂર્ણ ગદ્યનો મહિમા વધે છે. આ બધું ગુજરાતી નિબંધ માટે અનેક નવી તકો ઊભી કરી આપે છે. સાંસ્કૃતિક-સાહિત્યિક પરિસ્થિતિમાં આવેલા આ વળાંકને લઈને અહીં અનેકવિધ વિષયો ઉપર લખાય છે, વિદ્વત્તાપૂર્ણ શૈલીમાં ઘણું લખાય છે. પણ મુખ્યત્વે સર્વનું ધ્યાન ગંભીર લેખન પ્રતિ જ રહ્યું છે, પરિણામે નિબંધ અહીં આ યુગના લેખકોને હાથે ગંભીર વિચારોનો વાહક બની રહે છે. એનું લલિત, મધુર રૂપ તો અમુક અપવાદરૂપ લેખકોમાં અને તેય અમુક માત્રામાં જ પ્રતીત થાય છે.

મનઃસુખરામ ત્રિપાઠીના સંસ્કૃતાઢ્ય શૈલીમાં લખાયેલ નિબંધો વિચારતત્ત્વસભર રહ્યા છે. મણિલાલ ન. દ્વિવેદીએ પણ ' પ્રિયંવદા' અને 'સુદર્શન'ના તંત્રીપદે રહી ધર્મ, સમાજ, રાજકારણ, સંસ્કૃતિ, કેળવણી, સાહિત્ય વગેરે વિશે મિતાક્ષરી, ચિંતનગર્ભ અને તેજસ્વી વાક્છટાવાળા ગદ્યમાં ઊંચા પ્રકારની વિચારસામગ્રીવાળા નિબંધોનું અર્પણ કર્યું છે. ગંભીર મનોવૃત્તિવાળા નરસિંહરાવને પણ આ પંક્તિમાં જ મૂકી શકીએ. અલબત્ત, એમનું 'વિવર્તલીલા' સહેજ ભિન્ન રીતે ઉલ્લેખ માગી લે છે. લલિત નિબંધમાં સર્જકના વ્યક્તિત્વનું પ્રાકટ્ય એક મહત્ત્વનું લક્ષણ બની રહે છે. અહીં 'વિવર્તલીલા'ની રચનાઓમાં વ્યક્તિત્વનો એવો સ્પર્શ અનુભવાય છે. બુદ્ધિ કરતાં વિશેષે હૃદયથી—'હૃદયમતિ'થી દોરવાઈને તેમના નિબંધો લખાયેલા છે. વાતચીતની ઉષ્મા પણ એ ગદ્યમાં છે. પણ નરસિંહરાવને હાથે પછી આ સ્વરૂપને એકાગ્રભાવે ઉપાસવાનું બનતું નથી. અર્થાત્, લલિત નિબંધની ગતિવિધિની પૂર્વકથામાં 'વિવર્તલીલા' ધ્યાનાર્હ ટપકું તો બની જ રહે છે. ગંભીરપણે ખેડાતા આવતા ગુજરાતી નિબંધના આ ગાળામાં રમણભાઈ નીલકંઠ અને વિદ્યાગૌરી નીલકંઠ અપવાદરૂપે 'હાસ્ય મંદિર'માં વિનોદનું એક નરવું રૂપ પ્રકટાવે છે. પણ એમાંની રચનાઓનું અનુસંધાન નાર્મિક નિબંધો સાથેનું છે, લલિત નિબંધ સાથેનું નહિ.

ગંભીર નિબંધોનું સાતત્ય મણિલાલ પછી, એવા જ એના સમર્થ રૂપે આનંદશંકર

બા. ધ્રુવમાં જોવા મળે છે. કેવળ નિબંધ દ્વારા જ પોતાના હૃદ્ગતને વ્યક્ત કરનાર આનંદશંકરે ધાર્મિક, સામાજિક, સાંસ્કૃતિક, કેળવણીવિષયક અને સાહિત્યને લગતા અનેક નિબંધો આપ્યા છે. 'આપણો ધર્મ' તેમની ધર્મવિષયક વિચારણાનો આકરગ્રંથ છે. 'દિવ્યપ્રભાત' કે 'પ્રેમઘટા' જેવા વાર્તિક શૈલીના નિબંધોમાં તેમનું ભાવવિભોર વ્યક્તિત્વ સરસ રીતે ખીલ્યું છે. નરસિંહરાવની 'વિવર્તલીલા'માં દેખાતો લલિત નિબંધ પ્રત્યેનો ઝોક અહીં આનંદશંકરના આ વાર્તિક કે વ્યાખ્યાન શૈલીના નિબંધોમાં પણ આસ્વાદ્યરૂપે જોવાય છે. નિર્મળ વ્યક્તિત્વને પ્રકટ કરતી તેમની એવી કેટલીક પ્રાસાદિક રચનાઓ લલિત નિબંધની દિશામાં ગતિ કરતી જણાય છે. તે પછી ઉત્તમલાલ ત્રિવેદી અને બ. ક. ઠાકોરથી માંડીને શ્રીમદ્ રાજચંદ્ર સુધીના અનેક ગદ્યકારોને હાથે ભિન્ન ભિન્ન વિષયો ઉપર તરેહ તરેહની શૈલીચાલનાવાળા નિબંધો મળે છે. પણ ઘણું ખરું એ બધાનું સંધાન એક યા બીજા પ્રકારના વિચારતત્ત્વ સાથે જ રહ્યું છે.

આ બધામાં પંડિતયુગ અને ગાંધીયુગના સંધિકાળે ખાસ નિર્દેશ કરવો પડે તેવા નિબંધકાર મળે છે અતિસુખશંકર ક. ત્રિવેદી. પંડિતયુગના ભારેખમ નિબંધને હળવો અને કલાત્મક બનાવવામાં તેમનો ફાળો વધુ છે. તેમની કેટલીક ઉર્મિકાવ્ય સદૃશ, નિર્ભર રચનાઓમાં લલિત નિબંધની અમુક લય-લચક જોઈ શકાય છે.

પંડિતયુગમાં નિબંધ આમ વિપુલતાથી ને વિવિધતાથી ખેડાય છે. નૂતન ગદ્યછટાઓ પણ પ્રકટે છે. છતાં મુખ્યત્વે તે ગંભીર વિચારોને વ્યક્ત કરવા માટેનું એક સાધન બની રહ્યો છે. કેટલાકની કોઈક કોઈક રચનામાં લલિત નિબંધની સ્ફૂર્તિનો અણસાર મળે છે, પણ તેમાંથી કોઈએ એક શુદ્ધ કળાસ્વરૂપ તરીકે લલિત નિબંધને આરાધ્યો હોય કે તે પ્રકારની તંતોતંત શુદ્ધ રચનાઓ આપવાનું વલણ દાખવ્યું હોય એવું બન્યું નથી. બીજી રીતે કહીએ તો પંડિતયુગ પૂરો થાય છે ત્યાં સુધી આપણને આપણો લૅમ્બ કે લિન્ડ મળતા નથી. એ રીતે જોતાં ગુજરાતી સાહિત્યમાં પાંડિત્યના પ્રભાવ હેઠળ પાંગરેલ અન્ય સાહિત્યસ્વરૂપોની સરખામણીમાં લલિત નિબંધનો એક સ્વતંત્ર સ્વરૂપ તરીકે સ્વીકાર અને એ પ્રકારની કળાપૂર્ણ રચનાઓનું ખેડાણ હવે પછી આવનાર સમયની ઘટના બને છે.

ગાંધીયુગ ઉપર આવતાં નિબંધના વિકાસ માટે એક નવું વાતાવરણ સર્જાતું જણાય છે. અગાઉના સો વર્ષોમાં નહીં થયેલાં એવાં અનેક ક્ષેત્રે થયેલાં પરિવર્તનો અને આંદોલનોમાંથી સમગ્ર ભારત અને વિશ્વ પણ આ યુગમાંથી પસાર થતું દેખાય છે. દક્ષિણ આફ્રિકાથી પરત થયેલા ગાંધીજી, સ્વાતંત્ર્યભૂખી પ્રજા માટે મસીહા બની રહે છે. તેઓ અમદાવાદમાં 'સાબરમતી' આશ્રમની સ્થાપના કરી શિક્ષણ, લોકકલ્યાણ અને સ્વાતંત્ર્યતાની પ્રવૃત્તિને વેગીલી બનાવે છે. આ શકવર્તી ઘટનાનો અન્ય ક્ષેત્રોની સાથે સાથે સાહિત્ય ઉપર પણ ઊંડો પ્રભાવ પડે છે. 'હરિજનબંધુ' અને 'નવજીવન' દ્વારા લેખનપ્રવૃત્તિનો પ્રારંભ કરીને ગાંધીજીએ અનેક વિષયો ઉપર કલમ ચલાવી. અમદાવાદમાં જ તેમણે 'ગૂજરાત વિદ્યાપીઠ'ની સ્થાપના કરી. ગાંધીજીના વિચારોથી

રંગાઈને આ ગાળામાં વિદ્યાપીઠમાંથી અનેક સ્નાતકો સમાજસેવકો કે લેખકો રૂપે બહાર આવવા લાગ્યા. એક કોશિયો પણ સમજી શકે એવી ભાષાનો લેખકે ઉપયોગ કરવો જોઈએ એવી ગાંધીજીએ કરેલી હિમાયતની આપણા લેખકો ઉપર-મોટી અસર થઈ. આમ પહેલી જ વાર સંસ્કૃતપ્રચુર અને અલંકારમંડિત શૈલીને ઠેકાણે સરળ અને ધ્યેયલક્ષી શૈલી પ્રચારમાં આવી. ગાંધીજીને કારણે શિક્ષિતો અને લેખકોનું ધ્યાન દરિદ્ર જનતા તરફ ગયું. જીવન તરફનું દૃષ્ટિબિંદુ વાસ્તવદર્શી બન્યું. ગ્રામજીવન અને તેનું તળપદું વાસ્તવ સર્જનનો વિષય બનવા લાગ્યાં. ગાંધીની આજુબાજુ એક નાનકડું લેખકવૃંદ તૈયાર થયું. વિવિધ પ્રશ્નો અને વિષયોને અભિવ્યક્ત કરવા માટે અનેકાનેક સામયિકો શરૂ થયાં.

અત્યાર સુધી લખાતા આવેલા, ગુજરાતી નિબંધોને બહુવિધ વિષયોમાં વિહરતો કરવાનું માન જો કોઈને આપી શકાય તો તે ગાંધીજીને આપી શકાય. અહીં ચિંતન છે, પણ તેનો મેદ કે ભારણ નથી. સ્વાતંત્ર્ય, ધર્મ, નીતિ, આરોગ્ય, કેળવણી વગેરે અગણિત વિષયો ઉપર ગાંધીજીએ સચોટ અને સંક્ષિપ્ત શૈલીમાં લખ્યું છે. ગમે તે વિષયની રચનાને તેઓ પોતાના ઋજુ, સત્યનિષ્ઠ વ્યક્તિત્વથી મઘમઘતી કરી મૂકે છે. તેમના વ્યક્તિત્વ જેવું જ સ્વચ્છ, પારદર્શક ગદ્ય તેમના નિબંધોને આકર્ષક બનાવે છે. પોતે સાહિત્યકાર છે એવો કદી દાવો ન કરનાર ગાંધીજીની 'હૃદયની જ્વાળા' કે 'પરીક્ષા' જેવી રચનાઓ તેમની કલમમાં કેવા ઊંચા બરનું સર્જકતત્ત્વ રહેલું છે તેની પ્રતીતિ કરાવી જાય છે.

પણ લલિત નિબંધને લાગેવળગે છે ત્યાં સુધી તેનું પરિશુદ્ધ સ્વરૂપ પ્રથમવાર બરાબર ઊઘડી રહેતું જણાય છે તે તો કાકાસાહેબ કાલેલકરમાં. લલિત નિબંધના સ્વરૂપ વિશેની એમની સાચી ને પાકી જાણકારી અને એ સ્વરૂપને અનુકૂળ એમની સર્ગપ્રતિભા એમની પાસે ઉત્તમ લલિત નિબંધ સર્જાવે છે. શુદ્ધ સર્જનહેતુથી પ્રેરાઈને લખાયેલી તેમની આનંદપર્યવસાયી રચનાઓએ લલિત નિબંધના સ્વરૂપમાં રહેલી બહુવિધ શક્યતાઓને લલિત નિબંધના સ્વરૂપમાં ભરપૂરતાથી પ્રકટ કરી આપી છે. લલિતનિબંધ એક સ્વનિર્ભર સાહિત્યિક સ્વરૂપ તરીકે પ્રતિષ્ઠિત અહીં કાકાસાહેબને હાથે થાય છે. અનુગામી સર્જકો માટે એમની રચનાઓ એક આદર્શ બની રહે છે. પૂર્વનાં સંસ્કાર — સંસ્કૃતિના અનેક સંદર્ભોનો પાસ, સૌંદર્યદર્શી અભિગમ, શિશુસહજ વિસ્મય, અભિજાત વિનોદ અને રસિક-મધુર ઉપમામઢ્યું ગદ્ય તેમના નિબંધોને અનેરી રસવત્તા અર્પી રહે છે. શુદ્ધ, કલ્પનાપ્રાણિત નિબંધો ઉત્તમરૂપે અને વિપુલ સંખ્યામાં પ્રથમ વાર તેમની પાસેથી મળે છે.

'રખડવાનો આનંદ', 'જીવનનો આનંદ', 'જીવનલીલા', 'ઓતરાતી દીવાલો' વગેરે સંગ્રહોમાં શુદ્ધ પ્રકારનો કલ્પનાજન્ય આનંદ પૂરા પાડતી લલિત રચનાઓ છે. તેમના પ્રવાસવિષયક સંગ્રહોમાં પણ લલિત નિબંધનો મરોડ જોવા મળે છે. 'લુચ્ચો વરસાદ', 'સખી માર્કંડી', 'મધ્યાહ્નનું કાવ્ય' કે 'સંધ્યારસ' જેવાં અનેક કાવ્યો પણ લલિત નિબંધો માત્ર તેમના જ નહિ, આપણી ભાષાના પણ ઉત્તમ લલિત નિબંધો

છે. નિબંધને સર્જનની કોટિમાં મૂકી આપે એવી નમૂનેદાર અને રસાવહ રચનાઓ આપનાર કાકાસાહેબ આમ આપણી ભાષાના સાચા અર્થમાં, પહેલા ઉત્તમ લલિત નિબંધકાર છે, પહેલી મોટી ભરતી છે.

ગાંધીજીના સાન્નિધ્યમાં રહીને લખનારા કિશોરલાલ મશરૂવાળા, પંડિત સુખલાલજી વગેરેમાં સ્વામી આનંદ તેમના અલગારી વ્યક્તિત્વથી અને ભાષાશૈલીથી એકદમ અલગ તરી આવે છે. 'અનંતકળા', 'માનવતાનાં વેરી', 'નવલાં દર્શન', 'ધરતીનું લૂણ' વગેરે સંગ્રહોમાં વિવિધ વિષયક તેમના નિબંધો છે. પણ એ નિબંધોમાં પ્રવેશેલું સ્વામીનું વ્યક્તિત્વ, તેમ જ વિવિધ ભાષાભંગિઓવાળું, ભાતીગળ સ્વરૂપનું, ઉત્તેજક, વેગીલું અને ઊર્મિપ્લાવિત ગદ્ય એમાંની કેટલીક રચનાઓને ઉત્તમ લલિત નિબંધની કક્ષામાં લાવી મૂકે છે. 'માછી-નાચ' તેનું અપ્રતિમ દૃષ્ટાંત છે. માછી-નાચ સાથે શૈશવનાં બળકટ સ્મરણોની તેમાં લીલયા થયેલી ગૂંથણી એ રચનાને નંવ્ય પરિમાણ આપે છે. લલિત નિબંધકાર ભાષાને પોતાની રીતે ઉપરતળે કરવામાં કેવો ફાળો આપી શકે છે એ જાણવા સ્વામી આનંદની આવી રચનાઓ જોવી રહી.

ગાંધીજૂથની સામે મહત્ત્વનું કહી શકાય તેવું બીજું લેખકજૂથ રૂઢિભંજક બની રોચક ગદ્યમાં અનેક વિષયો ઉપર પોતાની કલમ ચલાવે છે, પણ મુનશી, લીલાવતી મુનશી કે વિજયરાય—એ ત્રણેયમાંથી કોઈ કાકાસાહેબે લાડ લડાવેલા લલિત નિબંધના સ્વરૂપનો દોર આગળ ચલાવતા નથી. તેમનું લક્ષ્ય ઇતર હતું તેથી અન્ય સ્વરૂપોમાં તેમની ગતિ વિશેષ રહી.

લલિત નિબંધના સ્વરૂપ સંદર્ભે સહેજ પૃથક્ રીતે અહીં રામનારાયણ પાઠકને યાદ કરવા પડે. 'સ્વૈરવિહાર'ના ઉપનામથી નિબંધ લખનાર આ સર્જકે સ્વાભાવિક રીતે જ લલિતનિબંધનાં અનેક લક્ષણો પૈકી એક સ્વૈરવિહાર તરફ ઝોક દાખવી લલિત નિબંધને પોતાની રીતે તાગવાનો પ્રયત્ન કર્યો છે. જ્યાં કટાક્ષ કે હાસ્ય તરફ તેઓ માફકસર ઢળે છે ત્યાં સુંદર પરિણામ નીપજી આવે છે. 'ફોટોગ્રાફ પાડવા વિશે' તેનું સારું ઉદાહરણ છે. લલિતનિબંધ યદૃચ્છાવિહાર છે—એ સત્ય તેમની આ અને બીજી કેટલીક રચનાઓમાંથી સુપેરે પ્રકટી રહે છે.

ધૂમકેતુ, ર. વ. દેસાઈ, મેઘાણી, નવલરામ ત્રિવેદી, જયંતિ દલાલ વગેરેમાં કટાક્ષપ્રધાન રચનાઓનો તંતુ લંબાતો જણાય છે. આ ગાળામાં રતિલાલ ત્રિવેદી 'એક ઉષ:કાલની સમૃદ્ધિ' કે અંબાલાલ પુરાણી 'ગગનવિહારી' અને 'વસુંધરા' જેવી રચનાઓ દ્વારા કવચિત્ લલિત નિબંધના તારની ધ્રૂજારીને જારી રાખતા જોવા મળે છે. પ્રભુલાલ ગાંધી અને કિસનસિંહ ચાવડા જેવા લેખકોનું વલણ ચરિત્રાત્મક રચનાઓ તરફ વધુ રહ્યું છે.

કાકાસાહેબ પછી લલિત નિબંધને શુદ્ધરૂપે ખીલવવાનું વલણ કંઈક અંશે વિનોદિની નીલકંઠમાં જોવા મળે છે. પ્રસન્ન ગદ્યમાં, કલ્પનાના આછા—પાતળા રંગો વડે નિજત્વને પ્રકટ કરતાં કરતાં તેઓ આનંદદાયક રચનાઓ કંડારી કાઢે છે. 'રસદ્વાર', 'આરસીના ભીતરમાં' અને 'નિજાનંદ' જેવા સંગ્રહોની કેટલીક કૃતિઓ

રસસંભૃત બની છે.

કાકાસાહેબથી જુદા પડીને, લલિત નિબંધનો એક નવો ખૂણો કાઢી બતાવે છે ઉમાશંકર જોશી. લલિત નિબંધક્ષેત્રે એ રીતે એમનું પ્રદાન મહત્ત્વનું બની રહે છે. તેમનો 'ગોષ્ઠી' સંગ્રહ આ સંદર્ભમાં વિશેષ રૂપે નોંધપાત્ર બને છે. કોઈપણ વિષયને વ્યક્તિત્વથી ભીંજવી દઈ, વાતચીતની ઉષ્મા દાખવતા ગદ્યમાં તેઓ આસાનીથી રચના કંડારી કાઢે છે. નિબંધ એ બે આત્મા વચ્ચેની ગોષ્ઠી છે એ તેમની રચનાઓ વાંચતાં સમજાય છે. તેમનો નર્મ પણ ધ્યાનપાત્ર છે. 'મિત્રતાની કલા', 'પડોશીઓ' કે 'વાર્તાલાપ' જેવી તેમની રચનાઓ લલિત નિબંધના આપણા વિભાવને વધુ સ્પષ્ટરેખ કરી આપે તેવી સંપન્નતા દાખવે છે. કાકાસાહેબ સૌંદર્યવિહાર દ્વારા નિજને પ્રકટ કરી કૃતિ રચે છે તો ઉમાશંકર વાર્તાવિહાર દ્વારા ખુદને વ્યક્ત કરતા રહી રચના આકારે છે.

સુન્દરમ્ 'દક્ષિણાયન'ના પ્રવાસ નિબંધોમાં નિબંધનું લલિતરૂપ પ્રકટ કરી આપે છે. એમનું અનુસંધાન કાકાસાહેબ સાથે વિશેષ રહેતું જણાય છે. 'ચિદમ્બરા'ની 'એક મીઠું પ્રકરણ', 'ચાલતાં આવડે છે કે ?' કે 'મદ્રાસની જલચરી' જેવી રચનાઓમાં તેઓ ભિન્ન રીતે નિબંધ સિદ્ધ કરતા જણાય છે. અહીં તેમની શૈલી 'દક્ષિણાયન'થી અલગ પડીને વિનોદી, વાર્તાલાપી બની રહે છે. લલિત નિબંધ સર્જવાની તેમની ગુંજાયેશ આ પ્રકારના નિબંધોમાં સ-રસ રીતે પ્રકટી છે. ઉમાશંકર અને સુન્દરમ્ બંને પોતપોતાની રીતે ગુજરાતી લલિત નિબંધને સમૃદ્ધ કરે છે.

આ ગાંળામાં ગદ્યને એક યા બીજા નિમિત્તે ખેડનારા અનેક લેખકો મળે છે. કોઈકે ચિંતન-મનનને વ્યક્ત કરવા, કેટલાકે માનવજીવનની બાઘાઈઓ—અકોણાઈઓને લક્ષ્ય કરીને તો કોઈકે વિવેચનને નિમિત્ત બનાવીને અનુક્રમે તાત્ત્વિક, હાસ્યપ્રધાન કે વિવેચનાત્મક લખાણો આપ્યાં છે. એવાં લખાણોમાં ગદ્યની ઘણીવાર રમણીય છટાઓ પ્રકટતી રહી છે, એને રસલક્ષી રૂપ પણ મળે છે છતાં પ્રત્યક્ષપણે તેનો સંબંધ આપણે લલિત નિબંધના સ્વરૂપ સાથે જોડી શકીએ તેમ નથી. જ્યોતીન્દ્ર દવે જેવા સત્ત્વસંપન્ન નિબંધકારનો ઉદ્દેશ પણ પ્રમુખપણે હાસ્ય ઉત્પન્ન કરવાનો અને તદ્‌નિમિત્તે મનુષ્યજીવનની કોઈક ન્યૂનતાને કે વિકૃતિને પ્રકટ કરવાનો રહ્યો છે. એવી કૃતિઓનું કુળ હાસ્ય નિબંધનું છે, વ્યક્તિત્વથી પ્લાવિત, પરિચિત ગોષ્ઠીરૂપ લલિતનિબંધનું નહિ.

છેલ્લા ત્રણેક દાયકા ગુજરાતી સાહિત્ય માટે લલિતનિબંધના બની રહ્યા છે એમ કોઈ કહે તો નવાઈ નહીં. આ વર્ષોમાં નિબંધનું એક લલિત સ્વરૂપ તરીકેનું તાજગીભર્યું રૂપ પ્રકટતું જણાય છે. આ ગાળા દરમિયાન સાંસ્કૃતિક—સાહિત્યિક પરિસ્થિતિમાં એક નવો વળાંક આવ્યો છે. વિજ્ઞાન વડે ભૌતિક સુખસગવડોમાં અકલ્પ્ય વધારો થયો છે, તો તેનાથી માનસિક શાંતિ જોખમાયેલી પણ લાગે છે. બે વિશ્વયુદ્ધો પછી અને યાંત્રિક સંસ્કૃતિના દુઃસહ અનુભવો પછી એક પ્રકારની વ્યાપક હતાશા જણાય છે. નવીન સાહિત્યકારોના એક વર્ગનો આ હતાશાને કલામય અભિવ્યક્તિ

આપવાનો પ્રયત્ન જણાય છે. આંતરરાષ્ટ્રીય સાહિત્યનો પરિચય પણ સાથે સઘન બન્યો છે. બદલાયેલી સ્થિતિમાં ઈશ્વર, ધર્મ, નીતિ વિશેના ખ્યાલોમાં પણ ખાસ્સું પરિવર્તન આવ્યું છે. વાર્તા-નવલકથામાં આધુનિક સંવેદનાને રૂપબદ્ધ કરવાનો પ્રયત્ન કરનાર ડૉ. સુરેશ જોશીએ સાતમા દાયકાની મધ્યમાં (1965) લલિત નિબંધનો એક નવો ચહેરો 'જનાન્તિકે'માં પ્રકટાવ્યો. તે પછી લગાતાર તેમના 'અહોબત્ કિમ્ આશ્ચર્યમ્','ઇદમ્ સર્વમ્', 'રમ્યાણિ વીક્ષ્ય', 'પ્રથમ પુરુષ એકવચન' કે 'ભાવયામિ' જેવા સંગ્રહો—સંપાદનો મળતાં રહ્યાં. એટલું જ નહિ, કવિતા-વાર્તા-નવલકથાને મુકાબલે તેમની ઓળખ નિબંધથી આપવી પડે તેવી સક્રિય સર્જકતા તેમણે લલિત નિબંધના સ્વરૂપમાં દાખવી. 'જનાન્તિકે'ની પ્રસ્તાવનામાં તેમણે કરેલા 'જનાન્તિક ઉચ્ચારણ' જેવો શબ્દપ્રયોગ નિબંધના નવા ચહેરાને બરાબર તાકી આપે છે. નિબિડ આત્મીયતાથી દ્રવતી, નિખાલસતાની આબોહવાવાળી, કલ્પનાસૃષ્ટ ગદ્યમાં સર્જાયેલી સુરેશ જોશીની રચનાઓ સમ્યક્ અર્થમાં જનાન્તિક સ્વરૂપની બને છે. યુદ્ધોત્તર વિશ્વનો માનવી, એના અસ્તિત્વની છિન્નતા, યંત્રસંસ્કૃતિની સંકીર્ણતા ને નગર જીવનની દુર્ભગતા—એ આખો પરિવેશ અને કાલિદાસ, ભવભૂતિ, નિત્શે બેકેટ, બૉદલેર, રેમ્બો, રિલ્કેની શબ્દસૃષ્ટિ—એ બંને વાનાં એમના પેલા જનાન્તિક ઉચ્ચારણમાં ભળતાં રહીને એને વિશિષ્ટ પરિમાણ પણ અર્પે છે. પુષ્પો, વૃક્ષો, પવન, શૈશવ અને એમની સાહિત્ય પરત્વેની રુચિ—દૃષ્ટિ એ બધું પણ એમાં કલવાતું જાય છે. લલિતનિબંધ કેવો હોઈ શકે એનો તૃપ્તિકર અનુભવ ગુજરાતી ભાવકને તેમની ઘણી રચનાઓ કરાવે છે. 'ગંધ : અભિજ્ઞાનની મુદ્રિકા' જેવી રચનાઓ આ નિબંધકારને 'ટાગોરવેડા' કેવા સદ્યા ને ફળ્યા છે તેનાં મનોરમ દૃષ્ટાંતો પૂરાં પાડે છે.

ઉત્તરોત્તર એમની રચનાઓમાં પુનરાવર્તનો જોવાય છે. ગમી ગયેલી લઢણોનું આધિક્ય કે પોતાની જ પ્રદક્ષિણા જેવું લાગે. આમ છતાં તેમણે જે વિપુલતાથી ને વૈવિધ્યથી આ સ્વરૂપને વિસ્તાર્યું છે એ બિના સ્વયં ઐતિહાસિક રીતે મહત્ત્વની છે. પોતાની અનેક સંપન્ન રચનાઓથી તેમણે લલિત નિબંધના કળાકીય દરજ્જાને અપૂર્વ રીતે દૃઢાવી આપ્યો છે.

1970માં એટલે કે સાતમા દાયકાના અંતિમ વર્ષમાં દિગીશ મહેતા કૃત 'દૂરના એ સૂર' લલિત નિબંધ ક્ષેત્રે, સુરેશથી ભિન્ન રીતે, નવી મુદ્રા ઉપસાવતો જોવાય છે. દિગીશમાં પ્રકટતો 'હું' લાક્ષણિક છે. સુરેશની પુષ્પ-વૃક્ષ-પવનની સૃષ્ટિ અથવા તો એમાંની કાવ્યમયતા અહીં ભાગ્યે જ મળવાનાં. દિગીશના 'હું'ને કલ્પના કરતાં વાસ્તવનું અવલંબન વધુ છે. સંસ્મરણો કે સ્મૃતિસાહચર્યોને આધારે તેઓ એ 'હું'ને વિસ્તારે છે. અહીં દિગીશના અંગતમાં તળની અસલિયત આસ્વાદનું કારણ બને છે. અંગ્રેજી વાક્યમરોડનું સ્મરણ કરાવે એવી સરળ અને વાતચીતના તળપદા શબ્દોથી દીપ્ત વાક્યાવલિ વડે તે નિબંધ રચે છે તે ભાષામાં ચિત્રાંકનની શક્તિ ધ્યાન ખેંચે તેટલી માત્રામાં છે. 'દૂરના એ સૂર' જેવી રચનાઓ તેમના લાક્ષણિક સર્જકકર્મનો સારો હિસાબ આપી રહે છે.

નિબંધક્ષેત્રે સ્વકીય રીતે પ્રસ્થાન કરનાર સુરેશ-દિગીશની પ્રવૃત્તિ આમ વધુ નિસબતવાળી પુરવાર થતી જણાય છે. અનુગામીઓ માટે ઉભયના હાથે એક સબળ ભૂમિકા રચાય છે.

આઠમા દાયકામાં અગ્રસ્થાને મૂકવા પડે તેવા નિબંધકારોમાં મુખ્ય છે ભોળાભાઈ પટેલ અને ચંદ્રકાન્ત શેઠ. તેમની રચનાઓ લલિત નિબંધને એક ડગલું આગળ લઈ જાય છે. બંને નોખી રીતે ગતિ કરીને નિબંધને વિશિષ્ટરૂપે ખીલવે છે. ભોળાભાઈનો 'હું' ભર્યોભાદર્યો છે. 'વિદિશા'ની રચનાઓમાં ને તે પછી અમુક અંશે 'પૂર્વોત્તર', 'કાંચનજંઘા', 'રાધે તારા ડુંગરિયા પર', 'દેવોની ઘાટી', 'દેવતાત્મા હિમાલય' સંગ્રહોમાં વિષ્ણુસહસ્રનામની જેમ એ એનાં અનેક રૂપે વ્યક્ત થતો રહ્યો છે. એમની રચના ઘણુંખરું પ્રવાસનું અવલંબન લઈને આગળ વધે છે. પણ એ તો માત્ર એક નિમિત્ત. ખરું તો એ વિષે તેઓ ડગેડગ સૌંદર્યભ્રમણ કરે-કરાવે છે, એમના 'અંગત'ને જ, ભીતરની સંપત્તિને જ સોળે કળાએ તેઓ ખીલવે છે. આથી તો માંડુ કે વિદિશાની વાત કરતાં કરતાં રૂપમતી-બાઝની પ્રણયકથા કે મહારાજ શૂદ્રક કે અગ્નિમિત્રની સવારી અથવા તો કાલિદાસ-મેઘદૂતના સંદર્ભો લીલયા ઊમટી આવે છે. અનેક સર્જકો—મનીષીઓની સૃષ્ટિના રસાંશો તેમની રચનાઓમાં ખેંચાઈ આવે છે. પ્રવાસાનુભવને સૌંદર્યાનુભમાં પલટી નાખવામાં તેમની સર્જકતાનો વિશેષ રહ્યો છે. 'તેષાં દિક્ષુ' જેવી રચનામાં ઘર અને ઘરની બહારની સૃષ્ટિના વિરોધમાંથી તીવ્ર વતનપ્રીતિ ફોરી રહે છે. તેમનું ગદ્ય સુકુમાર અને અભિરામ છે. સૌંદર્યનાં અનેક રસ—રહસ્યોને આસાનીથી અલોકિત કરી આપે તેવું એનું બળ છે. આધુનિક ગુજરાતી નિબંધોનો વિચાર કરીએ ત્યારે તેમની રચનાઓ ઉપર ખાસ આંગળી મૂકવી પડે.

સાવ અરૂઢપણે નિબંધને ખેડવાનું સાહસ 'નંદ સામવેદી'માં ચંદ્રકાન્ત શેઠે કર્યું છે. આ સાહસમાં સર્જક મહદ્અંશે સફળ પણ થયા છે. આ રચનાઓનો વિષય સર્વને પરિચિત એવી પ્રકૃતિ કે પ્રવાસ આદિનો નથી, પણ માનવીના વ્યક્તિત્વની 'અધર સેલ્ફ'નો છે. તેથી અહીં આવતા 'હું'નું રૂપ પણ આપણને અભિપ્રેત 'હું'થી કંઈક જુદું ને અસામન્ય બની રહે છે. આ 'હું' આત્મદયાનો કે ઉપહાસકેન્દ્રી નથી. અહીં જાતને સંબોધીને ટોણાં-મેણાં આવે છે. 'નંદ'ના મહોરા નીચે અનેક પ્રપંચો પણ રચાય છે, છતાં એનું લક્ષ્ય એવી કોઈ ઉપરની સપાટીએ વિહરવાનું નથી. વાસ્તવમાં તો સ્વને નિમિત્તે માનવીમાત્રના વ્યવહિત રૂપને છતું કરી આપવાની ને એની આંતરિક છિન્નતા તેમજ વેદનાને ઉકેલવાની એની એ પાછળની મથામણ રહી છે, 'ભાઈરામ' જેવી રચના એનું શ્રેષ્ઠ ઉદાહરણ છે.

આધુનિક જીવનસંવેદનને નિબંધ દ્વારા કલામય રીતે પ્રકટાવવાનો બળુકો પ્રયત્ન કદાચ તેમની રચનાઓમાં પ્રથમ વાર થાય છે. નિબંધના રૂઢ ખ્યાલથી ફંટાઈને અહીં નિબંધ સિદ્ધ થયો છે. એ રીતે ગુજરાતી લલિત નિબંધનો એક નવો ખૂણો અહીં નીકળતો જણાય છે. ભાષાને સરળ રહેવા દઈ વક્રતાના તત્ત્વ વડે અંતસ્થ

સંવેદનને અને એના ધારક 'હું'ને પ્રકટ કરતી નિબંધરીતિ પણ ધ્યાનપાત્ર બની છે.

લલિત નિબંધને અનેકવિધ છટાઓ સાથે ખીલવવાનું કામ આ સિવાયના અન્ય ગદ્યકારોએ પણ કર્યું છે. 'શિયાળાની સવારનો તડકો'માં વાડીલાલ ડગલીએ કેટલીક સંતર્પક રચનાઓ આપી છે. તેમની વિશેષતા એ છે કે તેઓ તથ્ય અને તર્કને સાથે રાખી વિચારને ચલવે છે, છતાં એ રચનાને એમનું સ્ફૂર્તિલું ગદ્ય બરડ થવા દેતું નથી. વિચાર વિહાર બને છે. આવો વિહાર 'શિયાળાની સવારનો તડકો' રચનામાં આનંદરૂપ બન્યો છે.

'શબ્દાતીત'માં ભગવતીકુમાર શર્માના પ્રયત્નો પણ ઉલ્લેખનીય રહ્યા છે. ચંદ્રકાન્ત શેઠની જેમ તેઓ પણ ઘણીબધી વાર વિષાદને કેન્દ્રમાં રાખી રચનાને વિસ્તારે છે અલબત્ત, અહીં માવજત જુદી છે. બાળપણ, એનાં સ્મૃતિસાહચર્યો અને વિષયાનુરૂપ અધ્યાયો તેમની રચનામાં સહજ રૂપે પ્રવેશી એને આકારિત કરે છે. ક્યારેક તેઓ રચનાને નર્મમર્મનો પુટ પણ આપે છે. આઠમા દાયકામાં નિબંધને શ્રીસભર કરવામાં ફાળો આપનાર આ નિબંધકારની 'નદી-વિચ્છેદ' જેવી કેટલીક રચનાઓ યાદગાર બની છે.

છેલ્લાં થોડાંક વર્ષોમાં લલિત નિબંધ ક્ષેત્રે જથ્થાની દૃષ્ટિએ મોટો જુવાળ આવ્યો છે. આ પાછળનું એક પ્રત્યક્ષ કારણ પત્રકારિત્વ છે. કેટલાકે આ નિમિત્તે વ્યક્તિત્વના મોહક અંશોને વ્યક્ત કરતી, મધુર ગદ્યછટાઓ દાખવતી રચનાઓ ક્યારેક કયારેક આપી છે. સુરેશ દલાલ, ગુણવન્ત શાહ, હરીન્દ્ર દવે, જ્યોતિષ જાની, વિષ્ણુ પંડ્યા, અનિલ જોશી, જયંત પાઠક વગેરેનાં નામ આ સંદર્ભે તરત સ્મરણમાં આવવાનાં. સુરેશ દલાલ-ગુણવન્ત શાહમાં વિષયનું સુમાર વિનાનું વૈવિધ્ય છે. બંનેમાં કલ્પના તત્ત્વ પણ ઠીક ઠીક માત્રામાં છે, બંને દૃષ્ટાંતો, કાવ્યપંક્તિઓ પણ છૂટથી આપે છે. બંનેની રચનાઓ વારંવાર લલિત નિબંધને કાંઠે પહોંચી જાય છે, સૌંદર્યનો છાક પણ એમાં ઘણી વાર અનુભવાય છે. છતાં સાદ્યંત લલિત નિબંધ કહી શકાય તેવી રચનાઓનું પ્રમાણ એમાં ઓછું છે. ગુણવન્ત શાહના 'વિચારોના વૃન્દાવનમાં', 'સાઈલન્સ ઝોન', 'બત્રીશે કોઠે દીવા', 'પૂછતા નર પંડિત', 'ઝાકળભીનાં પારિજાત', 'કાર્ડિયોગ્રામ', 'વગડાને તરસ ટહૂકાની' વગેરે અનેક સંગ્રહોમાં ગદ્યની રસાળતા ધ્યાન કેંચે છે. 'વૃક્ષની માતૃભાષા મૌન' જેવી અહીં સંઘરાયેલી રચના તેમના એ પ્રકારના નિબંધકર્મની દ્યોતક છે. સુરેશ દલાલના 'મારી બારીએથી', 'સાવ એક્લો દરિયો', 'મારો આસપાસનો રસ્તો', 'પગલાંથી પંથ એક ફૂટ્યો', 'સમી સાંજના શામિયાણામાં', 'મોજાંને ચીંધવા સહેલાં નથી' જેવા અનેક સંગ્રહો નિરૂપણની કોઈક ને કોઈક વિશેષતાને લઈને આકર્ષે, અલબત્ત, બધી જ વખતે નિબંધનું તત્ત્વ એના સર્વાંગ સાથે નહિવત્ પ્રકટ્યું છે. 'મુંબઈ એટલે મુંબઈ એટલે મુંબઈ' જેવી રચનામાં મહાકાય શહેર મુંબઈને નિબંધકારની નજર કેવી કેવી રીતે નીરખે છે, નજરમાં ભરે છે અને પછી પ્રતિક્રિયા પ્રકટ કરે છે તેનું રસોદીપક પ્રતિબિંબ ઝિલાયું છે. 'નીરવ સંવાદ'માં હરીન્દ્ર દવે વધુ તો વિચાર સાથે કામ પાર પાડે છે. છતાં ક્યારેક 'વસંત

મનની અવસ્થા'માં બને છે તેમ, તેમના હાથે સુચારુ નિબંધો સર્જાયા છે. જ્યોતિન્દ્રના નિબંધો પણ પત્રકારત્વનું જ પરિણામ છે. છતાં તેમના સ્વૈરવિહારમાં વધુ તો રમણીયને ઉપસાવવાનું વલણ દેખાય છે. 'શબ્દનાં લૅન્ડસ્કેપ' સંગ્રહમાં 'મારી ડાયરીમાં ઊગેલી એક સવાર' જેવી કોઈ રચના હૃદ્ય બની રહે છે. 'હથેળીનું આકાશ' અને 'શાહમૃગ અને દેવહુમા' જેવા સંગ્રહના કર્તા વિષ્ણુ પંડ્યામાં ચોક્કસ વિચારસરણીની પ્રતિબદ્ધતા જોવાય છે છતાં 'અનુરાગની લિપિ' જેવી કૃતિઓમાં તેઓ સારું પરિણામ નિપજાવી શક્યા છે. 'પવનની વ્યાસપીઠ' અને 'સ્ટેચ્યૂ'ના લેખક અનિલ જોશીની રચનાઓ વિસ્મય અને વાસ્તવ એમ બે છેડેથી સર્જાતી આવે છે. તેમની રચનાઓમાં પત્રકારત્વ ઘણીવાર આડે આવી જતું હોવા છતાં 'સ્ટેચ્યૂ રમવાની મઝા'માં બન્યું છે તેમ, તેઓ ક્યારેક સાદ્યંત રૂપગુણસંપન્ન લલિત નિબંધ આપી શકે છે તે પ્રતીત થાય છે. કવિશ્રી જયંત પાઠકે 'તરુરાગ'માં 'સ્વપ્નતરુ' જેવી નિતાંત રમણીય રચના આપીને તરુરાગની સાથે સાથે તેમના લલિત નિબંધ પરત્વેના રાગને પણ પ્રકટ કરી આપ્યો છે. પત્રકારત્વને નિમિત્તે, એવી અનેક મર્યાદાઓ હોવા છતાં, આમ આવા નિબંધકારો પાસેથી થોડીક અંકે કરી લેવા જેવી લલિત નિબંધ રચનાઓ મળી છે, એનું મૂલ્ય લલિત નિબંધના સ્વરૂપ વિકાસના સંદર્ભે તેમજ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણુંબધું રહ્યું છે.

ભોળાભાઈ—દિગીશ—ચંદ્રકાન્ત પછીનું લલિત નિબંધનું એક સ્થિત્યંતર બકુલ ત્રિપાઠી અને પ્રવીણ દરજીના નિબંધોમાં જોવા મળે છે. બકુલ ત્રિપાઠી હાસ્ય લેખક તરીકે જાણીતા છે એ ખરું પણ 'વૈકુંઠ નથી જાવું' સંગ્રહની રચનાઓમાં તેમણે કંઈક જુદી રગમાં કામ કર્યું છે. પેલા નર્મ-મર્મના સૂત્રનો અહીં તેઓ ઓછો-આછો આધાર તો લે છે જ, પણ તે દ્વારા તેઓ કંઈક વધુ ગંભીર વાત અહીં આરંભે છે. એવી ગંભીર ભૂમિકાને તેઓ વચ્ચે વચ્ચે નર્મથી પ્રકંપાવે છે, ભીતરની ગઠડી છોડતા જાય છે, સ્મરણો ઉમેરે છે અને એમ 'વૈકુંઠ નથી જાવું', 'હોળી' કે 'વસ્તુઓ' જેવી સંતર્પક રચનાઓ સિદ્ધ કરે છે. ભાષાને બોલચાલને સ્તરે રહેવા દઈને તેઓ આ કળાપ્રપંચ ઊભો કરે છે. લલિત નિબંધના અનુસંધાને આ ખેલ કંઈક વિશિષ્ટ છે.

'લીલાં પર્ણ', 'દર્ભાંકુર' 'ઘાસનાં ફૂલ' અને 'વેણુરવ' જેવા નિબંધસંગ્રહો દ્વારા નવમા-દસમા દાયકામાં જેમની નિબંધપ્રવૃત્તિ ભરપૂર રીતે વિસ્તરી-વિકસી છે તેવા પ્રવીણ દરજીએ વિષય અને ભાષા એમ ઉભય સ્તરે નવાં પરિણામો દાખવતી 'ઓરડો', 'હૉસ્પિટલ', 'ડગલો', 'શબ્દો', 'ઈશ્વર', 'તમે, હું.. આપણે બધા જ!' જેવી સંખ્યાબંધ રચનાઓ આપી લલિત નિબંધના નૂતન મિજાજનો પરિચય કરાવ્યો છે. તેમાં વિલક્ષણતા સાથે કળામયતાનું અદ્ભુત સંમિશ્રણ જોવાય છે. તેમના બહુમુખી 'હું'નું એક સૌંદર્યસભર વિશ્વ આ રચનાઓમાં કંડારાતું આવે છે. એ વિશ્વ ભાવકમાં સંક્રાન્ત થાય છે એમ કહેવા કરતાં, ભાવકનું બની જાય છે—એ એમની રચનાઓની સિદ્ધિ છે. ભાષાછટા-ભાષાભંગિઓનું ગૂંથણ પણ રચનાઓનો અકથ્ય અંશ બની

રહે છે. લલિત નિબંધના સ્વરૂપ સાથે તેમની ઊંડી નિસબત રહી છે તેવું તેમના સંગ્રહો જોતાં સહેજે અનુમાન કરી શકાય.*

મણિલાલ પટેલે 'અરણ્યોમાં આકાશ ઢોળાય છે', 'કોઈ સાદ પાડે છે' અને 'માટીવટો' જેવા સંગ્રહો દ્વારા લલિત નિબંધને પોતાની રીતે વિકસાવવા પ્રયત્ન કર્યો છે. પત્રકારત્વનું નિમિત્ત હોવા છતાં જ્યાં તેઓ સરળ અને સહજ રૂપે 'હું' અને એની લીલાને નિબંધરૂપ આપી શક્યા છે ત્યાં પરિણામ સરસ આવ્યું છે. તેમનું વલણ નિબંધને શુદ્ધ રૂપે પ્રકટાવવાનું રહ્યું હોવાથી 'ફાગણના દિવસો' કે 'અરણ્યની આરપાર' જેવી કેટલીક રચનાઓ સ્પૃહણીય બની રહી છે. નવનિબંધકારોમાં તેમનો ઉત્સાહ આશાસ્પદ રહ્યો છે.

નવ નિબંધકારોમાં 'ભીની માટીની મહેક'થી કિશોરસિંહ સોલંકી પણ ધ્યાન ખેંચે છે. વતન, બાળપણ, પરિવારજનો, મિત્રો એ બધાંનું તેમના નિબંધમાં ઉમળકા પૂર્વક વર્ણન થતું રહે છે. 'શેઈડો', 'ધૂળેટી', 'મેળો' જેવી રચનાઓ ગ્રામજીવનના વિશેષને કલાત્મક રીતે વ્યક્ત કરે છે. લોકબોલીનું સૌંદર્ય અહીં અનેક રચનાઓમાં ઊતર્યું છે. સંગ્રહનો એ નોંધપાત્ર અંશ છે. પ્રીતિ સેનગુપ્તા મુખ્યત્વે ભ્રમણવૃત્તકાર છે છતાં તેમની કલમમાં લલિત નિબંધ સર્જવાની પૂરી શક્તિ છે તે 'તે આ શહેર' જેવી રચનાઓ વાંચતાં સમજાય છે. તેમના કેટલાક પ્રવાસવર્ણનના ટુકડા ભોળાભાઈના નિબંધોમાં બને છે તેમ સાદ્યંત લલિત નિબંધનો આભાસ ઊભો કરે છે. 'માટીમાં ખીલેલાં મેઘધનુષ' સંગ્રહ દ્વારા મફત ઓઝાએ પણ સ્વકીય રીતે લલિત નિબંધને ઉપાસ્યો છે. પ્રકૃતિ અને મનુષ્યની કેટલીક અપરિચિત મુદ્રાઓને ઉપસાવી આપવામાં તેમનો રસ રહ્યો છે. 'ગરમાળો અને ગુલમહોર' તેમની એ પ્રકારની રચના છે. વીનેશ અંતાણીએ 'પોતપોતાનો વરસાદ' દ્વારા લલિત નિબંધનાં દ્વાર ખખડાવ્યાં છે. ગદ્ય ઉપરના તેમના પ્રશસ્ય પ્રભુત્વને લઈને અને વિશેષે તો મનઃસંચયનો અને તેનાં ચંચલ રૂપોને નિબદ્ધ કરવાની ફાવટને લઈને ઘણી વાર તેમના હાથે અનવદ્ય રચનાઓ નીપજી આવી છે. 'પોતપોતાનો વરસાદ' તેનો એક નમૂનો છે. આ પંગતમાં જ 'ચ્યુઈંગગમ' ના લેખક નવનિધ શુક્લનો પણ સમાવેશ થાય છે. તેમણે સ્મરણોને સહારે 'ચ્યુઈંગગમ' જેવી હૃદયને આર્દ્ર કરી મૂકે તેવી કેટલીક સારી રચનાઓ આપી છે. પન્ના અર્ધ્વયુનો 'ખોબો ભરીને ઉજાસ', કુન્દનિકા કાપડિયાનો 'ચંદ્ર, તારા, વૃક્ષ વાદળ', દિવ્યેશ ત્રિવેદીનો 'નંદનવન', કેશુભાઈ પટેલનો 'એક ઘર જોયાનું યાદ', રમેશ જાનીનો 'જે મળી જીવનની પળો' વગેરે અનેક સંગ્રહો મળે છે. પન્ના જેવાં 'ળ'માં નવા વિષયને સ્પર્શક્ષમ રીતે અવતારી શક્યા છે. કુન્દનિકા 'વસંત આવશે', 'એ કોનું વાદ્ય હશે ?' જેવી કૃતિઓમાં સહજ શ્વાસ-ઉચ્છ્વાસ રૂપે પ્રકૃતિ-પંડ-બ્રહ્માંડને છેડી શક્યાં છે. દિવ્યેશ પત્રકારત્વની સીમાને ઓળંગીને ખબરદાર વ્યક્તિ તરીકે અનેક વિષયમાં વ્યક્ત થયા છે. તેમનામાં વૃક્ષ કે પ્રકૃતિ આવે છે પણ ભિન્ન રૂપે.

* સંપાદકના નિબંધો વિશેનું આ લખાણ આકારવાદનાં વિશેષ અભ્યાસી ડૉ. નીતાબહેન ભગતનું છે.

'વરસાદ' જેવી કૃતિ તેનું દૃષ્ટાંત છે. રમેશ જાનીના 'આ જીવન ! આ પળ' જેવા મુંબઈવિષયક નિબંધો ક્યાંક તેમાંની સંવેદનસભરતાને લઈને સ્પર્શી જાય છે.

ગુજરાતી લલિત નિબંધને આ સિવાય પણ ખીલવનારાઓમાં ઉશનસ્, રમેશ દવે, યોગેશ જોશી, હર્ષદ કાપડિયા, જોસેફ મેકવાન, ગુલામમોહમ્મદ શેખ, ભરત નાયક, પુરુરાજ જોશી, રામચંદ્ર પટેલ અને અન્યોને અહીં યાદ કરવા રહે. આવા અગ્રંથસ્થ નિબંધકારોની બધી નહિ, પણ કોઈક કોઈક રચના ક્યારેક વિલક્ષણ રૂપે અવતરી આવતી જણાય છે. ગુજરાતી લલિત નિબંધની કેટલીક નવી છાયાઓ પણ એમાં જોવા મળે છે. આવી સંવેદ્ય કૃતિઓની સંખ્યા સતત વધતી રહો ! લલિત નિબંધના સ્વરૂપ પરત્વે આમ આજના સર્જકની સક્રિયતા ને મથામણ વધ્યાં છે. પત્રકારત્વને લીધે સારા ગણાતા નિબંધકારો પણ ક્યાંક ક્યાંક દિશા ચૂકી જતા જોવાય, ચબરાકીમાં કે સ્વાનુકરણમાં સરી જાય છતાં એની સામે સ્પર્શી જાય તેવી રચનાઓનું પ્રમાણ પણ ઠીક ઠીક રહ્યું છે. લલિત નિબંધનો ઇતિહાસ એ રીતે ગુજરાતી ભાષામાં, અન્ય સ્વરૂપોની સરખામણીમાં, ટૂંકા ગાળાનો છે. પણ આ સ્વરૂપ પ્રત્યે આજના સર્જકની જે અભિમુખતા રહી છે, એકાગ્રતા રહી છે એ આ સ્વરૂપ માટે શ્રદ્ધા જગવે છે. શક્યતાઓથી ભર્યું ભર્યું આ સ્વરૂપ વધુ ને વધુ સર્જકોને હાથે મ્હોરતું રહો.

* * *

થોડુંક આ લલિત નિબંધના સંચય વિશે. નૅશનલ બુક ટ્રસ્ટના ઉપક્રમે પ્રકાશિત થતા આ સંચયમાં નિશ્ચિત પૃષ્ઠમર્યાદા હોવાથી સ્વાભાવિક રીતે જ અપેક્ષિત નિબંધકારોમાંથી અમુકનો જ સમાવેશ શક્ય બન્યો છે. આ પ્રકારની પસંદગીમાં એક બે બાબત મનમાં રાખી છે. એક તો, આ લલિત નિબંધનો જ સંચય છે તેથી જેમાં પ્રવાસ, ચરિત્ર કે હાસ્ય જેવાં તત્ત્વોનું આધિક્ય હોય અથવા તો વિચારતત્ત્વનું જ પ્રાધાન્ય હોય એવી રચનાઓને અહીં લક્ષમાં લીધી નથી. ઉપરાંત, લલિત નિબંધના સ્વરૂપમાં જેમનો કોઈક રીતે નોંધપાત્ર હિસ્સો રહ્યો છે, જેમના હાથે કશાક નવા ઉન્મેશો પ્રકટી આવ્યા છે, સ્વરૂપગત કોઈક નૂતન અંશનું ઉમેરણ થયું છે તેઓને વધુ મહત્ત્વ અપાયું છે. ક્યારેક કેટલીક રચનાઓ જુદાં જુદાં કારણે સ્પર્શી ગઈ હોય, સ્મરણમાં પણ સતત રહી હોય છતાં સામયિક કે દૈનિકમાંથી બહાર આવી તેનું ગ્રંથસ્થ રૂપ પ્રાપ્ય બનતું ન હોય તો એવી રચનાઓને પણ પસંદગી વેળા જતી કરી છે. અલબત્ત, પ્રસ્તાવનામાં કોઈક ને કોઈક રૂપે એવી રચનાઓના કે તેના સર્જકોના નિર્દેશો તો યથાક્રમે જોવા મળશે જ.

ટૂંકમાં, આ લલિત નિબંધના સંચયમાં ગુજરાતી લલિત નિબંધનો પલટાતો, વિકસતો, નવ્ય પરિમાણો દર્શાવતો એક ચહેરો નજર સમક્ષ તરી રહે એ જોવાનો નમ્ર પ્રયત્ન રહ્યો છે. આ સંચય તૈયાર કરવામાં મને નિમિત્ત બનાવવા માટે અંગત રીતે હું નૅશનલ બુક ટ્રસ્ટ અને એના સુજ્ઞ તંત્રવાહકોનો હૃદયપૂર્વક આભાર વ્યક્ત કરું છું.

પ્રવીણ દરજી

1

# મધ્યાહ્નનું કાવ્ય

કાકાસાહેબ કાલેલકર

વેદમાં બપોરનું વર્ણન છે એવું તો કોઈ ઠેકાણે નહીં આવ્યું હોય. બપોર એક મોટું શિકારી કૂતરું છે અને તે આકાશમાં દોડે છે. એણે જીભ બહાર કાઢી છે. એમાંથી જ્વાળા નીકળે છે. એ કૂતરું કોનું કહેવાય ? સૂર્યનું કે એના દીકરાનું ? યમાજી ભાસ્કર હંમેશાં કૂતરાં લઈને ફરે છે, પણ એને ચાર-ચાર ડોળા હોય છે ! ભાસ્કરરાવ પાસેથી જ એને એ કૂતરાં મળેલાં હોવાં જોઈએ. પોતે બાર આંખવાળા એટલે ચાર આંખિયાં કૂતરાં એમની પાસે જ હોય.

બપોરને કૂતરાંની ઉપમા આપનાર નવો કવિ હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય છે. એના Feast of Youth (યૌવનની મિજબાની) નામના કાવ્યસંગ્રહમાં એવો જ ચિતાર જોવા મળે છે. કવિ ત્રિભુવન વ્યાસે પણ બપોરનું વર્ણન આપવાનો પ્રયત્ન કર્યો છે. જો કે, આજની બપોર અનુભવ્યા પછી ઋતુસંહારમાં આવેલું ગ્રીષ્મનું વર્ણન જ ધ્યાનમાં આવે. બપોરના ત્રાસથી ત્રાસેલો ઉંદર નાગની ફણાની છાયા શોધતાં પણ અચકાતો નથી. બીજી ક્ષણે દુર્વાસાનો ભાઈ વિશ્વામિત્ર યાદ આવે છે. એણે હરિશ્ચંદ્રનું સત કસવા ખાતર ચંડ ભાનુને પ્રચંડ તપાવ્યો હતો. છતાં હરિશ્ચંદ્રનું સત તો ન જ ઓગળી ગયું પણ કોમળ રોહીદાસ પણ એથી ન ચળ્યો એ વાત જુદી.

એવા જ પ્રખર તડકામાં મારે નાનપણમાં એકવાર ઉઘાડે પગે દવા લાવવા જવું પડ્યું હતું. મ્યુનિસિપાલિટીના ફાનસના થાંભલાઓ અને ઘરની દીવાલો કંજૂસની પેઠે પોતાની છાયા પોતાના પગતળે દબાવીને જ ઊભાં હતાં, એટલે મારા પગને છાયાનો આશ્રય ક્યાંથી મળે ? રસ્તા પરથી ગયેલાં પરોપકારી પશુઓએ છાણના પોદળા નાખ્યા હતા. એ આવે એટલે ક્ષણને માટે એના ઉપર જઈને ઊભો રહેતો. એની ઠંડક કેટલી મીઠી લાગતી ! પગે બાઝીને એનાં જો સુકાયેલાં છાણાં થાત તો જરૂર એ પાદત્રાણ (ચંપલ)ની ગરજ સારત. એવે વખતે છાણ એ વસ્તુ ગંદી જેવી લાગતી નથી. સૂગ કે સૌંદર્ય આખરે વસ્તુગત નથી પણ ભાવનાગત છે.

તે દિવસે તડકા ઉપર હું છેલ્લો ચિડાયો. ત્યાર પછી હું હંમેશ તડકા ઉપર પ્રેમ જ કરતો આવ્યો છું. એ પરિવર્તન શાથી થયું એ જાણવું મુશ્કેલ છે. વખતે ''ત્રાટિકા'' નાટકમાં પ્રતાપરાવ પોતાની નવોઢા વધૂને તડકામાં ચાંદરણું કહીને લઈ

જાય છે એની સાથેના સમભાવને લઈને થયું હોય તો કોણ જાણે ! પણ એમ ન હોય. સાચે જ તડકાનો રંગ મને ખૂબ ગમે છે. કેટલીક વસ્તુઓ પ્રત્યે આપણે તટસ્થ નથી થઈ શકતા તેથી તેનું સૌંદર્ય ગુમાવીએ છીએ. બિહારમાં તળાવ ઉપર લાલ રંગની લીલ બાઝે છે. તેથી અંજીરી રંગના ગાલીચાની કેટલી અનેરી શોભા ફૂટે છે ! પણ અંદર જવા જતાં તો પગ જ લપસે છે; અને વળી એ પીવાલાયક હોતું નથી. માટે એનું સ્મરણ કરીને માણસ દિવેલિયું મોઢું કરે છે. માણસ ઉપયોગિતાના ખ્યાલમાંથી ઊગરી ન જાય ત્યાં સુધી સૌંદર્યનું હાર્દ સમજી ન શકે.

મારી દલીલ એ છે કે જે તડકામાં કૂમળાં ફૂલો પણ ખીલે છે તે તડકાનો વાંક તમે શી રીતે કાઢી શકો ? જે તડકો કેળનાં પેટમાંનું પાણી પણ લૂંટતો નથી તેને ત્રાસદાયક કહો શા હિસાબે ?

તડકો પૂર જોશમાં પડતો હોય તે વખતે આકાશની શોભા ખાસ જોવાલાયક હોય છે. ભેંસો દૂધ દેતી વખતે જેમ આંખ મીંચીને નિઃસ્તબ્ધ ઊભી રહે છે તેમ આકાશ તડકાની શેરો છોડતું જ રહે છે. ન મળે વાદળાં, ન મળે ચાંદલો. ચાંદો હોય તોયે વાસી રોટલાના કટકા જેવો ક્યાંક પડ્યો હોય. બધે એક જ રસ ફેલાયેલો હોય છે. એને વીરરસ કહીએ કે રૌદ્ર ? હું તો એને શાંત રસ જ કહું ! શાંત રસ શીતળ જ શા માટે હોય ? તપ્ત કેમ ન હોય ?

ઉનાળાના દિવસો પરિણામે રમણીય હોય છે એવું પ્રમાણપત્ર આપવાની કશી જરૂર નથી. બપોરે પણ એ કાંઈ ઓછા રમણીય નથી હોતા. માત્ર એ રમણીયતા પારખવાની આંખો જોઈએ છે એટલું જ. ખરે બપોરે રસ્તાઓ જાણે પહોળા થાય છે, ગામ ગામ વચ્ચેનું અંતર વધે છે; શહેરમાં હજીયે વધારે વસ્તી માઈ શકે એવો ભાસ થાય છે; અને જાણે ઈશ્વરની એ લીલા આગળ ચરાચર સૃષ્ટિ તો શું પણ માનવપ્રાણી પણ સ્તબ્ધ થઈ જાય છે.

તડકાની લહેજત પારખે છે એકલો પવન. એ સુખેથી ફાવે તેમ દોડે છે. નદીઓ પર પણ દોડે છે અને ટેકરીઓ ઉપરથીયે દોડે છે. સમુદ્ર હોય કે રણ હોય, એને દોડતાં જરાયે મુશ્કેલી પડતી નથી. એને કંઈ છાણાંનાં પગરખાં શોધવાં નથી પડતાં. એ જઈ જઈને વૃક્ષોને પૂછે : 'કેમ મજામાં છો ને ?' ઊંઘણશી ઝાડો માથું ધુણાવીને જવાબ વાળે છે : 'કેમ નહીં ? કેમ નહીં ?' આકાશની સમડીઓ પણ તડકાના રસમાં મજા માણે છે. જરાય ઉતાવળ કર્યા વગર ગોળ ગોળ ફરતી એ ઉપર ચડે છે અને પછી એટલી જ ધીરજથી નીચે ઊતરે છે. જાણે પ્રશાંત સાગરનાં યાત્રી વહાણો.

આવા તડકામાં જો મુસાફરીનો પ્રસંગ આવે તો શરૂઆતમાં ઘડી બેઘડી જે તકલીફ થાય તે ખરી, પણ એક વાર પરસેવો છૂટ્યો એટલે પછી એવો તો આનંદ આવે છે કે જાણે તળાવમાં નહાતા હોઈએ. હા, પગ તળે રેતી હોય તો પગનાં બિસ્કિટ થાય ખરાં. પણ એ વાંક કાંઈ તડકાનો નથી.

अन्यस्मात् भब्धपदो नीचो प्रायेण युस्सहो भवति ।
रविरपि न दहति तादक् यादक् दहति वालुका-निकरः ।।

માણસ ધારે તો એનો ઉપાય કરી શકે છે. રજપૂતાનાના લોકો જોડા પહેરે છે એમાં ઉપરની નાની જીભને ઠેકાણે મોરની કળા જેવું મોટું ચામડું જ બેસાડી દે છે. રેતીમાં ચાલતાં રેતી તો ખૂબ ઊડવાની, પણ આ કળાને લીધે પગ બચી જાય છે. રજપૂતો એને શું કહે છે કોણ જાણે. અરસિક અંગ્રેજો એને Sand guard (રેતીરક્ષક) કહેવાના. હું તો એને ખાસડકળા કહું.

સવારસાંજ કરતાં બપોરે આકાશનો રંગ કંઈક આછો હોય છે એથી જ તડકો આટલો શોભે છે. ખગ્રાસગ્રહણ વખતે તડકો કાળાશ પડતો થાય છે, અને આકાશ પણ એવું ગમગીન દેખાય છે કે એને આશ્વાસન આપવા માટે તારાઓને પણ દોડી આવવું પડે છે. એના કરતાં તો ચોમેર ફેલાયેલું ફિક્કું આકાશ હજારગણું સારું. અને એમાં જો પાતળાં વાદળાં આવી જાય તો તો સંગેમરમરની શોભા જ જોઈ લો.

પણ તડકાનો આનંદ પ્રત્યક્ષ મળતો હોય તે વખતે શબ્દો લખવાનું પણ સૂઝવું ન જોઈએ. લાંબુ લખીએ તો લેખિની પણ સુકાઈ જવી જોઈએ. પછી કવિ વિલિયમ કૂપર વિલાપ કરે તોપણ શાહી વિના તે લખાય ક્યાંથી ?

શાંતિનિકેતનમાં ઉનાળાના દિવસો હતા. ખરે બપોરે કવિશ્રીને મળવા ગયો હતો. મેં એમને કહ્યું, 'કઅવસરે આવીને આપને તકલીફ આપું છું.' એમણે કહ્યું, 'તમે પણ તકલીફ ઉઠાવી છેસ્તો.' મેં કહ્યું, 'ના, મને તો તડકો ગમે છે; હું તો એનો આનંદ લૂંટું છું.' આ સાંભળતાંવેંત કવિશ્રી એકાએક પ્રસન્ન થયા અને કહે, 'હેં, તમને પણ તડકામાં આનંદ આવે છે ? હું તો ખૂબ તડકો હોય છે ત્યારે બારી આગળ આરામખુરસી નાખીને લૂમાં નાહું છું. મને એમાં ખૂબ જ આનંદ આવે છે. પણ હું તો માનતો હતો કે એવો શોખીન હું એકલો જ છું.' મેં બીતાં બીતાં વિનોદ કર્યો : 'રવિને પોતાનો તડકો ન ગમે તો તે ક્યાં જાય !'

['જીવનનો આનંદ'માંથી]

2

# માછીનાચ

સ્વામી આનંદ

મુંબઈની પડોશમાં જે સ્થળોના વાર્ષિક મેળા મેં મારા બચપણમાં જોયેલા તેમાં નાળિયેરી પૂનેમે વસઈનો ને કાર્તિકી પૂનેમે નિર્મળીનો, એ બે મેળામાં હું સૌથી વધુ વેળા ગયો હોઈશ. આ મેળાઓનાં બહુ તાદૃશ સ્મરણો મને છે.

વસઈનાં બે-ત્રણ જૂનાં કુડાળ, શેણવી, પાંચકળશી કુટુંબો જોડે અમારે બહુ નિકટનો નાતો, ઘરોબો હતો. મેળાના દિવસ આવે ને આ લોકો અમારા વડીલોને મેળો મહાલવા નોતરે, અને ખાસ કરીને છોકરાંને મોકલવા કહેવડાવે. કોઈ મુંબઈ આવ્યાં હોય તો ચાહીને ઘેર મળવા આવે, ને આગ્રહ કરી કરીને કહી જાય. કાં મેળાના દિવસ છેક આવી લાગ્યા હોય, તો મોટેરાંઓને પાછળથી આવવા કહી અમને છોકરાંઓને પોતાની સાથે લઈ જાય.

અમે છોકરાંઓ તો કૂદી જ રહ્યાં હોઈએ. આવનારું કે ઘરનું કોઈ ને કોઈ અમને લઈ જાય. ઘણીવાર ઘરનું કોઈ આવ્યું હોય તે તો એક-દોઢ દિવસ રહીને પાછું જાય. પણ અમને છોકરાંઓને તો પૂરા ત્રણ દિવસ કે વધુ રાખે; ને અમે રોકાઈએ. અમે 3-4 હોઈએ અને જજમાનના ઘરનાં છોકરાંની સંખ્યા મળીને 7-8 સહેજે થઈ જઈએ. ભરચક મેળાના દિવસને એકાદ-બે દિવસ બાકી હોય, તે દરમિયાન અમે રોજ બહાર રખડવાના પ્રોગ્રામ બનાવીએ. સવારની પેજ (ચોખાની કાંજી) પીને અમે બપોર માટે થોડીક દસમી (ચપાતી) ને સુકેળી (સુકવણી કેળાં) બાંધી લઈને બે-ત્રણ ઘરનાં છોકરાં બધાં નીકળી પડીએ. અમારા જજમાનનાં કાકૂ (કાકી-મા) નો દીકરો અમારા સૌથી મોટો. 14-15 વરસનો. તે અમારો આગેવાન.

વસઈ અને તેની આજુબાજુનાં બધાં ગામો કેળાં, નાળિયેરી, પાનવાડીઓ અને લાલ ટોપીવાળા દૂધગવળીઓથી પ્રખ્યાત છે. અમે વસઈ, માણિકપુર, પાપડી ભુઈગાંવ, નાયગાંવ, ખોચીવડું ને અગાશી અરનાળા નાલાસોપારા સુધીનાં ગામો ને વાડીઓમાં આથડીએ. લાલ ટોપીવાળા કિરસ્તાંવ (ખ્રિસ્તીઓ)નાં ઘરોમાં ને તેમનાં દેવળોમાં ઘૂસી જઈએ. રસબાળ (લાલ કેળાં), રાજેળી, મુઠેળી, એલચી, સોન કેળી, બનકેળીં (ખાસંડિયાં) — એવી એવી કેળાંની જાતો ને ભાતો ઓળખતાં શીખીએ. લૂમો ગણીએ, શરતો (મુક્કા દેવા-ખાવાની) બકીએ. શાળી (પાણીનાં લીલાં નાળિયેર)ના

છાતીપૂર ઢગલા જોઈજોઈને નાચી ઊઠીએ, ખાઈએ, ફેંકીએ, ધિંગામસ્તી કરીને એકબીજાંને છુટ્ટાં મારીએં, બગાડીએ. વસઈનો કિલ્લો જોવા જઈએ. ત્યાં સંતાકૂકડી રમીએ. બે દિવસ મેળામાં મહાલીએ. ઘડી પગ વાળીને ન બેસીએ, ને સાંજ પડ્યે થાકી લોથ થઈ જઈએ.

વસઈનો મેળો નાળિયેરી પૂનેમ (બળેવ)નો. કિલ્લાની લગોલગ ખાડીકાંઠે ભરાય. ભરચોમાસું વીતીને આ પૂનેમ પછી માછીઓને સારુ દરિયો ઓછોવત્તો ખુલ્લો થયો ગણાય. આથી માછીકોમ બધી આજે દરિયો પૂજવા નીકળે. નવાંનકોર રંગબેરંગી કપડાંમાં બનીઠની, હાથમાં નાળિયેર અને પૂજાપાના સામાન લીધેલ માછી-માછણોંની લાંબી કતારો કિલ્લા પડખેના ખાડીકાંઠે આવે. ત્યાં પાઘડી-પહેરણ પહેરેલા કે ફક્ત ઉપરણું ઓઢેલા બ્રાહ્મણ ગોરબાપાઓ ધૂપ-દીપ, પુષ્પ અને પૂજાપાના સામાન માંડીને હારબંધ બેઠેલા હોય. દરેક દંપતી ઉભડક પગે ગોરની સામે બેસી ગોરની મદદથી દરિયાપીરને પૂજે, લીલુડાં નાળિયેરથી વધાવે, નવા વરસ દરમિયાન એની કૃપા હેઠળ બરકત માગે. દરેક સ્ત્રી પોતાના પતિની અને કુટુંબના આખા પુરુષવર્ગની ખેરિયત માટે દરિયાબાપજીની યાચના કરે.

આ બધાં પૂજનારાંઓને હાથે દરિયા-ખાડીમાં નંખાતાં ઢગલાબંધ નાળિયેરો જે કોઈ ખાડીમાં પડીને હાથ કરે તેનાં ગણાય. આથી આવાં નાળિયેર 'જીતવા' ગામના ટોળાબંધ જુવાનો જુવાળે ચડેલી ખાડીના પાણીમાં પડી નજીકમાં જ સેલારા દેતા હોય, ભૂસકા મારતા હોય, વચ્ચે વચ્ચે નાનકડી નાવડી ફેરવતા ભાઈ-કાકાઓને અથવા તો કાંઠે ઊભેલાં ઘરનાં માણસોને 'જીતેલાં' નાળિયેર ફેંકતા હોય; ને એવાં નાળિયેરના ઢગ કાંઠે થતા હોય. ક્યારેક વળી આવાં નાળિયેરમાં ગોરબાપાઓના બેચાર આની ભાગ પણ હોય ! પણ મોટેભાગે તો આવી માગણી કરનારા ગોરને તરવૈયા જુવાનો ''ચાલો, અમે નહિ લઈએ, પણ તમે જાતે ખાડીમાં પડીને કાઢી લો'' — એવું જ પરખાવે ! ને પેલા ગોરબાપાઓ ઝંખવાણા પડે તે પર હસે. આવા પ્રસંગોમાં ઘરનાં વડીલો જુવાનિયાઓને વઢે, ને ગોરબાપાની આમન્યા રાખવા કહે. પણ ટીખળી જુવાનો ભાગ્યે જ તેમનું સાંભળે.

નિર્મળીનો કાર્તિકી પૂનેમનો મેળો વસઈના બળેવ મેળા કરતાં ઘણો મોટો. આ મેળામાં વસઈ-વિરાર પંથકનાં જ નહિ, પણ વરલી, તુચમા, ઉરણ, ઉલવા દાંડા, વેસાવા, રેવસ, ધરમતર, પનવેલ, નાગોઠણાથી માંડીને મઢ, દહીસર, ગોરઈ, રાઈ, ઉત્તણ, ભાઈંદર, ઘોડબંદર, જુચંદ્રા ને વૈતરણા પાર પાલઘર, સપ્તપાટી, કેળવા, માહીમ, દહેણુ સુધીના અગરી-કોળી-માછી-માંગેલાનાં ટોળે-ટોળાં ઊતરી પડે. આ મેળો વીત્યે તે જ જગાએ પાછો આ કાંઠાના કિરસ્તાંવ લોકોનો મેળો ભરાય તેથી દુકાનો વગેરે બે દિવસ વધુ ચાલુ રહે.

*   *   *

પણ વસઈ-નિર્મળીના આ મેળાઓનું સૌથી વડું આકર્ષણ મારા બચપણના કાળે હતું

માછીલોકના નાચ. બપોર નમ્યા કેડે પાછલે પહોરે માછી મરદબૈરાંના હોડીહલેસાંના નાચ ચાલે. એકસરખા રંગીન પોષાકો પહેરેલ સો-સો બસેં-બસેં મરદ-બૈરાં, હાથમાં એકસરખા રંગે રંગેલ પટ્ટાવાળાં હલેસાં લઈને, હારબંધ એકતાલે નાચે.

એક બાજુ માથે એકસરખી ટોપી, એકસરખા હાફકોટ અને કમ્મર નીચે આગલી બાજુ ત્રિકોણે લટકતા નવાનકોર પહોળા લાલ પટ્ટાના ચોકડિયાળા ચોર રૂમાલ વીંટેલા મરદો, અને સામી બાજુએ કસકસતા કછોટા ભીડેલ, માથાં ઓળેલ, અંબોડે એકેકું ફૂલ ઘાલેલ, ચૂડીબંગડી ચાંલ્લાવાળી, કોપરેલે મઘમઘતી, સીસમની ગંડેરી જેવી ધીંગી માછણો હાથમાં એકસરખાં સાઈઝ ને ડિઝાઈનવાળાં રંગેલ હલેસાં લઈને શિસ્તબદ્ધ ઊભી રહે. સૌના પોષાકનો રંગ નાવહોડીઓ જે રોગાને રંગાય તે જ કથ્થાઈ રંગનો હોય; ને આખા વૃંદની ગોઠવણી એવી ખૂબીથી કરેલી હોય કે દૂર સહેજ ઊંચાણેથી જોનારને એક મોટી રંગરોગાન કરેલી નવીનકોર નાવ દરિયે માછલી ધરવા નીકળી રહી હોય તેવો જ આબેહૂબ ભાસ થાય.

પછી વૃંદસંગીત સાથે નાચ શરૂ થાય. જીવતાં માનવીઓના તાલબદ્ધ હલનચલન અને હાવભાવ અભિનયથી થનગનતી જીવતી નાવ એકધારી હાલવા લાગે. મધ્યભાગે પોતાના જુદા પચરંગી પોષાકથી તત્કાળ ઓળખાઈ આવતો મસ્ત કદાવર ટંડેલ પડઈ (પોલા) બાંબુની હળવા સઢવાળી ડોલકાઠી ઝાલીને ઊભો હોય. એને એકએક ઈશારે તમામ મરદ-બૈરાંના હાથમાંનાં હલેસાં એકસરખાં હાલે.

ધીમે ધીમે વૃંદનો ઉમંગ વધતો જાય. પ્રેક્ષકોનાં ટોળાંમાંથી તરેહવાર પૉરસ-શાબાશીના બોલ ઊઠે તેમ તેમ નાચનારાંને, એમના સંગીતને તેમજ અભિનયને રંગ ચડતા જાય. જોનારાં પણ હરખમાં આવી જઈને હોકારા, દેકારા, પડકારા કરતાં જાય. જોતજોતામાં નાચનારાં-જોનારાં બધાં પોતપોતાની જગ્યાએ ધમધમ થમથમ એકતાલે ગાવા-નાચવામાં મસ્ત બની જાય.

નૃત્ય આગળ વધતું જાય તેમ બસ્સેં-ચારસેં માનવીની બનેલી એ મોટી ચાલતીડોલતી નાવમાંથી જાતજાતના અવાજો ઊઠવા માંડે. કપાતાં પાણીના ખળખળાટ, સળસળાટ, પવનના સપાટા હેઠળ વીંઝાતા સઢના ફડફડાટ—એવું એવું સંભળાય. દરિયાની છોળો ને ભીંત સમા લોઢ પાણી ઉપર ઊઠવાના ભાસ થાય. જોનારને ઘડીવાર તો સમજાય જ નહિ કે એ બધા અવાજો ક્યાંથી ને કેવી રીતે ઊઠે છે. બધી જ નૃત્યકારોની અદાકારી !

નૃત્યનો રંગ જામતો જાય તેમ તેમ અદાકારોનાં ઘેનમસ્તી વધતાં જાય. વચ્ચે વચ્ચે કોઈ રાંધવા-પિરસવાનાં, કોઈ ખાવાનાં, કોઈ ઘડિયાં માટલાંમાંથી પાણી કાઢી પીવા ઢોળવાનાં, કોઈ દળવા-ખાંડવા, નાળિયેર ખમણવાનાં—એવાં એવાં તરેહવાર એકટિંગો કરતાં જાય. કોઈ ખાય, કોઈ નસકોરાં ઘરડે, કોઈ આળસ મરડે, કોઈ જાળ સંચે, કોઈ માછલી ધરે, કોંઈ મહેમાનદારી કરે. કોઈ નૈવેદ માનતા ગોરણી જમાડે. કોઈ રોતાં બાળકને છાનું રાખે. આ બધા અવાજઅભિનય નાચનારાં નરાં મોં-હાથ-જીભની મદદથી ને વારાફરતી એવી ખૂબીથી કરે કે એકેએક અદા-અભિનય

ને અવાજ નોખો પડીને બધા પ્રેક્ષકવૃંદને દેખાય—સંભળાય.

ખાસો વખત આ બધું ચાલે. સૌ આનંદકિલ્લોલમાં ઘેઘૂર હોય.

નૃત્ય અને અભિનયની આ રમઝટ પૂરબહારમાં જામી હોય ત્યાં જ એકાએક વાદળ ઘેરાઈ આવવાનો ભાસ થાય. આકાશ કાળુંભોર થઈ જાય. પવનના સુસવાટા ચાલે. દરિયો ભયાનક ઘૂઘવાટા દેતો સંભળાય. દરિયામાં તોફાન ઊઠવાની સૌને આગાહી થાય. એકેએક ચહેરા ઉપર ચિંતા અને ગમગીની છવાઈ જાય.

જોતજોતામાં ચારસેં માનવીઓની બનેલી જીવતી હોડીને કેમ જાણે દરિયાની થપાટો વાગવા માંડે. હોડી હાલકલોળ થતી દેખાય. ઊભી કે આડી નમી જાય. તડાતડ પડતા કરા કે ફોરાંની તડતડાટી અને ફાટવા કરતા સઢની ફડફડાટી સંભળાય. સુકાની બેઉ હાથે હોડીને ઘુમરડા દે, ભમ્મરીઓ ખવડાવે. બસેં-ચારસેંનું નાચતું ટોળું આખું એક જીવની જેમ બેવડ વળી જાય ! પીવાના પાણીનાં ઘડાંમાટલાં ને રાંધવા ખાવાનાં હાંલ્લાં-કલેડાં-કથરોટો ગબડીને ઊંધાં પડવાના ને ભડાભડ ફૂટવાના અવાજો સંભળાય. બધે બોકાસો બોલી જાય. નાનાં મોટાં તમામ મૂઠીમાં જીવ લઈ હોડી બચાવવામાં રોકાઈ જાય.

પણ કોઈ ગભરાય નહિ. ક્યાંય ખૂણેખાંચરેથીય રોકકળ ન સંભળાય.

તોફાન જોર પકડતું જાય. તોફાનને બગલ દેવા અને હોડીને કિનારા ભણી વાળવા સુકાની સો સો વાનાં કરતો ભળાય. હાલકલોળ હોડીના આકારમાં નાચતું આખું વૃંદ બચવા સારુ પ્રયત્નોની કમાલ કરતું દેખાય. દરિયોપીર લાલચોળ આંખે ઘડીઘડી ઘૂરકતો સંભળાય. નાચનારાંય અંતે થાકી-ડૂકી પ્રયત્ન છોડી ડૂબવાની તૈયારીના અભિનય કરે !

તમાશગીરોમાં હાયહાયના પોકારો ઊઠે.

એકાએક નાચતી હોડીનો ટંડેલ ઊંચે ઊઠતો ભળાય. તાલબદ્ધ નાચતો જ ત્રણચાર સાથીઓનો ટેબ્લો કરીને એક કૂદકે સઢની કાઠીને વળગી પડે. સઢને સંકેલવાનાં એકટિંગ કરે. (તેમ કરતાં કરતાં ક્યારેક લટકી જવાનું એકટિંગ પણ કરે. પણ કોઈવાતે સઢની કાઠીને છોડે નહિ). અંતે સઢને સંકેલી લે અને હોડીને ઊથલી પડતી બચાવી લો.

અવ્વલથી આખર લગી આ બધી જ વૃંદ-હિલચાલ એટલી બધી તાદૃશ ને આબેહૂબ હોય કે જોનાર ભૂલી જ જાય કે દરિયાને બદલે જમીન પર અને કાઠને બદલે જીવતાં માનવીની બનેલી હોડીના આકારમાં આ બધું બની ગયું. એકેક હાલચાલ, હાવભાવને અદા-અભિનય એટલો તો જીવતોજાગતો હોય કે જોનાર બધું ભાન ભૂલી જાય; ને જાણે જીવસટોસટના દરિયાઈ તોફાનમાં સપડાયેલી હાલકલોળ હોડીને જ પોતે જોતો હોય તેમ બે હાથે હૈયું ઝાલીને જોયાં કરે, બસ જોયાં જ કરે.

અચાનક હોડી કિનારાની રેતમાં પહોંચ્યાનો ઘર્રર્ર અવાજ સંભળાય. સેંકડો હલેસાં એકીસાથે જમીન પર પટકાય. તમાશગીર મરદબૈરાંના ટોળાં દોડીને નાચનારાંને ભેટી પડે, સાયાંમાયાં કરે, બથમાં લે. અસંખ્ય નાનીમોટી ભેટ-સોગાદોની આપ-લે થાય. દરિયાઈ તોફાનમાંથી આવડી મોટી નાવને આબાદ બચાવી લઈને સલામત

કાંઠે લાવનાર ટંડેલ સુકાનીને પ્રેક્ષક લોકટોળાં ઊંચકી લે ને ખંધોલે બેસાડી નાચતાગાતા આખી મેદની ફેરવે ! ફૂલમાળાઓ, તોરાગજરા, નવાનકોર રાતાચોળ ચોકડિયાળા કેડરૂમાલ, જરીભરતની ગોળ ટોપીઓ—એવી એવી અસંખ્ય ભેટસોગાદોનો તેના પર વર્ષાવ થાય. કેટલાક તમાશગીરો વળી સૂકવણી કેળાં, દહીંના દોણાં, ચાવલધાણી, સંભાર માછલી — એવી એવી વાનીઓ પાટી (સુંડલા)ઓ ભરીને ઘેરથી લાવ્યાં હોય તેની છૂટે હાથે લહાણી કરે !

અમે બાળકો, જેણે સાવ એકતાન થઈ, શુધબુધ ખોઈને કલાક દોઢકલાકના આ નાચ નિહાળ્યા હોય, તે તો મેળો માણીને ઘેર પાછાં આવ્યા પછી દિવસોના દિવસ એના જ ઘેનમાં રહીએ. મુંબઈ કાંદાવાડીના અમારા ટચુકડા ઘરઆંગણામાં ને વાડોમાં નાળિયેરીનું તાડછું, ઝાવળી, કેળપાન, થડિયું, દંડુકો, જે હાથે ચડે તે હલેસાંની અદાથી પકડીને બે, ત્રણ, ચાર થાય તેટલાં છોકરા-છોકરીઓને ભેળાં કરીને સવારબપોર વેળઅવેળ આખો વખત કતારબંધ નાચ્યાં જ કરીએ ! ઘરનાં વડીલો ટોકે, રોકવા કરે, ખિજાય, ધમકાવે : ''બધાંય મૂઆં કોળી માછી થઈ ગિયાં, ત્યાં જ રહેવું'તું ને ! ત્યાંથી પાછાં ઘેર આવ્યાં જ શું કરવા ? જાઓ વસાઈ-વેસાવે રહેવા ને જાળો ગૂંથવા. નીકર બૂમલાં વીણો વરલીની ખાડીએ જઈને. જુઓ તો મૂઆં માછી-માંગેલાંના દેદાર ! બળ્યા તમારા અવતાર !''

આવી આવી ગાળો રોજ ખાઇએ ત્યારે માંડ આઠ, દસ, પંદર દહાડે કટાણાં મોં કરીને આસ્તે આસ્તે બધું ભૂલીએ.

* * *

દુર્ભાગ્યે, ભર્યાભર્યા જીવનવાળી આ પ્રાણવાન કોમો કહેવાતી સભ્ય સંસ્કૃતિના વમળમાં પડી અને એકાદ દાયકા બાદ તેમનામાં 'સ્વમાન'ની ચળવળ જાગી. પરિણામે આ માછીનાચ બંધ પડ્યા, અને દરિયાખાડીઓનાં કમ્મરબૂડ પાણીમાં જાળ માછલી પાછળ જિંદગી ગાળનારા અને લાજરક્ષા પૂરતો લાલ ચોકડીવાળો રૂમાલ કેડે લટકાવીને પૂંઠે ઉઘાડા રહેવા ટેવાયેલ આ માછીમાંગેલા કોમોના પુરુષવર્ગમાં જાંગિયા-પાયજામા શરૂ થયા. આવા ફેરફારોનો આગ્રહ તેમને સારુ સાવ અસ્વાભાવિક અને અર્થ વગરનો હતો જ. જગતના તાત ખેડૂતની હારોહાર ખાડીદરિયાની ખેતી રાતદિવસ કરીને સંસારનો પાલનહારો માછી શહેરી કોમોની રહેણીકરણી ને સભ્યતા-પ્રતિષ્ઠાના ખ્યાલો તરફ ભૂખલી નજરે તાકવા શીખ્યો. આ ફેરફારે જીવનના ઉલ્લાસને અને જાતમહેનતના પુરુષાર્થોના ઉમંગને એનામાંથી મારી નાંખ્યા. અને કદાચ એ જ કારણે આજે પચાસ વરસ પછી પણ પોષાકનો એ ફેરફાર આ કોમોમાં હજુ સાર્વત્રિક થવા પામ્યો નથી.

પણ જૂની જીવનકળા ને રાગરંગના ઉમંગનાં જે પૂર આ મેળાઓમાં ઊછળી ઊછળીને ઠલવાતાં મારા બચપણને કાળે મેં જોયેલાં, તે તો સદાને માટે આથમ્યાં તે આથમ્યાં જ.

['ધરતીની આરતી'માંથી]

3

# ફોટોગ્રાફ પાડવા વિષે

રા. વિ. પાઠક

મને નવાઈ લાગે છે, આ વિષય ઉપર કેમ કોઈએ નથી લખ્યું ! — હા, શ્રી સુંદરમે (ગુજરાતી જોડણીકોશે એક નિયમ કર્યો કે વ્યંજનાન્ત તત્સમ નામોને ખોડાં મટાડવાં, જેમકે જગત્‌નું જગત લખવું. એટલે ગુજરાતી નામોમાં વ્યંજનાન્ત નામ ફક્ત સુંદરમ્ જ રહ્યું. અને એ તે તત્સમ છે કે તદ્‌ભવ ? તેનાં રૂપો શા પ્રમાણે કરવાં ? આ તખલ્લુસવાળાઓ કોઈને સુખે વ્યાકરણ નહિ કરવા દે !) 'બાનો ફોટોગ્રાફ' ઉપર કાવ્ય લખ્યું છે તે હું જાણું છું, પણ ત્યાં ફોટો ન પડાવવાની વાત આવે છે, પડાવવાની નથી આવતી ! દુનિયામાં બધા વિશે લખાય છે, ખાવા વિશે, રમવા વિશે, રીતભાત વિશે, પરણવા વિશે, લડવા વિશે, એમ અનેક બાબતો વિશે લખાય છે; અને ફોટોગ્રાફ વિશે કેમ કાંઈ નથી લખાતું ? દુનિયામાં પરણવાનું કે લડવાનું એક કે બહુબહુ તો બેચાર વાર થાય. પણ ફોટોગ્રાફ પડાવવાનું જીવનમાં કદી ન થાય તેવા તો કોઈક જ હશે ! સાધારણ માણસને પણ જીવનમાં બારેકવાર તો ફોટોગ્રાફ પડાવવાનો આવતો હશે ! તેમાં પણ બીજી બધી બાબતોથી ફોટોગ્રાફ પડાવવાની બાબત જુદી પડે છે. તમારે પરણવું ન હોય કે લડવું ન હોય, તો બંનેથી મુક્ત રહી શકો છો. પણ તમારે ફોટો પડાવવો ન હોય તો તેથી બચી શકાતું નથી. તેનો મુખ્ય દાખલો જોવો હોય તો મહાત્મા ગાંધી પોતે છે. પોતે ફોટોગ્રાફ પડાવવા નથી ઇચ્છતા અને તેમના જ ફોટા દેશમાં કંઈ હજારો પડતા હશે !

મહાત્મા ગાંધી શબ્દ લખતાં એક વિચાર આવે છે. આજ સુધી ઘણા સ્વાતંત્ર્ય અને સમાનતાપ્રિય માણસો કહેતા કે આ આપણા જ જેવા કોઈ માણસને મહાત્મા કહેવાની પુરાણી રીત વીસમી સદીમાં ક્યાંથી આવી ? કૉમ્યુનિસ્ટો તેમને કૉમરેડ કે ભાઈબંધ* ગાંધી કહેવું પસંદ કરે. કૉમ્યુનિસ્ટ ન હોય તેવા અંગ્રેજી ભણેલા તેમને મિસ્ટર ગાંધી કહેવું પસંદ કરે ! પણ હમણાં મહાત્માજીએ હાથ ધરેલ ગ્રામોદ્ધારયોજના સંબંધી મહાત્માજીની પૉલિટિકલ યોજનાનો ગૂઢ હેતુ સમજાવવા જે સરકારી યાદી

---

* અહોહોહો ! હિંદમાં તે શું નથી ? કૉમ્યુનિસ્ટોએ બધાને કૉમરેડ એટલે ભાઈબંધ કહેવાની રીત કાઢી તે ઘણાને નવી લાગતી હશે ! પણ ઠાકરડાઓમાં ભાઈબંધ શબ્દ વાપરવાનો જૂનો રિવાજ છે - એટલે સુધી કે ઠાકરડાનું બીજું નામ ભાઈબંધ છે.

બહાર પડી છે,—એ યાદી સરકારને ત્યાંથી ચોરાઈને બહાર પડી છે એ જ મહાત્માજીનું પૉલિટિકલપણું સાબિત કરવાને પૂરતું નથી ? એ દલીલ કેમ કોઈએ ન કરી ?— તેમાં મહાત્માજી શબ્દ વપરાયો છે એટલે હવે તે વાપરવામાં વાંધો નથી.

પણ હું તો ફોટોગ્રાફની વાત કરતો હતો. મને લાગે છે કે ફોટોગ્રાફીનાં સાધનોમાં બેત્રણ મોટા અગત્યના સુધારા થવાની જરૂર છે.

આ સુધારા કરવાની ખાસ જરૂર એટલા માટે છે કે એક સાર્વત્રિક માન્યતા એવી છે કે ફોટોગ્રાફમાં મોઢું હસતું જ હોવું જોઈએ. હવે દુનિયાની ઘણી માન્યતાઓની પેઠે આ માન્યતાની નીચે શી સમજણ રહેલી છે તે મને સમજાતું નથી. શું એમ માનવું કે માણસનું હસતું સ્વરૂપ એ જ એનું સૌથી સાચું સ્વરૂપ છે ? તો પ્રશ્ન થાય છે કે સાચું સ્વરૂપ એટલે શું ? સામાન્ય રીતે એમ મનાય કે જે સૌથી વધારે ટકે તે સૌથી સાચું સ્વરૂપ. તો તો માણસ ઊંઘતો હોય ત્યારે જ તેનો ફોટો પાડવો જોઈએ, કારણ કે માણસ બધી ક્રિયામાં ઊંઘવાની ક્રિયા જ સૌથી વધારે લાંબો વખત કરે છે. તમે કદાચ કહેવાને લલચાશો કે હા એટલા માટે જ ઘણી વાર 'ઊંઘતી ખૂબસૂરતી' (Sleeping beauty)નાં ચિત્રો વખણાય છે. પણ એ બરાબર નથી. અહીં ચિત્રોની વાત નથી, ફોટોગ્રાફની વાત છે. કોઈ ઊંઘતાનો ફોટો હજુ સુધી જોયો કે સાંભળ્યો નથી. અને તમે ફોટોગ્રાફરને ત્યાં જઈને ઊંઘવા માંડો કે ઘરે ફોટોગ્રાફરને બોલાવીને ઊંઘવું શરૂ કરો એ બન્ને અશક્ય છે. એમ કરવું જ હોય તો ચીનમાં જેમ અફીણની હૉટલોમાં માણસને સૂવાની સગવડ હોય છે, તેમ ફોટોગ્રાફરને પણ સાથે સાથે અફીણની હૉટલ રાખવી પડે અને કૅમેરા સીલિંગ તરફ અધ્ધર ક્યાંક રાખવો પડે. પણ એમ બધું કર્યા છતાં પણ 'ઊંઘતી ખૂબસૂરતી' જેવો ફોટો પડે એ અશક્ય છે. ખરી ઊંઘમાં માણસની આકૃતિ એવી હોતી જ નથી. એક આખી રાત ઊંઘતા માણસની આકૃતિઓ જોયા કરો તો ફરી 'ઊંઘતી ખૂબસૂરતી'નું તમે નામ નહિ દો. ઊંઘમાં આપણે આપણા શરીરે દોરેલી આકૃતિઓ જોઈ શકતા નથી એ સારું જ છે. બધાં માણસો લગભગ સાથે જ સૂએ છે ને સાથે જ ઊઠે છે તે એથી પણ સારું છે. અને સૂતી વખતે આપણા શરીરની આકૃતિઓની રેખાઓ ઢાંકવા—ભૂંસવા આપણે ઓઢીએ છીએ તે એથી પણ સારું છે. મોડા ઊઠવું એ સારું કે નહિ તે સંબંધી ઘણાએ લખ્યું છે. પણ મોડા ઊઠવા સામે સૌથી મોટો વાંધો આ હોવો જોઈએ કે મોડા ઊઠનાર માણસ ઊંઘતા શરીરની આકૃતિ બીજાને બતાવે છે. બાઈબલ કહે છે કે ઈશ્વરે માણસને પોતાની આકૃતિનો ઘડ્યો. એનો અર્થ એવો થાય છે કે બધાં પ્રાણીઓમાં માત્ર માણસ જ ટટ્ટાર ચાલે છે. ઈશ્વરને ન માનતા હો તો પ્રમાણશાસ્ત્રની ભાષામાં કહેવાય કે પ્રાણીઓના શરીરના બે છેડામાંથી પસાર થતી લાંબામાં લાંબી લીટી માત્ર માણસના સંબંધમાં જ જમીનને કાટખૂણે ઊભી રહે છે, બીજા કોઈ પ્રાણીમાં નહિ, તમે કહેશો જિરાફ ! પણ જિરાફના શરીરની લાંબામાં લાંબી લીટી તે ઊભું હોય ત્યારે જમીનને કાટખૂણે નહિ આવે. જમીન સાથે તે લગભગ સાઠ અંશનો ખૂણો કરશે. આ કાટખૂણો, જે માણસનું વિશિષ્ટત્વ (આને લીધે જ માણસે

ખૂણામાં કાટખૂણાને માપનું ધોરણ રાખ્યો. ગીતાના કૃષ્ણને જો ભૂમિતિ સંબંધી બોલવું હોત તો કહેત કે—''ખૂણામાં કાટખૂણો હું !''), તે ઊંઘમાં ગલિત થાય છે. એટલે ઉપર ભૂમિતિની પરિભાષામાં આપેલી માણસની વ્યાખ્યા પ્રમાણે માણસ ઊંઘે છે ત્યારે માણસ જ નથી રહેતો. માટે જ મરી ગયેલા માણસને આપણે કબરમાં કે ચિતા ઉપર સુવાડીએ છીએ. માટે કહું છું કે ઊંઘતાનો ફોટો તો લેવરાવાય જ નહિ. છતાં ઊંઘતાનાં ચિત્રો આવે છે, એ એ કલાનું અસત્ય ગણાવું જોઈએ. દરેક કલામાં સત્ય હોય કે ન હોય, પણ તેમાં અસત્ય તો હોય જ છે. અને 'ઊંઘતી ખૂબસૂરતી' એ ચિત્રકલાનું અસત્ય છે. નાટકમાં પણ ઊંઘતાં દેખાતાં પાત્રો ખરેખર ઊંઘતાં નથી હોતાં એ તો તમે જાણતા જ હશો. એ વળી નાટ્યકલાનું અસત્ય.

એટલે વધારે સમય જે ક્રિયા ટકતી હોય તે ક્રિયા માણસનું સાચું સ્વરૂપ બતાવે છે એ ધોરણે હસતા ચહેરાનો ફોટો સાચો નથી. પણ ધારો કે કોઈ કહે કે માણસના સત્ય સ્વરૂપને તે ટકવાના સમયની લંબાઈ સાથે સંબંધ નથી, અને માણસનું ખરું સ્વરૂપ તે હસે છે ત્યારે જ પ્રગટ થાય છે. તો કહું છું, એ પણ ખરું નથી. મુસાફરી કરીને સ્ટેશને ઉતરતાંવેંત પાડેલા ફોટામાં ઘણા માણસો હસતા હોય છે તે શું ખરેખર તે વખતે મનથી હસતા હશે ? હસે તો શું, ઘણા તો મુસાફરીના થાક્યા પાક્યા ઉજાગરાવાળા અને ભૂખ્યા પણ હોય છે. આ જમાનો એવો ભૂંડો છે, તમારે ન હસવું હોય તોપણ સમાજની ખાતર—રિવાજની ખાતર હસવું પડે.

મારા એક મિત્ર જે હાસ્યરસના સારા લેખો લખી શકે છે તેમને મેં એકવાર હાસ્યનો લેખ લખવા કહ્યું. મને કહે, મનમાં હાસ્ય ન હોય તો હાસ્યનો લેખ શી રીતે લખી શકાય ? કહેવત છે કે તમાચો મારીને મોઢું લાલ રાખવું પડે છે. તે તમાચો મારીને મોઢું લાલ રાખી શકાય, પણ હસતું તો ન રાખી શકાય. પણ આ જમાનો તો એવો છે, તમાચો મારીને મોઢું હસતું રાખવું પડે. નહિતર આ બધા મુસાફરો શી રીતે કૅમેરા સામે હસતું મોઢું રાખતા હશે ! બીજો દાખલો : ઘણાં અંગ્રેજી દંપતી પરણીને દેવળમાંથી બહાર નીકળતાં તરત હસતાં ફોટો પડાવે છે. તે શું પરણીને તરત કોઈ હસી શકે ખરું ? તમે કહેશો, કેમ પરણવામાં કંઈ મુસાફરી જેવો થાક લાગતો નથી. હિંદુ વિધિએ તો પરણવામાં પણ થાક લાગે છે. પણ ધારો કે કોઈ સુધરેલી વિધિએ ટૂંકી રીતે જ પરણ્યાં હોય તોપણ પરણીને તરત હસી શકાય એ હું માનતો નથી. કેટલાક પરણવાના શાસ્ત્રના પંડિતોના મત પ્રમાણે તો કેટલાંક પરણતાં કે પરણીને તરત કે પરણીને સાસરે જતાં રડે છે તે વધારે સ્વાભાવિક છે. પણ તે પણ જવા દઈએ. માણસનો ખરો સ્વભાવ શેમાં પ્રગટ થાય છે એ મૂળ સવાલ છે ને ? આખું કાવ્યસાહિત્ય જોઈ વળો. કોઈક જ કવિ એવો હશે જે એમ નહિ કહેતો હોય કે મને રડવું આવે છે કે આંસુ આવે છે. અશ્રુકાવ્ય, અશ્રુકવિ એ તો આપણી પ્રશસ્તિના શબ્દો છે. આખા સાહિત્યમાં રડવાનું સાહિત્ય અને હસવાનું સાહિત્ય બન્નેનાં પ્રમાણ લો. મારા સમજવામાં ૯૭:3 નું પ્રમાણ આવશે. હું માત્ર ગુજરાતી કે હિંદના સાહિત્યની વાત નથી કરતો, દુનિયા આખીનું સાહિત્ય લો, તો

તેમાં રડવાના અને હસવાના સાહિત્યનું એ જ પ્રમાણ આવશે. ત્યારે હવે કેમ કહેવાય કે હસતી વખતે માણસનું સાચું સ્વરૂપ પ્રગટ થાય છે ? ઊલટું એમ કહેવું પડે કે રડતી વખતે માણસનું સાચું સ્વરૂપ પ્રગટ થાય છે. પણ રડતી વખતનો તો કોઈ ફોટો પડાવતું નથી !

હવે માત્ર કહેવું હોય તો એમ કહેવાય કે સાહિત્યમાં રડવામાં માણસનું સાચું સ્વરૂપ પ્રગટ થાય છે અને ફોટોગ્રાફીમાં હસવામાં માણસનું સાચું સ્વરૂપ પ્રગટ થાય છે. આને સીધી ભાષામાં કહેવું હોય તો એમ જ કહેવાય, કે માણસે દિલ રડતું રાખવું ને મોં હસતું રાખવું. એમ કરવાથી તેનું ખરું સ્વરૂપ પ્રગટ થાય છે. આનું જ નામ દંભ કે બીજું કાંઈ ? મને તો ખાતરી થાય છે કે ફોટો અને સાહિત્ય બન્ને જુઠાણાં છે. કલામાત્ર જૂઠી છે. અમથું શ્રીયુત મુનશીએ ઐતિહાસિક નવલકથામાં છૂટ લઈ શકાય એમ સાબિત કરવા ઇતિહાસ વિષે એટલું બધું કહ્યું ! કલામાત્ર જૂઠી હોય, કલામાં જૂઠું આવી શકે, તો ઐતિહાસિક નવલકથામાં શું થઈ શકે ને શું ન થઈ શકે એની ચર્ચાની જરૂર જ ક્યાં રહી ? 'જૂઠની માને જૂઠ પરણે !' કલા જ જૂઠી છે તો કલામાં જૂઠી હકીકત જરૂર કહી શકાય.

પરણવા વિશેની આ બીજી કહેવત અત્યારે હાથમાં આવી. હમણાં એક પુસ્તક બહાર પડ્યું છે જેમાં ખાવા વિશેની બધી કહેવતો સંગ્રહી છે. હવે કોઈ પરણવા વિશેની કહેવતોનો સંગ્રહ કરે તો, હું ધારું છું, બધી કહેવતો અંદર આવી જાય. કારણ કે ખાવું ને પરણવું એ જ માણસજાતની બે મુખ્ય પ્રવૃત્તિઓ છે.

એટલે જોકે હસતાં ફોટો પડાવવો એની પછવાડે કશાં જ બુદ્ધિ સમજી શકે એવાં કારણો નથી રહ્યાં, તોપણ હસતાં ફોટો પડાવવાની પ્રથા છે તેની ના પડાય તેમ નથી. કદાચ એ રિવાજની પછવાડે બુદ્ધિગમ્ય કારણો નથી માટે જ એ ચાલુ રહ્યો છે. જો બુદ્ધિગમ્ય કારણો હોય તો તો કારણોનો નાશ કરીને પણ તમે રિવાજને ખસેડી શકો. ઘણીખરી સ્થિર થઈ ગયેલી પ્રથાઓ કે સ્થિતિઓ બુદ્ધિના ઓઠા વિનાની હોય છે માટે જ ટકી રહે છે !

બીજાં પ્રાણીઓથી માણસ કઈ રીતે ભિન્ન છે ? ભૂમિતિની રીતે મેં ઉપર કહ્યું કે તે ટટ્ટાર ઊભો રહે છે અથવા કહો કે જમીનની કાટખૂણે રહે છે. બીજી બાબતમાં કઈ રીતે ભિન્ન છે ? શાસ્ત્રો કહે છે કે માણસને ધર્મ છે, પ્રાણીઓને ધર્મ હોતો નથી. પણ આ જમાનામાં તો ધર્મ જેવું કશું રહ્યું નથી. એટલે એ વ્યાખ્યા નક્કામી. હું કહું છું, બધાં પ્રાણીઓમાં માત્ર માણસ જ હસી અને રડી શકે છે. સદ્‌ગત રમણભાઈએ કહ્યું છે, 'હાથીઓ પણ હસે છે.' પણ ત્યાં હાથીઓ હસતા નહોતા; ખુશ થયા હતા એટલું જ. માત્ર માણસ જ હસે છે અને રડે છે. અને આપણે જોયું કે કલામાં તેનું રડવું ને હસવું બન્ને ખોટું છે. એટલે કે બધાં પ્રાણીઓ કરતાં તેની ભિન્નતા એ કે માણસ જુઠ્ઠો છે.

પણ મૂળ વાત પર આવતાં, હસતા મોઢાથી ફોટોગ્રાફ પડાવવાનો રિવાજ અટકી શકે એમ લાગતું નથી. હવે આ રિવાજને લીધે ફોટોગ્રાફરો ઘણીવાર પોતાના

ઘરાકને હસાવવાનો પ્રયત્ન કરતાં મુશ્કેલીમાં આવી પડે છે. 'તમારાં પત્નીને સંભારો,' —પણ તે વખતે તો ઘણાંના મોઢામાંથી દુ:ખનો નિ:શ્વાસ નીકળી જતો મેં સાંભળ્યો છે. પત્નીનું નામ સાંભળીને હસે અથવા હસી શકે એવા ઘણા થોડા હશે. એકવાર તો મારા વાંચવા કે સાંભળવા પ્રમાણે એક ફોટોગ્રાફરે પોતાના ઘરાકને કહ્યું, 'તમારાં પત્નીને સંભારો.' પેલો કહે, 'મેં તેને હમણાં જ તલ્લાક આપી છે.' ફોટોગ્રાફર કહે, 'ત્યારે તલ્લાકને સંભારો.' પણ તે વખતે પણ ઘરાક હસી કે મલકી શક્યો નહિ, તેણે માત્ર, અંગ્રેજી ઉપરથી આપણા નવલકથાકારો કહે છે તેમ, 'છૂટકારાનો દમ ખેંચ્યો.' આવી રીતે ઓડનું ચોડ ન વેતરાઈ જાય એટલા માટે ફોટોગ્રાફર પાસે હસાવવાનાં કોઈ ચોક્કસ સાધનો જોઈએ.

હવે આપણે ઉપર જોયું છે કે આ હસવું તે માત્ર ઉપર ઉપરનું જ હસવું જોઈએ છે, કંઈ અંતરના હસવાની જરૂર નથી. એટલે શારીરિક હસવું થઈ શકે તો બસ છે હવે શરીરની અંદર કોઈ કોઈ જ્ઞાનતંતુનાં સ્થાનો કે મથકો કે કેન્દ્રો એવાં છે કે જ્યાં સ્પર્શ કરવાથી માણસ હસે છે એ સર્વવિદિત છે. ફોટો પાડતી વખતે ફોટોગ્રાફર જાતે જ જઈને કે કોઈ નોકર મારફત ઘરાકને હસાવવાનું કરવા જાય તો ખરાબ દેખાય. ફોટોગ્રાફરને તો કૅમેરા પાસે જ રહેવું પડે. બીજા માણસ પાસે એવો સ્પર્શ કરાવે તો ઘરાક ક્યાંક ચમકીને તેની સામે જોવા જાય, કદાચ ધમાલમાં પેલો માણસ કૅમેરા આડો આવી જાય. ઘરાકની પાછળ રહીને ધાર્યો સ્પર્શ કરી શકાય નહિ—સિવાય કે પગને તળિયે. પણ ઘણાખરા તો જોડા પહેરીને જ ફોટા પડાવે છે વળી સ્ત્રીઓને આ પ્રમાણે અડકવા જવું અસભ્ય ગણાય, એટલે સારું તો એ છે કે ફોટોગ્રાફીના કૅમેરા સાથે એક વાયરલેસ એવી સામગ્રી રાખવી કે જેથી સ્પર્શ કર્યા વિના ધારી જગ્યાએ ઇથરની મારફત સ્પર્શ કરી શકાય અને માણસને જોઈએ તેટલું હસાવી શકાય. આ વાયરલેસ સાધનનો બીજો પણ ઉપયોગ થઈ શકે. ઘણા માણસોને બહુ ઢીલા બેસવાની ટેવ હોય છે. તેમને કેડની આસપાસમાં બિંદુએ અડકીને ટટ્ટાર પણ કરી શકાય, અને આ સંચો એવો હોવો જોઈએ કે જે કપડાંની સોંસરી પણ અસર કરી શકે.

એક બીજો પણ સુધારો કરવાની એટલી જ જરૂર છે. ફોટોગ્રાફ પડાવનાર માણસ ફોટામાં કેવો દેખાશે તે ફોટોગ્રાફર જોઈ શકે છે, તે બસ નથી, અથવા કહો કે તે નકામું છે. ખરું તો ફોટો પડાવનારે પોતે જાણવું જોઈએ કે પોતે કેવો દેખાશે.

ફોટોગ્રાફર તો બહારથી પણ જોઈ શકે છે કે ઘરાક કેવો દેખાય છે. માણસને પોતાને જ હંમેશાં ખબર નથી હોતી કે પોતાનું મોં કેવું છે. અથવા જુદા જુદા ફેરફારોથી તે કેવો દેખાય છે. અને પોતાના કેવા પ્રકારના મુખને પોતે પ્રસિદ્ધિમાં મૂકવા માગે છે તે તેણે જ નક્કી કરવાનું છે. ફોટોગ્રાફી કરતાં એ રીતે હજામત કરાવવાની કલા વધારે સગવડવાળી થઈ ગણાય. તેમાં દરેક ફેરફારે ને દરેક ક્ષણે માણસ પોતે કેવો દેખાય છે તે સામે અરીસામાં જોઈ શકે છે અને પોતાનું મોં કેવું થવું જોઈએ તેની ફરમાઇશ આપી શકે છે. ફોટોગ્રાફીમાં પણ એક એવું સાધન હોવું

જોઈએ જેથી ઘરાક પોતાનું મોં પસંદ કરીને ફોટોગ્રાફ પાડવાની ફરમાઇશ આપી શકે. એ જોયા વિના ફોટો પડાવવો તે અંધારામાં ભૂસકો મારવા જેવું છે.* જોડો કે કોટ બંધબેસતો ન આવે તો તે રદ કરી શકાય છે, તેના પૈસા આપવાની ના પાડીએ, પણ ફોટામાં તેમ થઈ શકતું નથી. માટે આ ફોટોગ્રાફીને સંપૂર્ણ કલાએ પહોંચાડવી હોય તો આટલાં સાધનો ઓછામાં ઓછાં જોઈએ જ.

આ ઉપરાંત સામાન્ય જનતાએ કાયદામાં એક ફેરફાર કરવાની ખાસ જરૂર છે. ઘણા લેખકો પુસ્તક ઉપર કોનો હક હોવો જોઈએ, લખેલા કાગળો ઉપર કોનો હક હોવો જોઈએ તે સંબંધી ચર્ચા કરે છે. પણ આ મહત્ત્વની ફોટોગ્રાફીની બાબત તરફ કોઈનું ધ્યાન હજી ગયું નથી. ધારો કે અને પોતાનો ફોટો ન પડાવવો હોય, છતાં કોઈ છાનો પાડીને પ્રસિદ્ધ કરે તો અ કોર્ટથી મનાઈહુકમ કાઢી તેને રોકી શકે કે નહિ ? મહાત્માજીને પોતાનો ફોટો પડે તે ગમતું નથી, છતાં તેમના ફોટા પડે છે, પ્રસિદ્ધ થાય છે અને તેનાથી લોકો કમાણી કરે છે. પણ મહાત્માજી તો અસહકારી રહ્યા, કોર્ટે જઈ મનાઈહુકમ ન મેળવે. પણ સાધારણ માણસને એવો હક તો હોવો જોઈએ કે નહિ ? તમે કહેશો કે દરેક માણસને પ્રસિદ્ધિ ગમે છે, અને જેને પ્રસિદ્ધિ જ ન ગમતી હોય તેવો માણસ આવી બાબતની દરકાર જ ન કરે. પણ તે ખરું નથી. મારા એક મિત્ર છે જેમને ફોટો પડાવવો ગમતો નથી. તેઓ કેમેરાથી નાસે છે . છતાં તેમને પ્રસિદ્ધિ નથી ગમતી તેમ તો ન કહેવાય, કારણ કે તેમના ઘણા લેખો, કાગળો વગેરે જોઉં છું જેમાં તેમનું નામ પ્રસિદ્ધ થાય છે. ઉપર મેં સાહિત્યકલા અને ફોટોકલાનો વિવેક કરી બતાવ્યો, તેમ કેટલાકને સાહિત્યમાં પ્રસિદ્ધ થવું ગમે ને ફોટામાં પ્રસિદ્ધ થવું ન ગમે ! વળી આ પ્રશ્ન તો બધાને એક રીતે અસરકર્તા છે. ફોટામાં મેં ઉપર કહ્યું તેમ સત્યાસત્યનો પ્રશ્ન નથી. એટલે કોઈને પોતાનું અમુક મોઢું પ્રસિદ્ધ કરવું ગમે ને અમુક પ્રસિદ્ધ કરવું ન ગમે. જેમ આપણા મનમાં ઘણાયે વિચારો, લાગણીઓ વગેરે થાય છે પણ તેમાંથી આપણે પ્રસિદ્ધિમાં મૂકવાં હોય તેટલાં જ મૂકી શકીએ છીએ, તેમ એક જ માણસનાં અનેક પ્રકારનાં મોઢાં થતાં હોય તેમાંથી તેને અમુક જ પ્રસિદ્ધ કરવું હોય બીજું ન કરવું હોય તો તેની પ્રસિદ્ધિ અટકાવવાને તેને કાયદેસર ઇલાજ હોવો જોઈએ.

એકવાર એક ફોટોગ્રાફર મિત્ર મને કહે કે ફોટોગ્રાફી કલા છે, એટલે કોઈ વ્યક્તિનો ફોટો મેં પાડ્યો હોય તો તે ફોટો પાડી પ્રસિદ્ધ કરવાનો હક્ક માત્ર મને હોવો જોઈએ, બીજો કોઈ માણસ મારા ફોટા ઉપરથી ફોટો પાડી પ્રસિદ્ધ ન કરી શકે. એ ગમે તેમ હોય, પણ તેથી વધારે મોટો પ્રશ્ન આ છે કે ફોટો તમારો છે, પણ મોઢું તો પેલાનું છે ને ! તમારો કે તમારા ઉપરથી પાડનાર બીજા ફોટોગ્રાફરનો

* અલબત્ત એક રીતે ફોટોગ્રાફી આખીયે અંધારામાં ભૂસકો મારવા બરાબર જ છે, કેમેરામાં અંધારું જ કરાય છે અને તેમાં ઘરાકના મોંથી પરાવર્તન પામેલું અજવાળું ભૂસકો જ મારે છે, પણ અહીં લાક્ષણિક અર્થમાં આ વાક્ય સમજવાનું છે.

ગમે તેનો ફોટો પ્રસિદ્ધ થતો રોકવાનો હક ફોટાના વિષયભૂત માણસને હોવો જોઈએ ને ! એક માણસ બીજાને કાગળ લખે છે, તો ભલે તે કાગળ બીજાના હાથમાં ગયો એટલે તો ઉપરની માલિકી તે બીજાની ગણાય. પણ તેની પ્રસિદ્ધિ રોકવાનો હક્ક મૂળ કાગળ લખનારને રહે છે, તેમ ફોટામાં પણ તમે ફોટો પાડો તો તેની માલિકીકબજો ભલે તમારો રહ્યો પણ તેની પ્રસિદ્ધિ રોકવાનો હક તો મૂળ ધણીને રહેવો જ જોઈએ. બસ ગમે તે માણસ ગમે તેનો ફોટો પાડી પ્રસિદ્ધ કરી મૂકે એમ ? હું કહું છું, આ અન્યાય રોકવો જોઈએ. એમ નહિ થાય ત્યાં સુધી ફોટોગ્રાફીનો પૂર્ણ વિકાસ નહિ થાય.

['સ્વૈરવિહાર'માંથી]

4

# વસંતાવતાર

વિનોદિની નીલકંઠ

ધીરે, ધીરે, અરે જરા ધીરે, ધીરે ! ઋતુઓનાં મહારાણી ! આવડો તે શો ઉન્માદ ! રંગ, રસ અને સુગંધની આટલી તે શી છાકમછોળ ! તમારા આગમનથી પ્રકૃતિ-જગત આખુંએ ખળભળી ઊઠ્યું છે. પશુ, પંખી અને વન ઉપવન તો શું, પણ પોતાના મનોનિગ્રહ વિષે ખુમારી રાખનાર માનવજાતિ પણ તમારા રંગમાં રોળાઈ જાય છે !

નકામા વ્યવસાયો અને વહોરી લીધેલી બિનજરૂરી ઉપાધિઓના ભારને લઈને મોસમના રંગ તરફ ઘણા કમભાગી માનવીઓ કેટલું ઓછું લક્ષ આપી શકે છે ? બાકી દરેક ઋતુ તો પોતપોતાની રીતે ભવ્યતાપૂર્વક અને સુંદરતા વેરતી વેરતી, પ્રતિ વર્ષ પૃથ્વી ઉપર અચૂક પ્રવેશ કરે છે. તેમાં પણ વસન્તાવતારના ઠાઠ વળી સૌથી ન્યારા હોય છે !

સૌથી પહેલાં તો દક્ષિણ અને પશ્ચિમ દિશાને સાંધી લેતા નૈઋત્ય ખૂણામાંથી ધીમો, હળવો, કોઈ વિરહિતાના નિઃશ્વાસ જેવો હૂંફભર્યો વાયરો વસંત વાયુનો છડીદાર બનીને આવે છે. તે વસંત વાયુનો અણસારો માત્ર થતાં જ, આ શો ગજબનો અજાયબીભર્યો ચમત્કાર ! જુઓ ! આંબાનાં ઝાડ મહોરે ઊભરાઈ રતુમડાં અને કેવાં રળિયામણાં બની રહ્યાં છે ! બેસતી વસંતે મહોરેલા આંબાની અભિરામ શોભાને કોઈ કવિ ન્યાય કરી શકતો નથી. જેનાં તમામ પાંદડાં ખરી પડેલાં હતાં, તેવા પીપળાના ઝાડ ઉપર શરમાતી, લજવાતી ઝીણી ઝીણી ગુલાબી અને રાતીચોળ કૂંપળો ફૂટે છે; તે સૌન્દર્યાન્વિત, નવપલ્લવિત કુમાશની નકલ કરવાનું કોઈ ચિત્રકારનું ગજું નથી.

કુદરતી ઉદારતાનો ખ્યાલ, વસન્તમાં મહોરેલા લીમડાથી આવે છે. આછી આછી, છતાં માદક સુગંધભર્યા મહોર, લીમડાનાં લાંબાંપહોળાં વૃક્ષોને આવરી લે છે, અને ચોદિશ તેની પીમળ વસંતના આગમનનો પેગામ પહોંચાડે છે. મેંદીના છોડ ઉપર પણ અતિશય મીઠી સુવાસભરી મંજરીઓ ફૂટી નીકળી છે, અને વાતાવરણને મસ્ત બનાવે છે. ગુલમહોરનું ઝાડ પોતાની કેસરી અને પીળાં છાંટણાંવાળી છત્રી ઉઘાડી, ઋતુઓની રાણીને ફૂલભર્યો છાંયો કરી દે છે. પૂરબહારમાં ખીલેલી વસંતની શોભાનો ખ્યાલ લેવો હોય તો પલાશવનમાં કેસૂડાંની નયનરંજન શોભા જોવી જોઈએ.

ભગવા, કેસરી અને આતશિયા રંગથી આખું વન છવાઈ ગયું હોય, ત્યારે તે વનની શ્રીને નિહાળનાર ચકિત-મોહિત બની જાય છે ! એક કવિ કહે છે કે વસંત ઋતુ કાળજીભર્યા ચિત્રકાર જેવી છે, ફૂલે ફૂલે અને પાંદડે પાંદડે તે સંભાળપૂર્વક ઝીણવટથી રંગ પૂરે છે. કેસૂડાંના દરેક પુષ્પની પાંદડીઓ કુસુમાકરે જરૂર ધ્યાનપૂર્વક રંગી છે, છતાં અહીં તેણે રંગની કસર નથી કરી. રંગનાં તો તેણે જાણે કૂંડાં ઢોળી દીધાં છે !

આપણે તો ઉષ્ણ કટિબંધમાં વસ્યાં છીએ, તેથી આપણો શિયાળો એવો અસહ્ય નથી હોતો, અને તેથી વસંતના આગમનની ખુશાલી પણ આપણને એટલે દરજ્જે ઓછી લાગે છે. પાનખર અને ભર શિયાળામાં પણ આપણે તો પંખીનાં ગાન સાંભળીએ છીએ, રંગબેરંગી ફૂલ પણ ઊગેલાં જોઈ શકીએ છીએ, અને લીલોતરી પણ બારેમાસ ભાળી શકીએ છીએ. એક રીતે તે આપણું સદ્ભાગ્ય છે. પરન્તુ બીજી રીતે પણ તે પરિસ્થિતિ વિચારવા જેવી છે. કવિ કાલિદાસે કહ્યું છે કે :

निर्वाणाय तरुच्छाया तप्तस्य हि विशेषतः ।

તે ઘણું સાચું છે. તાપમાં તપેલા માનવીને ઝાડનો છાંયડો જરૂર વધારે સુખમય લાગે છે; તે જ ન્યાયે જે પ્રદેશમાં શિયાળો બહુ આકરો હોય, જ્યાં બરફની સતત વર્ષા ધરતીને ઢાંકી દેતી હોય, ત્યાં વસતા માનવીઓને વસંતઋતુની પધરામણી જેવી આવકારદાયક લાગે, તેવી આપણને ન લાગે એ સ્વાભાવિક છે. મહિનાઓ સુધી લીલું ઝાડપાન તો શું, પણ એક લીલું તણખલું પણ જેમને જોવા ન મળ્યું હોય, પંખીના ગીતનો ધ્વનિ તો શું, પણ જીવન્ત પક્ષીનું એક પીંછું પણ જેમની નજરે ન પડી શક્યું હોય, ફૂલ અને તાજાં ફળ તો જે માત્ર ચિત્રમાં કે સ્વપ્નમાં જ જોઈ શકતાં હોય, તેવા દેશમાં રહેતા માનવીઓ વસંતઋતુના આગમનથી હર્ષઘેલા બને તો શી નવાઈ ?

બેસતી વસંતની પાછલી રાત્રે, મોસમનું પ્રથમવારનું પંખીનું ગીત સાંભળવા માટે. ઠંડા પ્રદેશના શોખીન લોકો રાતભર જાગરણ કરતા મેં જાણ્યા છે. નવાં ઊગેલાં નાજુક અને શરમાળ વાયોલેટનાં ખસખસી કે આછા લવંડર રંગનાં ફૂલ જ્યારે સ્વેચ્છાપૂર્વક, છતાં મુગ્ધાસુલભ લજ્જાથી મૂંઝાતાં ઊપવનોમાં ઉગી નીકળે છે ત્યારે ''વસંત આવી, જુઓ આ વસંત આવી !'' (Spring is here, look, here is the Spring !) કહી બાળકો, અને યુવાનો જ નહિ, પણ ઘરડાંઓ પણ હર્ષથી ઊભરાઈ જાય છે. વસંતનો વિયોગ તેમણે બહુ ઉગ્ર સ્વરૂપે વેઠેલો હોઈ, તે મોસમને તેમનો આવકાર પણ એટલો જ ઉમળકાભર્યો બની રહે છે.

દર વર્ષે આવતી, છતાં નિત્ય નવીન, ચિરયૌવના, ઉલ્લાસવન્તી, રૂપ રંગ અને સુગન્ધભરી મહારાણી વસંત ! તમારા આગમનને લીધે સકલ જીવંત સૃષ્ટિના હૈયામાં કેવો ખળભળાટ મચી રહ્યો છે ! માટે ધીરે, ધીરે ! જરા ધીરે ! આવડો તે શો ઉન્માદ ? રંગ, રસ અને સુગંધની આટલી તે શી છાકમછોળ !

['નિજાનંદ'માંથી]

5

# વાર્તાલાપ

ઉમાશંકર જોશી

રેડિયોએ વાર્તાલાપની એક નવી જ રીત દાખલ કરી છે. જે બોલનાર છે એની ઓળખાણ તો આરંભમાં જ આપી દેવામાં આવે છે, પણ એ કોની સાથે વાર્તાલાપ કરી રહ્યો છે એ કોણ કહી શકે ? સંભવ છે કે એ કોઈની સાથે વાર્તાલાપ કરી રહ્યો ન હોય. કોઈને આ ઘડીએ એને સાંભળવાનું મન-કે ફુરસદ-ન હોય. બનવાજોગ છે કે અત્યારે હું પોતાની સાથે વાત કરવામાં મશગૂલ હોઉં.

પણ રેડિયોમથકવાળાઓની તો કાંઈક એવી આશા ખરી કે કોઈ ને કોઈ સાંભળતું હશે. જેની સાથે વાત કરતા હોઈએ તેના મુખ ઉપર આપણા શબ્દોનો કેવો પડઘો પડે છે એ જાણી ન શકીએ તો બોલવાનું આગળ ચાલે શી રીતે ? શામળ ભટ્ટની વાર્તાઓમાં આડું અંતરપટ રાખીને વાત કરતા એની આ કાંઈક યાદ આપે છે. માઇલોના અંતરપટની પાર કોઈના ને કોઈના કાન જાગતા હશે એ આશાએ માણસે બોલ્યે જવાનું. પણ એટલું સારું છે કે અંતરપટની પેલી બાજુનો અવાજ અહીં સુધી સંભળાતો નથી. બોલનાર અને સાંભળનાર બંનેય એકમેકની દયા ઉપર છે. આ પરોક્ષતા દાખલ કરીને રેડિયોએ આપણને, શામળ ભટ્ટનાં પાત્રો કરતાં વિશેષ તો, દેવોની કોટિમાં મૂક્યા છે એમ કહેવું જોઈએ. परोक्षप्रियाः खलु देवाः । દેવોને પરોક્ષ વ્યવહાર જ પ્રિય છે.

આપણે સૌ માનવીઓ દેવોની આ લાક્ષણિકતા ધરાવતા હોઈએ છીએ. દિવસભર આપણે પ્રત્યક્ષ બીજાઓની આગળ જે શબ્દો બોલીએ છીએ તેના કરતાં કેટલાયગણા શબ્દો મનમાં અને સ્વપ્નમાં આપણે પરોક્ષપણે બોલતા હોઈએ છીએ. ચુપચાપ બેઠા હો અને કોઈની નજર અમથી તમારી ઉપર પડે ત્યાં તો મધપૂડા ઉપર જાણે કાંકરો પડ્યો ન હોય એમ મધમાખોની પેઠે શબ્દોનું એક આખું ટોળું મનમાં ગણગણ કરતું ગુંજવા માંડે છે. સ્વપ્નમાં સારું છે : આપણે કશું જ કરવાનું નહિ; આપણો બિલકુલ પરોક્ષ વ્યવહાર અને છતાં બધાની સાથે, એક રીતે, પ્રત્યક્ષ વાતો કરવાનો લહાવો. ઝાડ, પંખી, પથ્થર, ગમે તેને બોલતાં સાંભળવા મળે એ વધારામાં. આપણે પુસ્તકો વાંચીએ છીએ ત્યારે બીજાઓનો અવજા પરોક્ષપણે સાંભળીએ છીએ અને કંઈ લખીએ છીએ ત્યારે આપણો અવાજ સંભળાવીએ છીએ. પણ આ બંને

પરોક્ષ ક્રિયાઓમાં રહેલ દેવત્વ કરતાં તો પ્રત્યક્ષ વાત કરી માનવી થવું સારું.

મારી પસંદગીનો ક્રમ કાંઈક આવો છે : હું તો સ્વપ્ન કરતાં જાગૃતિને ઓછી પસંદ કરું છું. જાગૃતિમાં પણ શાંત બેસી રહેવા મળે ત્યાં સુધી વાતો કરતો નથી. વાતો કરવા મળે ત્યાં સુધી વાંચતો નથી અને વાંચવાનું બને ત્યાં સુધી લખતો નથી.

ઊંઘવું એ મનુષ્યજાતિની કદાચ સૌથી નિર્દોષ પ્રવૃત્તિ છે. અને પ્રવૃત્તિમાં પણ, માણસનો આદર્શ તો, ભમરડો જ્યારે વેગથી ઘૂમતો હોય ત્યારે નિશ્ચેષ્ટ 'ઊંઘતો' હોય છે એવી, સમાધિદશા મેળવવાનો જ હોય છે. પણ આ દુનિયા ઊંઘની દુશ્મન છે. અને માણસને જાગવું જ પડે છે. જાગીએ ભાઈ, પણ પછી તો નિરાંતે, બેસવા દો. પણ ના, અમે તો અમસ્તા પણ તમને જીભનો ચાબખો લગાવતા જવાના. કોઈ તમને જંપવા દેવાનું નહિ. અને તેમાં આપણા દેશમાં તો વાતો એ જ મુખ્ય વ્યવસાય છે. હિન્દુસ્તાન એટલે ગામડું. ગામડું એટલે ચૉરો અને ચૉરો એટલે તડાકીદાસોનો અડ્ડો. મારા એક મિત્ર ગામડાની આર્થિક અને ખેતીવિષયક તપાસ કરવા ગયા છે. તે કહે છે કે મને કોઈ નિરાંતે કામ કરવા દેતું નથી. કોઈ ને કોઈ આવીને બેઠું જ હોય અથવા હાથ પકડીને ચા પીવા લઈ જાય અને દિવસ વાતોમાં વેતરાઈ જાય. છાત્રાલયોમાં પણ આ વાતનો વાયરો સતત ફૂંકાતો હોય છે. જાહેર સંસ્થાઓમાં પણ એમ જ. બોલવામાં માણસને શક્તિનો ઠીક ઠીક વ્યય કરવો પડતો હોય છે, તેથી તો હા કે ના કહેવામાં નાની અમથી લૂલીબાઈનો ઉપયોગ કરવાને બદલે માણસ અધમણનું માથું આમ કે તેમ ડોલાવવું પસંદ કરે છે. અને તેમ છતાં આખો વખત તક મળતાં જ બોલબોલ કરતાં એ થાકતો નથી એ નવાઈની વાત છે.

તેમ છતાં માણસ માટે જો મને મોટું આકર્ષણ હોય તો તેની આ વાચાળતા (garrulity) માટે પણ છે. ઘણીવાર, ખાસ કરીને વૌઠા જેવા મોટા મેળામાં લાખ - બે લાખ માણસની કલબલનાં મોજાંના શિખરે તોતિંગ ચકડોળમાં અર્ધી ક્ષણ ઝૂલતો હોઉં ત્યારે, અથવા સાંજે કોઈ ડુંગર ઉપરથી ગોધૂલિના અંચલ પછવાડેથી ઊભરાતો ગ્રામજનતાનો આછો કલરવ સંભળાતો હોય ત્યારે, મને વિચારો આવે છે : સૃષ્ટિનાં માનવપ્રાણીઓના અવાજો પણ આપણી આજુબાજુનાં પશુઓને, પંખીઓને, ખિસકોલી-કીડી જેવા જીવોને થોડોસરખો પણ આનંદ આપતા હશે ? આપતા હોય તો કેવું સારું ! ન આપતા હોય તોપણ માણસજાતને મૂંગી તો કલ્પી શકાતી નથી. માણસ બોલે છે છતાં આટલો મીંઢો છે-રહષ્યમય છે, તો ન બોલતો હોય એનો તો વિચાર પણ નથી કરી શકાતો. ઋગવેદ કહે છે : वदन्ब्रह्मा अवदतो वनीयान् બોલતો બ્રાહ્મણ ન બોલતા કરતાં સારો.

બીજાં પ્રાણીઓની જેમ માણસના પણ ગળામાંથી અવાજ નીકળી શકે છે એનો લાભ લઈ, એ અવાજોને ચોક્કસ અર્થ આપી, માણસે ભાષા ઊપજાવી અને ભાષા દ્વારા એક માણસ પોતાનો ભાવ બીજા માણસને પહોંચાડી શકે એવું સાધન ઊભું થયું. માણસ વાત કરે છે ત્યારે જાણે કે એના હૃદયથી સામાના હૃદય સુધી શબ્દોનો એક પુલ રચાઈ જાય છે. પણ ખૂબી એ છે કે ઘણીવાર તો પુલને છેડે

માત્ર પગરવ સંભળાયા કરે છે એટલું જ. આ છેડે કોઈ આવી પહોંચતું નથી. વાતચીત મારફત માણસ પોતાની જાતને વ્યક્ત કરે છે એટલી જ છુપાવે પણ છે. શબ્દોના ઝાકઝમાળ અંચળામાં પોતાની જાતને ગોપાવીને બેઠેલા માણસો ક્યાં જોવા નથી મળતા ? તેમ છતાં માણસ બોલે એ જ સારું છે. શેક્સપિયરના જીવન વિશે આપણે લગભગ કાંઈ જાણતા નથી. પોતે સીધું પણ જવલ્લે જ બોલ્યો છે. માત્ર સેંકડો પાત્રો પાસે એણે વાતો કરાવી છે. પણ એ પાત્રોની વાતો સાંભળીને આપણે એની વાતોનો પણ કાંઈક તો અણસારો જરૂર પામી શકીએ છીએ. ભગવાન પણ ભલેને સીધું સંભાષણ કરતો નથી, નિરવધિ માનવસમુદાયની નિરંતર ચાલતી વાતો દ્વારા એ પોતાના હૃદયને વ્યક્ત કરી રહ્યો નથી શું ? —જગતની વાતો સાંભળતાં સાંભળતાં એના અવાજના આરોહઅવરોહ પણ ક્યારેક પકડાઈ જતા નથી શું ? માણસ મનની વાત થોડીક પણ ઉઘાડી પાડી ન શકે તો મૂંઝાઈ જાય. સહદેવ જોશીનું મન ભરેલું હતું અને બોલવાની મનાઈ હતી. કેવા મૂંઝાતા ! ચેખોવે એક ગાડીવાનની વારતા લખી છે કે પોતાના દીકરાના તાજા જ મૃત્યુ વિષે આખો દિવસ ગાડીમાં બેસનારાઓ જોડે વાતે વળવા એણે પ્રયત્ન કર્યો, પણ કોઈએ દાદ ન દીધી. છેવટે પાછા વળતાં એણે પોતાના ઘોડા સાથે વાતો આદરી : ભાઈ, તને તો એ કેવો ચાહતો ! તને નવડાવતો, ચંદી આપતો, પંપાળતો... છેવટે કોઈ ન જડે તો માણસ પોતાની જાત સાથે વાત કરી લે છે. મારા એક ભાઈબંધ પોતે સાંભળેલો એક કિસ્સો કહે છે : ડોસા ખેતરેથી પાછા વળતા હતા અને ઘેર આજે દીકરાની વહુને તેડેલી એટલે સાંકડા ઘરમાં બધાં સમાશું કેવી રીતે એની રસિક મૂંઝવણમાં પડ્યા હતા. હું ઓસરીમાં પડી રહીશ. ડોશીને પડોશમાં મોકલીશ. બહેન કાકીને ત્યાં જશે. હાં, બેઠું ! બેઠું ! એમ ડોસા આખે રસ્તે વાત મનમાં બેસાડતા આવતા હતા. ખેતરે ખેતરે વાડ ન હોત તો ખેડૂતો વાતો કોની સાથે કરત ?

માણસ વાતો જ કર્યા કરે જે આરોગ્યની નિશાની નથી. નરી વાતો એ આત્માનો કાટ છે. આપણે જાણીએ છીએ કે હેમ્લેટ એટલે Words, Words, Words,— વાતો, વાતો ને વાતો. અંતે એનું જીવન પાયમાલ થયું. પણ પછી ઑથેલોના મુખ સામે જુઓ. એની મોંફાડ જાણે સિવાયેલી જ ન હોય એવો એ મૂંગો છે. મૂંગાપણાથી પણ એ સર્વનાશ નોતરે છે. માણસ મગજને તાળું લગાવીને ફરે ત્યારે તો એનાથી ગભરોવા જ માંડવું. શ્વેતકેતુ ભણીગણીને ઘેર આવ્યો અને બહુ ઓછાબોલો, ભારેખમ મોંએ ફરતો હતો. પિતાને ચિંતા થઈ. ધીરે રહીને પિતાએ પૂછ્યું : ભાઈ, તું ભણી આવ્યો છે તો કહે તો ખરો કે એવું શું છે જે જાણ્યાથી આ બધું જ જાણી શકાય. ત્યાં તો ભાઈનું ભોટપણું પ્રગટ થયું. આવા શ્વેતકેતુઓનો ક્યારેય તોટો હોતો નથી. માણસ તોબરો ચઢાવીને ફરે છે એમ આપણે કહીએ છીએ એનો અર્થ પણ એ જ કે થોડાક શબ્દો બહાર કાઢવાના છે તે એણે મોઢામાં ભરી રાખ્યા છે.

પણ માણસ પરાણે વાતો કરે એ પણ ભૂંડું લાગે છે. યુરોપની એક સામાજિક

ટેવ આપણા ઉચ્ચ ભદ્રવર્ગમાં કેળવાતી આવે છે : મહેમાનો સાથે વિનયભરી રીતભાતથી-મીઠાશથી વાત કરવાની જાણે કે તાલીમ જ એ વર્ગનાં બાળકોને આપવામાં આવે છે. પૂરી ટાપટીપ સાથે સજ્જ કરેલું વ્યક્તિત્વ બીજાઓ આગળ ધર્યા કરીને સારી છાપ પાડવાનો—એ દ્વારા કોઈ ને કોઈ હેતુ સાધવાનો—આશય હોય છે. જપાને જગતમાં પોતાનો પગપેસારો મજબૂત કરવામાં સ્ત્રીઓને આ કામમાં યોજી હતી. મુત્સદ્દીગીરીમાં આવી, વ્યક્તિત્વને નિરર્થક, પણ મધુર, વાતચીતનો ઓપ આપવાની રીત ખપમાં લેવાતી હોય છે. હમણાં જ એક નેતાને એક સન્નારીએ વિનયભરી વાત માટે બોલાવ્યા હતા. તે પછી એમના પતિ જાણે અચાનક જ પેલા ભાઈને મળ્યા હોય એમ મુલાકાત યોજાઈ હતી અને ભારે કડવાશભરી હોવાનું સંભળાયું છે. પેલા ભાઈને આને માટે જ નિમંત્રણ અપાયું હશે. પણ પછીથી પેલાં સન્નારી સાથે મિત્રતાભરી વાતચીત ગોઠવાઈ અને મહેમાન વિદાય થયા. બીજા જ ક્ષેત્રની વાત કરીએ. આપણે ત્યાં પણ જીવન હવે સરળ રહ્યું નથી, ભારે સંકુલતાઓ પ્રગટી છે. યુવાન સ્ત્રીઓને કોઈ ને કોઈ કામને બહાને જ બીજાઓને મળવાનું બને. ભારે તટસ્થતા જાળવીને કેવળ 'બિઝનેસ' પતાવવાનું હોય એમ વાતો કરતાં કરતાં પણ આશય તો એ બે ક્ષણની સોબતનો રસ લૂંટવાનો હોય એવા દાખલાઓ હવે વિરલ નથી. અન્યથા વાર્તાલાપ કરતાં તો માણસના મૌનમાં ઘણીવાર ઘણીઘણી વાતો હોય છે. મને એક પ્રસંગ યાદ છે : થોડાંક યુવાન સ્ત્રીપુરુષો સાહિત્યની, કળાની, જીવનની, જગતની વાતોમાં મચ્યાં હતાં. એક સન્નારી મટકું પણ માર્યા વગર મૌન બેસી રહી હતી. કદાચ એ પ્રસંગે એણે જ સૌથી વધારે સંભાષણ કર્યું હતું.

કોણ જાણે પણ મને પોતાને તો ગમેતેવી વાતનો કંટાળો નથી. જેને ચોંટણિયા કહે છે તેથી હું સહેજ પણ ગભરાતો નથી. ભારેમાં ભારે ગુંદરિયા (bores) સામે મને મૂકો, હું તો એનું વાઙ્મધુ ગટગટ પીધે જવાનો. એકવાર આવા એક સજ્જનની સોબત હું માણી રહ્યો હતો. ત્યાં મારા ભાઈ અને એક મિત્ર આવી ચડ્યા. પાંચ મિનિટના સેવનથી જ બંને પોતે બેહોશ થઈને પટકાઈ પડશે કે શું એવા ડરથી નાઠા. કલાકેક પછી આવ્યા. અમારી વાતો તો પ્રિયજનોની વાતો પેઠે ચાલતી જ હતી ! મારી એમ. એ.ની પરીક્ષા વખતે ભાઈએ, મારો વખત ન બગડે એ માટે, 'વખત ન બગાડવા વિનંતી છે' એવું એક પાટિયું દીવાલ પર ટીંગાડેલું. જે મિત્ર આવે તે સહાનુભૂતિ બતાવે : આપણા દેશના લોકોના મનમાં સમયની પવિત્રતા વસતી જ નથી. આપણે ત્યાં તો સવારના પહોરમાં જ જાણે આપણે તૈયાર થઈને એમની રાહ જોઈ બેસી રહ્યા ન હોઈએ એમ ભાઈઓ મળવા ચાલ્યા આવે છે. ભારે તકલીફ છે.—આમ મિત્રો કહેતા જાય અને વાતોમાં વખત બગાડવો ન જોઈએ એ વિષય ઉપર જ મારો પા કલાક તો બગાડે. મેં ભાઈને વિનંતી કરીને એ પાટિયું દૂર કરાવ્યું.

વાતોથી કંટાળવાનું કંઈ કારણ ? સામે ચાલીને તમારી સાથે વાત કરવા કોઈ આવે એ નસીબ ક્યાંથી ? જ્યારે પેન્શનરોને પૂનામાં ટેકરી ઉપર કે અમદાવાદમાં

ઝાડ નીચે એકઠાં મળીને માખો-તો નહિ પણ વખત-મારતા જોઈએ છીએ ત્યારે થાય છે કે એકવાર જેઓ વર્ગો, કચેરીઓ કે સભાઓ ગજાવતા તેમની જોડે તેમનાં ઘરનાં માણસો પણ વાત કરવાનું ટાળે છે અને સૌ સમદુઃખીઓ આમ આયુષ્ય વિતાવે છે ! તમે એમની જોડે એક વાક્ય બોલ્યા તો એને પકડી લઈ તેઓ તમારી સોબતનો પૂરો કસ કાઢવા કરશે. આથી જ, મને થાય છે કે, કોઈપણ માણસ આપણા મુખારવિંદને જોઈ બોલવા લલચાય એ એનો આપણી ઉપર ઓછો અહેસાન છે ? એમ માનો કે એ આપણી ઉપર એની જાતને લાદવા માગે છે, તોપણ તમારી પાસેથી એ કાંઈ પામી શકે એમ એ માને છે એ તમારે માટે નાનુંસૂનું પ્રમાણપત્ર છે ? વૃદ્ધો કે અકાલવૃદ્ધોની આપકહાણીઓ આપણા કાનમાં ઠલવાઈ તોયે શું ? કોઈ દુભાયાદુણાયા બે ઘડી તમારી આગળ ફોલ્લા ફોડી ગયા તેથી શું બગડી ગયું ? કોઈ લાઘવગ્રંથિથી પીડાતો હોય ને તમારી ઉપર થોડીવાર રૂઆબ છાંટી પોતાનામાં આત્મવિશ્વાસ પ્રગટાવી શકતો હોય તો એને એમ કરવા દેવામાં તમારું ગયું શું ? ગંગામાં કોઈ પથરા નાખે, કપડાં ધુએ, કચરો ઠાલવે—એ જો હળવો થતો હોય, નરવો થતો હોય—તો ગંગાનું શું બગડ્યું ? સ્ત્રીઓ તેમના પતિદેવોના મુખથી ઑફિસોની, બહારની અનેક ખટલાની વાતો, ઘણીવાર તો જરીક પણ ચાંચ ન ડૂબે છતાં કેવી અખૂટ ધીરજથી સાંભળ્યા કરે છે ! ઘણીવાર તો આપણું કશું જતું નથી ને સામાને આરામ થઈ જાય છે. એક સાક્ષર વિષે એમને ત્યાં ઊતરેલા એક વિદ્વાને કહેલી એક વાત મને યાદ આવે છે : સાંજે એક ભાઈ મળવા આવ્યા તેવા જ સાક્ષરવર્ય તેમની પર તૂટી પડ્યા ને કોઈક ચર્ચાસ્પદ મુદ્દા ઉપર બહુ જોરથી ગર્જ્યા. બીજે દિવસે સવારે ઊઠીને મહેમાને એ સાક્ષરવર્યને કહ્યું કે કાલ સાંજે મળવા આવનાર ભાઈને તમે કાંઈ બહુ કહ્યું ! સાંભળીને એ બોલ્યા : 'એ તો ઠીક. પણ ઊંઘ મજાની આવી !' આપણે વાતાનો વિસામો ન થઈ શકીએ, પણ આવો આપણો ઉપયોગ થઈ શકતો હોય ને એ રીતે જગતમાં કાંઈક સ્વાસ્થ્ય, શાતા અને સંવાદિતા સ્થપાતાં હોય તો આપણને શો વાંધો ?

મને પૂછો તો હું તો વાતોમાંથી જ શીખું છું એટલે કે માણસમાંથી. ચોપડીઓ વાંચીએ છીએ તે તો તાળો મેળવવા. બોલાતા શબ્દોમાં જે જાદુ છે તે તો જુદું જ છે. સાહિત્યમાં પણ તેથી જ નાટકનો મહિમા છે. એમાં શબ્દને માણસની જીભ ઉપર રણકતો રજૂ કરવામાં આવે છે. હવે, વાતમાંથી શીખવા નીકળ્યા હોઈએ તો આની જોડે વાત થાય ને આની જોડે નહિ, એ કેમ પાલવે ? આપણને શી ખબર કે કોની જીભ ઉપરથી આપણે માટેનો શબ્દ સરકી આવશે ? પરમેશ્વર કોની દ્વારા બોલશે,—કોણ કહે ? આપણી પોતાની જાતને ઓળખવા માટે પણ બીજાની વાતોનો ઓછો ઉપયોગ નથી. શિક્ષકો જાણે છે કે જેવા વિદ્યાર્થીઓ એવી પોતાની વાણી. સામેનું માણસ જો તેજસ્વી હોય તો તમારું પણ ઉત્તમ સ્વરૂપ બહાર ઊપસી આવવા પ્રયત્ન કરવાનું જ. ઘણીયવાર આપણને આપણી વાણી સાંભળીને તાજુબી થતી નથી ? આ તિજોરીમાં આ ધન કયે ખૂણે આટલા દિવસ પડી રહ્યું હતું એવું આપણને

એ વખતે થતું નથી ? આ હકીકત જ આપણી સાથે વાત કરનારાઓનું મહત્ત્વ કરવા બસ છે. તિજોરીની કૂંચી તમારી પાસે ક્યાં છે જે ? તમારે તો જે માણસ મળે તેની સાથે વાતો કર્યે જવાની અને ક્યારેક, એમ હજારો ઝૂડા અજમાવ્યા પછી, બનવાજોગ છે કે એકાદ કૂંચી લાગુ પડી જાય : તો તમારા જેવું સદ્દ્ભાગી કોઈ નહિ.

કોના સાન્નિધ્યમાં હૈયું એવું તો ખૂલી જાય છે,
જેવું એકાંતમાં ખૂલે પોતાની પણ પાસ ના ?

આ 'કોઈ' તમને મળ્યું તો તમને વાતો કરતાં આવડી.

કેટલીક વાર આ કૂંચી આપણી પોતાની પાસેથી પણ મળી જવાનો ભય છે. સિંહગઢ ઉપર કાકાસાહેબે એકવાર વાસરીમાં લખાવેલું એક વાક્ય મારા હૃદયમાં કોતરાઈ ગયું છે : 'પ્રભુ બહુ દયાળુ છે. ઘણીય વાર એણે મને મારે મોઢે બોધ આપ્યો છે.' માણસ પોતાની જોડે મનમાં વાત કરતો હોય છે તેનું આ દૃષ્ટિએ ઘણું મહત્ત્વ ગણાય.

મને ઘણી વાર એમ થાય છે કે માણસ આખો વખત પોતાની જોડે જ વાત કરી રહ્યો હોતો નથી ? મોં ખોલીને એ બોલે છે ત્યારે પણ જેમ પ્રેમી કોઈના પણ અવાજમાં પ્રિયતમાનો સ્વર સાંભળે છે તેમ એ બધાની વાતોમાં પોતાનો જ 'સૂર' સાંભળી રહ્યો હોય છે; માણસનું બધું જ જાણે એક અખંડ આત્મસંભાષણ ન હોય ! ક્યારેક તો એ ભાષાને—શબ્દોને પણ છોડી દે છે. શબ્દોનાં ખોખાંમાં એની વાત સમાતી નથી, ઊભરાય છે અને કેવળ સ્વરરૂપે-સંગીતરૂપે એ બહાર આવે છે. સંગીત એ માણસનું આત્મસંભાષણ નથી તો બીજું છે શું ? વાતચીતમાં પણ માણસના શબ્દો કરતાં એના અવાજમાં જ મોટાભાગનો અર્થ સમાયો નથી ? ઘણા માણસો બોલે છે ત્યારે એમનું વ્યાકરણ એમના કથિતાર્થમાંથી નહિ પણ એમના અવાજના આરોહઅવરોહમાંથી પામી શકાય છે. કોઈ કોઈ માણસ વાતચીતની હોડીના સઢ પડી જાય છે ત્યારે વચ્ચે સિસોટીમાં ગીત ગાઈ લે છે. ઘરની લજ્જાળ ઓછાબોલી ઠાવકી કન્યા કોઈ જૂના કે પ્રચલિત ગીતની પંક્તિમાં પોતાની બધી આરજૂ ઠાલવી દે છે. આપણે પોતે બોલીએ છીએ તેમાં કોની હાજરીમાં ગળામાં ઘૂંટડો ગળાઈ જાય છે, આપણા કાબૂ બહાર અમુક અસ્પષ્ટ ઉદ્દ્ગારો -અવાજો થઈ જાય છે, એ બધું બરોબર ધ્યાનથી જોવા જેવું છે. આપણી છૂપી જાત ક્યારેક 'હું તો આ છું !' એમ કહેતી આબાદ પોતે બતાવી દે છે. આમ શબ્દની મદદથી વાત ચાલતી હોય છે, પણ કદાચ વાતનો મર્મ તો શબ્દની બહાર જ શોધવાનો રહે છે. એક 'હં !' ઉદ્દ્ગારનો જુદા જુદા પ્રસંગોએ કેવો ઉપયોગ થાય છે એનો એકલા એકલા અભિનય કરી જોવા જેવો છે. ગૉર્કી કહે છે કે 'હં !'નો અનેક વિવિધ પ્રસંગે અસરકારક ઉપયોગ કરવાની લેનિનને ભારે ફાવટ હતી.

દરેક માણસ એક દ્વીપ જેવો છે. એની આસપાસ વાર્તાલાપનાં મોજાં અથડાયાં

કરે છે અને એ રીતે એની એકલતા કાંઈક સહ્ય બને છે. એમ ન બને તો વાર્તાલાપ એ કેવળ ઘોંઘાટ છે. એથી બચવા તો માણસ પોતાની અંદર નાસે છે ને પોકારે છે :

મારા અરે મૌનસરોવરે આ
કો ફેંકશો ના અહીં શબ્દ-કાંકરી.

અને માણસનું મૌન જ્યારે આટલો કચવાટ પણ ન કરે, માણસ પોતાની સાથે વાત કરતો પણ જંપી જાય, ત્યારે તો એના કાનમાં પરમેશ્વર જ વાત કરી રહ્યો હોય છે.

['ગોષ્ઠી'માંથી]

6

# મદ્રાસની જળચરી

સુન્દરમ્

મદ્રાસમાં એક ઘણી રમણીય ચીજ છે. મદ્રાસના રમણીય સમુદ્રકિનારા પરના 'મરીના' નામે જાણીતા સુંદર રસ્તા પર સમુદ્રની રેતીમાં તે આવેલી છે. એ છે 'એક્વેરિયમ' યાને જળચરી.

એ એક નાનકડું લંબચોરસ મકાન છે. તદ્દન સાધારણ દેખાવનું, પણ અંદર જતાં જ તેનું જાદુ આપણને લાગવા માંડે છે. એની ઉત્તરદક્ષિણની સામસામી ભીંતે, જમીનથી ત્રણ ફૂટ ઊંચે, સાત ફૂટ લંબાઈની, જાડા પારદર્શક કાચનાં ચણી લીધેલાં બારણાંવાળી પાણીભરેલી ટાંકીઓમાં, ખંડની વચ્ચેના હોજમાં, તથા વચ્ચે વચ્ચે ટેબલ પર મૂકેલી ટાંકીઓમાં સમુદ્રની મનોહર વસ્તીને વસાવેલી છે.

સમુદ્રનાં મોકળાં પાણીમાં તથા જુદી જુદી પરિસ્થિતિમાં રહેનાર જળચરોને અહીં બંધ પાણીમાં રાખવાં એ સહેલું કામ નથી. એને માટે પ્રત્યેક જાતના જળચર જીવનનો અભ્યાસ જોઈએ. આ જળચરી એવા તદ્વિદોના હસ્તક ચાલી રહી છે. અહીંનું સરકારી મચ્છીખાતું આની બધી રીતે વ્યવસ્થા કરે છે.

આપણા ગુજરાતીઓને જળચરોના જીવનનો પ્રત્યક્ષ પરિચય નહિ જેવો છે. દરિયાકાંઠાની માછલાં ખાનારી વસ્તી એને વિષે થોડુંએક જાણતી હશે. પણ તેના જ્ઞાનનો લાભ આપણને તે આપી શકે તેમ નથી. એટલે આપણે તો દરિયામાં માછલાં રહે છે એટલું જ જાણીએ છીએ. થોડાક ભણેલાં લોક કૉડ, વ્હેલ, શાર્ક કે કાલુ માછલીનાં નામ જાણે છે પણ પૃથ્વી પર જેટલી માણસોની જાતો છે, કે જેટલી પ્રાણીઓની જાતો છે તેના કરતાંયે વધી જાય તેટલી આ માછલીઓની જાતો છે એ તો આપણને ક્યાંયથી જાણવા નથી મળતું. માછલીઓમાં અનેક જાતો હોવા ઉપરાંત, તેમની કેટલીકની જીવનચર્યા અદ્ભુત કૌતુકભરી હોય છે, અને સૌથી આશ્ચર્યકારક વાત તો એ છે કે તેનું રંગસૌંદર્ય પણ ફૂલો અને પતંગિયાઓને ટપી જાય તેવું હોય છે.

દરિયામાં રહેતી માછલીના જીવન વિષે અનેક નવાઈભરી હકીકતો જાણવા મળે છે. પણ એમને આવી બંધિયાર જગામાં રાખવાથી પણ કેટલીક અજબ હકીકતો જાણી શકાય છે. કેટલીક જાતો મહાતોફાની હોય છે તો કેટલીક ટીખળી હોય છે,

કેટલીક શિકારી હોય છે તો કેટલીક કજિયાખોર હોય છે, અને કેટલીક તો એવી હોય છે કે એક જાતની બે માછલી એકીસાથે રહી જ ન શકે. વિશાળ દરિયામાં તો સૌ સૌને માટે ભગવાને પુષ્કળ જગા આપી છે. પણ આ સાંકડામાં સમાસ કરવાનું કામ માછલીઓને 'તેમજ અહીંના વ્યવસ્થાપકોને બંનેને ભારે થઈ પડ્યું છે. વળી અહીં એક જગામાં જ રહેવાથી તેમની આહારની ટેવો પણ બદલાય છે, તેમને રોગ પણ થાય છે, કેટલીક મરી પણ જાય છે, અને કેટલીકને હવાફેર, ના ભૂલ્યો, પાણીફેર માટે પાછી દરિયામાં મૂકી આવતાં તે સાજી પણ થઈ જાય છે.

બીજી એક નવાઈની વાત. અહીં રહીને આ માછલીઓ માણસોને પણ ઓળખતી થઈ છે. પેલા વચલા હોજમાં રહેનારી માછલી તમે પાસે ઊભા રહીને રૂમાલ હલાવો તો તેને પકડવા કૂદાકૂદ કરી મૂકે છે. અને તેને જરા ઝીણવટથી જોવા તમે પાસે મોં લઈ જાઓ તો તમારું નાક પણ કરડી ખાય છે. પેલી એક ટાંકીમાં રહેતી માછલીઓ અહીંનો રસોયો તેમને ખાવા આપવા નીકળે કે તરત દોડાદોડ કરી મૂકે છે. પણ આના કરતાંયે વધારે રસિક વિગતો તો પ્રત્યેકના જીવન વિશે છે. આપણે એમાંની થોડીક મોટી મોટી જોઈ લઈએ.

આપણે ડાબે હાથેથી જોવાનું શરૂ કરીએ. આ પહેલી ટાંકીમાં શરીરને આમળા આપતા દરિયાઈ સાપ છે. નાગ કરતાંય તેમનું ઝેર કેટલાય ગણું કાતિલ છે. પણ એ જરા એદી હોય છે, એટલે એમના જીવ પર ન આવી પડે ત્યાં લગી તેઓ કરડતા નથી. એમનો રંગ કંઈ ખાસ આકર્ષક નથી. પણ આ એકને કાળી અને સોનેરી ઝૂલ ઊગી છે તે જુઓ. એ સૌથી વધુ ઝેરી સાપ છે એની ચેતવણીરૂપે જ કુદરતે શું આ લક્ષણ તેમાં ઉમેર્યું છે ?

આ બીજી ટાંકીમાં 'શાર્ક' 'ડૉગ' 'રે' અને 'ઇલ' નામની માછલીઓ છે. શાર્ક માછલી માણસખાઉં છે એ તો ઘણા જાણે છે. પણ તે ઘણેભાગે ઊંડા પાણીમાં રહે છે. મોટી શાર્ક માછલીઓ તો ગમે તે ખાઈ જાય છે. એકવાર એક શાર્કના પેટમાંથી પીંછાંનો મોટો ઢગલો મળી આવેલો. એ શું હશે ? પીંછાંનું ઓશીકું ! પણ અહીં તો એ મોટી પંદર પંદર ફૂટની માછલીઓ નથી.

જુઓ, આ શાર્કના શરીરની રેખાઓ અને તેનું હલનચલન ખૂબ મનોહર છે. એનું પેટ સફેદ અને પીઠ પર કાળાભૂખરા રંગની છાયા છે. એની ઘણી જાતો છે. એમાં એક વાઘશાર્ક તો વાઘની પેઠે ખૂબ ભભકાદાર રંગવાળી હોય છે. બીજી એક શાર્ક ઘણમથ્થી કહેવાય છે. કારણ ? એનું માથું જુઓ તો જાણો મોટો ઘણ જ.

પહોળા થાળી જેવા શરીરની 'રે' મચ્છી ટાંકીને તળિયે જ બેઠેલી જોશો. તે દરિયાને તળિયે જ રહેનારી છે, અને તેની સાથે મળી જાય તેવા તેના રંગ છે. આમાં એક વિદ્યુતકિરણ જાતની માછલી છે. એને અડો તો તમને વીજળીના જેવો આંચકો લાગે. આ જાતની ખૂબી તેની પૂંછડીમાં છે. લાંબી ચાબુક જેવી પૂંછડીને કરવત જેવા કાપા, અને ઘા જેને થયો તે ખૂબ રીબાવાનો.

પેલી 'ઇલ' તો સાપ જેવી જ લાગશે. પણ એની પીઠ પર કલગી જેવી લાંબી

ઝાલર ઊગેલી છે. એ એને સાપથી જુદી પાડે છે. માછલીની જાતમાં ઇલની જીવનકથા સૌથી વધુ આશ્ચર્યકારક છે. તેનો જન્મ કિનારાથી દૂર ખૂબ ઊંડા પાણીમાં થાય છે. જન્મવેળા તેનો આકાર એક પારદર્શક પાંદડાના જેવો હોય છે. જે તેમાં મોટી થતી જાય છે તેમ તેમ કિનારા તરફ જતી જાય છે. ત્યાંથી તે કોઈ નદીના મુખ પાસે પહોંચી જાય છે. તેના જેવી બીજી પણ ઘણી ઇલો ત્યાં આવી ગઈ હોય છે. અહીંથી તેઓ ટોળાબંધ નદીમાં આગળ વધે છે અને નાનાં ઝરણાંઓમાં અને તળાવોમાં જઈને રહે છે. ત્યાં જ તે પુખ્ત કદની અને વયની બની સાપ જેવો આકાર ધારણ કરે છે. કેટલાંય વરસ આમ અહીં દરિયાથી દૂર ગાળી પાછી તે ગમે તેવી મુશ્કેલીઓ સામે થતી થતી દરિયામાં પહોંચી જાય છે. એ કાળે એના જીવનની વસંત હોય છે. હવે તેનું સૌંદર્ય વધી પડે છે. શરીર પર રૂપેરી ચમક આવે છે, અને અહીં આવીને વંશવૃદ્ધિ કરી તે અહીં સમુદ્રમાં જ જીવન સમાપ્ત કરે છે.

અહીં એક બીજી 'ધાવણી' (sucker) માછલી છે. એના માથા પર એક લંબગોળ ચોકઠામાં આડી ગોઠવેલી કેટલીય તકતીઓ હોય છે. એ વડે તે વહાણોને, વ્હેલોને તથા શાર્ક જેવી મોટી માછલીઓને વળગી પડે છે અને પછી ખેંચાયે જાય છે. તરવાની મહેનત જ નહિ ! અહીં ટાંકીમાં પણ એ એની ધાવણીથી ભીંતે બાઝી રહે છે. આ ધાવણી એટલી બળવાન હોય છે, કે અધમણ પાણીની ભરેલી ડોલ પણ એ તોળી શકે. હા, એને અંદરથી બરાબર પકડ મળવી જોઈએ. એક સમયે વેસ્ટ ઇન્ડિઝના માછીમારો તેનો ઉપયોગ બીજી માછલીઓ પકડવામાં કરતા. એને પૂંછડે દોરી બાંધી તેને પાણીમાં છોડતા અને તે કોઈ મોટી માછલીને કે કાચબાને જઈ બાઝતી અને માછીમાર દોરી ખેંચીને પેલા શિકારને ઝડપી લેતો.

ત્રીજી ટાંકીમાં ખૂબ રૂપાળી માછલીઓ વસે છે. પણ એમાં રૂપની રાણી તો પેલી પતંગિયા માછલી (Butterfly) છે. એની કાયા પર સફેદ અને કાળા રંગના પટા છે અને તેની પાંખો પીળી છે. પણ એની ખરી ખૂબી તો એના છોગામાં છે. એની પીઠ પરની પાંખમાંથી એક લાંબી કલગી નીકળી એને અવનવો દેખાવ આપે છે. પણ એનું કમનસીબ એ છે કે છોગું એટલું આકર્ષક હોય છે કે એની પડોશી માછલીઓ એને ઘણેભાગે કરડી નાખે જ છે.

એની સાથે રહેતી મોતી-છાપ (Pearl - spot) નામની મચ્છી પણ ઓછી રૂપાળી નથી. એના આખા અંગ પર આડા પટામાં મોતીના જેવાં છૂંદણાં છે. આ માછલી ઘણે ભાગે શાકાહારી છે એટલે તો તળાવ ટાંકાનાં પાણી સુધારવા માટે પણ એનો ઉપયોગ કરવામાં આવે છે. એ ખોરાક તરીકે પણ ખૂબ કિંમતી ગણાય છે. આ બીજીના શરીર પર આંખો જેવા ઠેર ઠેર બુટ્ટા છે. આ એક બીજી માછલી વિચિત્ર રીતે આરામ કરે છે. બે પાંખો અને ત્રીજી પૂંછડી એ ત્રણની ત્રિપાઈ બનાવી તેના પર તે બેઠી છે. આ બીજીની વિચિત્રતા જુઓ. એના ગાલ પર એકેક ધોળો ચંદ્રમા છે. વળી આ બીજી એક કદાવર માછલીનો રૂપેરી રંગ તમને ગમે એવો છે. અને આ એકની બે પાંખો એટલી લંબાઈ છે કે એને ત્રણ પૂંછડી હોય એવું લાગે છે.

ચોથી ટાંકીની વસ્તી પણ પેલાંના જેટલી રૂપાળી છે અને કેટલીક વિશેષ નવાઈઓવાળી છે. એમાં એક માછલી બ્લ્યૂ ફાઈલ (Blue file) તરત જ આપણું ધ્યાન ખેંચે છે. એની પૂંછડી બીજના ચંદ્રાકારે છે. એની વાદળી કાયા અત્યંત નમણી છે. અને આપણી નવવધૂ પેઠે એના દાંત પણ રાતા મજીઠિયા છે. પણ એનું સૌથી વિશેષ લક્ષણ તો તેની પીઠ પર એક કાનસ જેવું હાડકું છે. એને એ ધારે ત્યારે ઊંચું કરી શકે છે અને પાછું પીઠની ખોભણમાં વાસી શકે છે. આટલું રૂપ છતાં એ છે યાદવોની જાતની. એકસાથે બે જણ ભેગી રહી શકતી જ નથી. ભેગી થઈ તો તે અંદર અંદર એવી બાઝે છે કે તેમનો મરીને જ છૂટકારો થાય છે. જોકે આ એમનું જોર તેઓ બીજી એમનાથી મોટી માછલીઓને મારવામાં પણ વાપરે છે. એકે તો એક ફૂટની શાર્કને પણ મારી નાખેલી.

પાંચમી ટાંકીમાં 'સ્નૅપર' (કરડકણી) નામની ખૂબ આકર્ષક જાત છે. એ દરિયામાંથી તાજી આવે છે ત્યારે તેનો રંગ અજબ ભભકાવાળો હોય છે. એના શરીરની બર્ફની સફેદી પર પહોળા કીરમજી પટા શોભી રહ્યા હોય છે. થોડા વખતમાં એ કીરમજીમાંથી ઘેરો ગુલાબી રંગ થઈ જાય છે. તોય એનું રૂપ તો તેવું ને તેવું જ રહે છે. એ જ્યારે ઉશ્કેરાય છે ત્યારે એના સફેદ પટા ગુલાબી રંગ ધારણ કરે છે. ખાવાને વખતે પણ ખોરાક મેળવવાના આવેશમાં તેનો રંગ ગુલાબી થઈ જાય છે.

છઠ્ઠી ટાંકીમાં જાતજાતની મઝાની માછલીઓ ભેગી કરેલી છે. આ એકનું નામ બકરી (Goat fish) છે. પ્રાણીઓમાં જેમ બકરાં તેમ માછલીઓમાં આ જાત ખાવામાં ખૂબ પ્રચારમાં છે. એની દાઢી નીચે બે અક્કડ ચીપિયા જેવા અવયવો છે. આ ચીપિયા એ બેઠેલી હોય છે ત્યારે વાંકા વળીને ખાનામાં ગોઠવાઈ જાય છે. એનો ઉપયોગ ખોરાક શોધવાને રેતી ખોદવામાં તે કરે છે. પણ એ જ્યારે ધીરે ધીરે ચાલતી હોય છે ત્યારે એ ચીપિયા પગ પેઠે વારાફરતી હાલે છે અને જાણે એનાથી જ એ ચાલતી હોય તેવું દેખાય છે.

એનાથી મોટી અને વધારે આકર્ષક એક બીજી જાતની પતંગિયા માછલી છે. વિષુવવૃત્તમાં રહેતી દરિયાઈ માછલીઓમાં આનો રંગ સૌથી ગજબનો દમામદાર છે. એ સામાન્ય રીતે નાની હોય છે. પણ એમાંની શહેનશાહ મચ્છી ફૂટ જેવડી થાય છે. આ બાજુ તિનેવેલીના દરિયાકિનારે એને 'ધોબણ' કહે છે, રૂપાળી અને બધાંની નજર ખેંચે એવી એટલે જ કે ? જેટલી પતંગિયાની જાતો છે તેટલી જ આ માછલીની જાતો છે, ભાતભાતના રંગ, ભાતભાતના આકાર.

આ બીજી શીટોડોન (Chaetodon) નામની જાત, પોતાના રંગની આકર્ષકતાથી દુનિયાનાં બધાં મ્યુઝિયમોમાં માનભર્યું સ્થાન પામેલી છે. આમાંની એક જાતને પૂંછડી પર પણ બે બાજુ આંખ જેવું ટપકું હોય છે. એટલે એને લોકો ચતુરક્ષિણી પણ કહે છે. એને આપણે સેવક મચ્છી કહીએ. ભેંસનાં શીંગડાંમાંથી જીવડાં વીણનાર પંખી પેઠે આને મોટી માછલીઓના પેટમાં વળગી રહેલાં જીવડાં

ખાવાની ટેવ છે એટલે એવી મોટી માછલીઓ રાજી થઈને આને પેટમાં પેસવા દે છે !

આની પડોશમાં એક બીજી પૂંઠાની બનાવેલી હોય તેવી ચપટ માછલી (Spine-tail) તો તરત ધ્યાન ખેંચે એવી છે. આછો ભૂરો રંગ અને ઉપર પીળી રેખાઓ. કેટલીકનાં શરીર પર બદામી રંગ પર ભૂરા રંગની તરંગિત રેષાઓ, પણ એનું નામ તો (Spine-tail) એની પૂંછડી પર બે બાજુએ ઉઘાડવાસ કરી શકાય તેવાં ભાલોડાં પરથી પડેલું છે. એ એનું સબળ હથિયાર છે.

સાતમી ટાંકીમાં એક ગજબની શાનદાર મચ્છી છે. એને રસેલની બિચ્છુ મચ્છી (Russel's scorpion fish) કહે છે. આ જળચરીમાં આનાથી વધુ રસિક માછલી બીજી નથી. જાણે મરઘો જ જોઈ લ્યો. એની પાંખો અને એની આજુબાજુના સ્નાયુઓ જરૂર કરતાં બેહદ વધી ગયેલાં છે. એના શરીર પર જે સફેદમાં બદામી લાલ રંગ છે તે એની આંખોમાં અને લાંબા ફરકતાં પીંછાંની ટોચ લગી મોજાં પેઠે ચાલુ જ છે. છે જરા એદી એટલે એ ચાલે છે બહુ ધીમેથી. એનાં આછાં ફરકતાં રંગીલાં પીંછાં અને ધીરે ધીરે હાલતી પતંગિયાંના જેવી પાંખો જાણે જોયા જ કરીએ. અને કોઈ વખત તો જાણે પોતાનું રૂપ બધી બાજુથી દેખાડતી હોય તેમ ઘડી ઘડી અટકીને એ ધીરે ધીરે ગોળ ફરે છે.

આની જોડે રહેતી બીજી ઘણી મચ્છીઓમાં એક શિકારી મચ્છી (Angler fish) ખૂબ કૌતુકવાળી છે. એના માથા પર મચ્છી પકડવાની નાની લાકડી હોય તેવું એક નાનું ટોચે સફેદ ફૂમતાવાળું હાડકું છે. આ મચ્છી પાણીના છોડમાં પોતાનું આખું પીળું શરીર સંતાડીને સ્થિર બેસી જાય છે, વાઘ જાળમાં બેસે તેમ; અને પેલો દાંડો હલાવતી તે પરનું ફૂમતું, ઊંચુંનીચું ઉછાળે છે. એનાથી જે આકર્ષાયું તેના ભોગ જ ! કોક માછલું આ કૌતુક જોવાને કને આવ્યું કે એનાં જડબાં વીજળીના વેગે કામ કરતાં થઈ જાય છે. આ દાંડીની નીચે જ એનું મોં ખુલ્લું બેઠેલું હોય છે. શિકાર તરત જ ગડપ ! દરિયામાં તો શિકાર એમની કને જ ચાલ્યો ચાલ્યો આવે પણ અહીં ટાંકીમાં તો તેવું ક્યાંથી બને ? ત્યાં નાખવામાં આવેલો ખોરાક તો બીજી ચપળ માછલીઓ જ ઝડપી જાય. અને આ ભાઈ (કે બાઈ !) તો બેઠા જ રહે. એટલે એને માટે એક તાર પર ખોરાક બાંધીને તેના માથા પર લટકાવવો પડે છે. તોયે કેટલીયે વાર એ ભાઈ તેને લેવાનો વિચાર કરે. પણ એટલામાં તો બીજી આવીને તે ઝડપી ગઈ હોય. અને આમ એને કેટલીયે વાર કડાકા કરવા પડે છે !

આઠમી ટાંકીમાં સૌથી વધુ ધ્યાન ખેંચનાર પેલી ફૂલણ (Puffer) મચ્છી છે. એ બીએ છે ત્યારે હવાથી કે પાણીથી પોતાના શરીરને ભરી દઈને ગોળ બલૂન જેવી બની જાય છે. એની ચામડી પરના કાંટા ટટાર થઈ જાય છે. જાણે દરિયાની શાહુડી જ જોઈ લો. વળી જુઓ, એનું મોં પોપટ જેવું છે. એ બહુ જ ડંખીલી અને લડકણી જાત છે. અંદરોઅંદર લડ્યા કરે અને કોઈ દૂબળી કે માંદી માછલી આવી કે તેને ફરતે ટોળે વળી તેની પૂંછડી, પેટ, પાંખો, નાક, મોં, બધું ગમે ત્યાંથી કરડીને

પેલીને સાફ કરી જાય.

નવમી ટાંકી ઘણી જાતોથી ભરેલી છે. પણ કેટલીક અમુક રીતની બીજી વિશેષતા પણ ધરાવે છે. એવી એક 'ચપટ-મચ્છી' (Flat fish) છે. એને એક બાજુ પર સૂવાની ટેવ છે. જે બાજુ પર એ સૂવે છે તે બાજુનો રંગ ધોળો થઈ જાય છે, તથા તે તરફની આંખ પણ જતી રહે છે. એનો કુદરતી રંગ તો દરિયાના તળિયાને ભળતો જ હોય છે.

આ બીજી મ્યુલેટ (Mullet) જાતની માછલી ઘણે ભાગે શાકાહારી છે, એટલે ઉપર આપણે 'મોતી-છાપ'ની બાબતમાં જોઈ ગયા તેમ પાણીની સ્વચ્છતા માટે તેમનો પણ ઉપયોગ કરવામાં આવે છે. એક બીજી જાત તે બિલ્લી મચ્છી (Cat fish) છે. એના મોં પર બિલાડીના જેવી મૂછો છે. એ મોટા ટોળામાં રહે છે. મલબાર કિનારા પર તાડીના દુકાનદારો ઘરાક તરસ્યા બની વધારે તાડી પીએ તે માટે આ માછલીનાં માથાંને મસાલાથી ભરીને ઘરાકોને મફત ખવડાવે છે ! આ જાતિના નર માદાએ મૂકેલાં ઈંડાંને મોંમાં રાખે છે અને ત્યાં જ તેનાં બચ્ચાં થાય છે. ઈંડાંનું કદ પણ અર્ધા ઈંચના વ્યાસ જેટલું હોય છે. એટલે એની સંખ્યા તો બહુ ઓછી હોય છે, બિચારા બાપાને આ ઈંડાંમાંથી બચ્ચાં થાય ત્યાં સુધી કડાકા જ કરવાના રહે છે.

આપણે ઘણી માછલીઓને તેમની પરિસ્થિતિ પ્રમાણે તથા તે ઉશ્કેરાયેલી હોય ત્યારે રંગ બદલતી જોઈ. પણ એવી રંગ બદલનારીઓમાં ઉત્તમ માછલી તો અહીં છે. સવારમાં આ માછલી (Sea-Perch) લગભગ ધોળી હોય છે, પણ સાંજ સુધીમાં તો તેનો રંગ ઝાંખો ગુલાબી બની જાય છે.

અહીં એક બીજી ખૂબ રૂપાળી નીલવર્ણી માછલી છે. આની વિશેષતા એ છે કે એના રંગ ઉંમર પ્રમાણે બદલાય છે. બચપણમાં એની પાંખો, અને ઉપરનું જડબું ચમકદાર પીળા રંગનાં હોય છે. એ જેમ જેમ મોટી થતી જાય છે તેમ આ રંગ ઓછો થતો જાય છે. અને પુખ્ત થતાં તો તે તદ્દન જતો રહે છે. આ ત્રણે સ્થિતિવાળી માછલીઓ અહીં છે. તેમની રંગલીલા કોક અજબ આનંદ આપે છે. એના રંગોની ખૂબી આગળ તો ભલભલી ફેશન કરનારી સ્રી પણ ફિક્કી લાગે.

દસમી ટાંકીમાં રહેનાર માછલી (Sea-perch) આ જળચરીની જૂનામાં જૂની નિવાસી છે. અગિયાર વરસથી તે અહીં છે અને એક સુધરેલું પ્રાણી બની ગયેલી છે. સાંજ પડતાં તે તળિયે જઈને નિયમસર ઊંઘી જાય છે. પેલી ડોગ મચ્છી તો આંખો પણ મીંચી દે છે. કેટલીક માછલીઓ પાણીમાં અધ્ધર જ સ્થિર રહીને ઊંઘી લે છે. કેટલીક તો ઊંઘતી જ નથી લાગતી. રાતે પણ તે તો દોડાદોડ કર્યા જ કરે. એટલે તેમની ટાંકીમાં બત્તી બળતી રાખવી પડે છે. નહિ તો અંધારામાં ભીંત સાથે અફળાઈ અફળાઈને જ તે મરી જાય છે !

આપણે ટાંકીઓ જોઈ રહ્યા. હવે ટેબલ પર મૂકેલી ટાંકીમાં રહેતાં પ્રાણીઓ તરફ વળીએ. મોટી ટાંકીઓમાં પેલી ખાઉધરી માછલીઓ સાથે ન રહી શકે તેવાં કેટલાંક નાજુક નાનકડી જાતનાં પ્રાણી અહીં રાખ્યાં છે. એમાં મુખ્યત્વે પેલો પ્રખ્યાત

ઑક્ટોપસ યાને અષ્ટપાદ, વિચિત્ર કરચલા, તારક મચ્છી, દરિયાઈ ઘોડો, કાફર અને બીજી કેટલીક માછલીઓ છે.

દરિયાઈ ઘોડો તો જાણીતો છે. એ હોય છે તો ચાર પાંચ ઇંચનો જ, પણ એનો આકાર ઘણો આકર્ષક છે. ઉપરનું અર્ધું શરીર ઘોડા જેવું અને નીચેનું સાપ જેવું. કોઈ છોડની ડાળીએ પૂંછડી વીંટીને ટટાર છાતીએ ડોકું હલાવતા એ ભાઈ જ્યારે જુઓ ત્યારે બેઠા જ હોય.

આ બીજા ટેબલ પર ચારેક આંગળની નાની મચ્છી છે. તમને લાગશે કે બીજાં એને ખાઈ ન જાય માટે એને અહીં જુદી રાખી હશે. ના, હકીકત એથી ઊલટી જ છે. એનું નામ છે કાફર (coffer) અને એ ખરેખર કાફર છે. એના દાંત એટલા મજબૂત છે કે ગમે તેવી મોટી માછલીની ચામડી કોચી નાખે. અને એના શરીર પર તો હાડકાંનું બખ્તર છે. એટલે એને તો કોઈ ખાઈ શકે જ નહિ.

બીજા ટેબલ ઉપર કરચલા છે. એને અહીં રહેવું બહુ ફાવતું નથી. એટલે કદી કદી જ તેમને અહીં રાખવામાં આવે છે. દરિયાઈ પ્રાણીઓમાં મોટાં નાનાંને તો ભરખી જાય છે જ, પણ નાનાં પ્રાણી પણ મોટાં પ્રાણીના શરીરમાં ઘર કરીને તેમના લોહી પર જીવે છે. શાર્કના પેટમાં કેટલાય કરમિયા અને જીવતી જીવાત હોય છે. સાપને એક જીવાત (barnacles) વળગે છે. એ માછલીઓને પણ વળગે છે. એવી એક જાત આ કરચલાને પણ એની પૂંછડી નીચે બાઝી જાય છે. એ ચોંટી એટલે થઈ રહ્યું. ધીરે ધીરે ઝાડ મૂળ ફેલાવે તેમ એ પોતાના રેષા કરચલાના આખા શરીરમાં નાખી દે અને પછી પેલો જીવે ત્યાં લગી એનું લોહી પીધા કરે. તે પછી કમનસીબ કરચલાના જીવનની નવરંગી વસંત કદી આવવાની જ નહિ.

કરચલાની આથી એક ઊલટી હકીકત પણ છે. જીવનયાત્રા નિભાવવામાં એ બીજા પ્રાણીની મદદ પણ ખૂબીથી લે છે. એક 'એનિમોન' (Anemone) નામનું એકસાથે અનેક ડંખ મારી શકે એવું જંતુ હોય છે. કરચલો તેને પોતાની પીઠ પર વસવા દે છે. કરચલાના ખાવામાંથી પેલાને ખાવાનું મળ્યા કરે. અને પેલું એવું ડંખીલું હોય છે કે એ કરચલાની પીઠ પર હોય ત્યાં લગી તેને ખાવાની કોઈ હિંમત કરે જ નહિ. લૂલા અને આંધળાના જેવી આ મઝાની વાત છે. આવાં સહજીવન ગાળતાં જોડાં દરિયામાં ઘણાં છે.

કરચલા પર વસનાર આ 'એનિમોન'ની ઘણી જાતો છે. એમાંની કેટલીક તો ત્રણ ફૂટ પહોળી હોય છે. એ રેતીમાં પડ્યું હોય ત્યારે કોઈ મોટા ફૂલ જેવું દેખાય. એની વચમાં એક ચીરો દેખાય છે, એ જ એનું મોં. એની આસપાસ હારબંધ ડંખવાળા પંજા હોય છે. શિકાર પકડાયો કે ડંખથી બેશુદ્ધ બનીને નીચેની થેલી જેવા પેટમાં પહોંચી જાય.

આ ટેબલ ઉપર એક ચડણ મચ્છી રહે (Climbing-perch) છે. એ પાણીમાં અને હવામાં પણ શ્વાસ લઈ શકે એવું તેનું શરીર છે. એ કિનારાના ઝાડ પર ચડીને કદી કદી બેસે છે. અહીં એના પર પ્રયોગ પણ કરી જોવાયા છે. પાણીમાં ચાદરને

ઊભી પકડી રાખવામાં આવતાં તે પર તે ચડી ગઈ હતી !

અહીં વળી એક બહુ નાજુક માછલી છે. એ મચ્છરોનાં ઈંડાં ખાય છે. એટલે માનવજાતને તો ખૂબ જ ઉપયોગી છે. ઘણી મ્યુનિસિપાલિટીઓ એને લઈ જઈને કૂવાતળાવમાં રાખે છે.

હવે છેલ્લે આપણે કુદરતની પરમ વિચિત્રતા એવા પેલા અષ્ટપાદ ઑક્ટોપસને જોઈએ. આપણા દરિયામાં તો તે બહુ બહુ તો મૂઠી જેવડા જ હોય છે. અહીં જે મૂક્યા છે તે તો સોપારી જેવડા અને ત્રણ ચાર ઈંચ લાંબા પગવાળા જ છે. દરિયાઈ પ્રાણીમાં આ ખૂબ બુદ્ધિશાળી પ્રાણી છે. એની જોડનાં તો માત્ર વ્હેલ અને સીલ જ છે. આ આઠપગાઓ અરસપરસ રમતગમતો પણ કરે છે. વળી બિલાડીની પેઠે રીતસર એમના આઠ હાથ કે પગ જે કહો તે બેઠા બેઠા સાફ પણ કરે છે. અને પરિસ્થિતિ પ્રમાણે શરીરનો રંગ પણ બદલી શકે છે. એના પાતળા હાથ પર બે હારમાં અનેક મોઢાં હોય છે એ વતી શિકાર—મોટેભાગે કરચલા પકડે છે અને પોતાના પોપટના જેવી ચાંચવાળા મોંમાં મૂકી દે છે. એના પર કોઈ બીજું તરાપ મારે છે ત્યારે એ નાસી છૂટવાની અજબ રીત વાપરે છે. મોંમાંથી સાહી જેવો મોટો ગોટો કાઢી તેની ઓથે છટકી જાય છે. એ. જી. વેલ્સ કહે છે કે વિકાસવાદના ક્રમ પ્રમાણે માણસનો આકાર અષ્ટપાદના જેવો પણ થઈ જવાનો સંભવ હતો.

આપણે હવે લગભગ પૂરું કર્યું. આ નાનકડા ઓરડામાં પણ ઊભાં ઊભાં બેએક કલાક નીકળી ગયા. દરેક માછલીના ઘર પાસે ઊભા રહી તેની જોડે વાતો કરવાનું ખૂબ મન થાય છે. પણ પાસેની હોટેલમાંથી કૉફીના કપ ખખડાવાનો રણકાર આવે છે. અને દરિયાનાં મોજાં મીઠી ગર્જના કરે છે. એટલે અહીં ઊભા રહેવાની હવે ધીરજ નથી. આ રૂપરાણીઓની મસ્તી અને મેઘધનુષ્યના જેવી રંગલીલાભર્યું અપ્સરાજગત છોડવાનું મન થતું નથી. જાણે જોયા જ કરીએ. ના, પણ ચાલો ધરાવાતું જ ન હોય તો આ દરિયો રહ્યો. એમાં અનેક જાતનાં માછલાં છે. જોઈ આવો. હા કોઈ જન્મે મત્સ્ય બનીએ તો એય બને. પણ પછી માછલાંને જોવાની મઝા આવશે ? ના, ના, આ કોઈ મોટી મચ્છી ગડપવા આવી. તેના જડબામાં ન સપડાઈ જવાય તેની જ ચિંતા કરવી પડશે. અને જો મોટી મચ્છી બન્યા તો અનેક નાનાંને ખાવાં પડશે ! અરે કેવું કમકમાટભર્યું ! ના, માણસ રહીને જેટલું જોવાય તેટલું સારું. આપણાં જ્ઞાન અને અનુકંપાવૃત્તિ માછલાં પણ શીખે તો કેવું સારું ? જોકે એ શીખ્યા પછી એણે જીવવું શી રીતે એ સવાલ ઊભો થાય. પણ જવા દો એ વાત.

હજી માણસ જ પોતાની જાત પ્રત્યે ક્યાં અનુકંપા કેળવી શક્યો છે ? ચાલો, પણ એ તો બીજી વાત થઈ. આ બધી અપ્સરાઓ તરફ એકવાર ફરી નજર નાખી લો. બહાર કૉફીઘરમાં ઊની ઊની મદ્રાસી કૉફી ખૂબ આતુરતાથી આપણી રાહ જુએ છે.

['ચિદંબરા'માંથી]

7

# ગંધ : અભિજ્ઞાનની મુદ્રિકા

સુરેશ જોશી

દૈનિક ઘટમાળના ગુરુત્વાકર્ષણની સીમાને વટાવીને કેટલીક ઘટનાઓ ચિત્તના ખગોળમાં ગ્રહરૂપ બનીને સદા ઘૂમ્યા કરે છે. એની પરિક્રમાના યાત્રાપથ પર આપણે અણજાણપણે કેટલીયવાર વિહરવા નીકળી પડીએ છીએ. ત્યાંથી જ આપણે સત્ય લાવીએ છીએ.

સ્મરણ એ કેવળ સંચય નથી. સ્મરણના દ્રાવણમાં રાસાયણિક પ્રક્રિયા પામીને આપણું તથ્ય નવાં નવાં વિસ્મયકર રૂપો ધારણ કરતું જાય છે. તથ્યનો વિકાસ જ સ્મરણમાં થાય છે. ત્યાં જ એનાં શાખા, પલ્લવ અને ફળફૂલ પ્રકટે છે. આથી જ આપણે મરણનો છેદ સ્મરણથી ઉડાડી શક્યા, આથી જ તો આપણી ભાષામાં શુદ્ધ અભાવવાચક શબ્દો બહુ થોડા જડશે. 'અબાવ' શબ્દમાંય પ્રાદાન્ય તો 'ભાવ'નું જ છે. આગળ વળગાડેલો 'અ' તો કેવળ ઉપસર્ગ છે. જેનું સ્મરણ ગયું તેનું સાતત્ય ગયું. નદીને કાંઠે નગરો વસે છે, સંસ્કૃતિ જન્મે છે. આપણું મનોરાજ્ય પણ સ્મૃતિની સ્રોતસ્વિનીને કાંઠે વસે. મારું બાળપણ જે ગામમાં વીત્યું તેનું નામ હું તમને નહીં કહું. મોંઘો ખજાનો કોઈને ખબર ન પડે તેમ દાટીને સંતાડી રાખવો પડે. એ ગામના સીમાડા અદ્ભુત અને ભયાનક રસથી બંધાયેલા હતા એટલો જ હું એનો ભૌગોલિક પરિચય આપીશ. નામ તો જરઠ સ્થવિરોની શોધ છે, મને લાગે છે કે વ્યાકરણની શરૂઆત પણ ક્રિયાપદથી થઈ હશે, એ ક્રિયાના કરનારને ક્રિયા કર્યા બદલનું અભિમાન ઊપજ્યું હશે, ત્યાર પછી જ કર્તા, કર્તાનું નામ, વિશેષણ વગેરેનો પ્રપંચ વિસ્તર્યો હશે. નામની દાબડીમાં મૂકીને બંધ કરી દેવાનું બાળકને રુચતું કે પરવડતું નથી. નામની જડ નિશ્ચિતતા એના સ્વૈરવિહારને સીમિત કરી દે છે, ને શીશુ તો સ્વભાવથી જ કવિ હોય છે. પ્રસ્તુત—અપ્રસ્તુત વચ્ચેના રમણીય ગોટાળામાંથી એ સદા અલંકારો રચ્યા જ કરે છે. બાળપણની રમતનું સૌથી મોટું રમકડું તે ઉત્પ્રેક્ષા છે : 'હું જાણે રાજા હોઉં, ને તું જાણે રાણી હોય.' આમ 'જાણે કે'ની ચાવીથી નવાં નવાં જગત ખૂલતાં જ જાય. પછી આપણે મોટા થઈએ, ડાહ્યાડમરા થઈએ ત્યારે અર્થાન્તરન્યાસનાં પોટલાં બાંધતાં થઈ જઈએ.

મારા ગામમાં રાજાનો કિલ્લો હતો, વન હતું, વનમાં વાઘ હતા, રીંછ હતાં. એક નદી હતી. એનું નામ ઝાંખરી. સંસ્કૃત નામોનો ઝંકાર એમાં નથી. ઝાંખરામાં

થઈને રસ્તો કરી વહેતી વહેતી આવતી માટે ઝાંખરી. અહીં ક્રિયા અને સંજ્ઞા વચ્ચેનો સમ્બન્ધ નિકટનો છે, માટે એ નામ ગમ્યું અને માટે એ તમને કહ્યું. તાપી તો દૂર, સાતકાશીના ગાઢ વનમાં થઈને વહે. પણ આ ઝાંખરીનાં છીછરાં પાણીમાં પગ ઝબકોળીએ કે તરત ધરતી સાથે જકડાયેલા પગ પણ પ્રવાહી થઈને વહી જાય, એના અસ્ખલિત ખળખળ નાદમાં તાપીની વાણી સંભળાય. એના શીતલ સ્પર્શમાં સાતકાશીના નિબિડ અરણ્યમાં ઘૂંટાએલા મસૃણ અંધકારના સ્પર્શની સ્મૃતિ હતી. દુંદાળા ગણપતિ આનંદચૌદશને દિવસે એમાં ડૂબકી મારીને અલોપ થઈ જતા ને દશેરાના દિવસે માતાના જવારાની સોનાની સળીઓ એનાં પાણીમાં તરી રહેતી. એ ઝાંખરીએ ધરાએલો વાઘ પાણી પાવા આવતો, શરૂશરૂમાં બીડી પીવાનું સાહસ કરવાનું શીખેલા કેટલાક સોબતીઓએ, રખે ને એમના આ અપલક્ષણની ચાડી ખાઈ દઉં એ બીકે, મારા મોઢામાંય બીડી ખોસી દીધેલી તે પણ આ ઝાંખરીની સાક્ષીએ. મોટી મોટી યોજનાઓના આ દિવસોમાં પણ એ ઝાંખરી એની નગણ્યતાને જાળવી રહી છે. ગામને પૂર્વ છેડે 'સતીનું વન'એ નામથી ઓળખાતું આંબાવાડિયું હતું. એ આંબાવાડિયામાં એક ચોતરો હતો. પાસે એક દહેરી હતી એમાં સતીનાં પગલાં હતાં. એ સતીના મહિમાની ત્યારે અમને કશી ખબર નહોતી, પણ એ પગલાંની છાપ આજ સુધી મન પર અંકાયેલી રહી છે. દંતકથાઓની ફળદ્રુપ ભૂમિમાં એ પગલાં અમને દોરી જતાં હતાં. એ આંબાવાડિયા પર શાખિયાં તૈયાર થયાં છે એ સમાચાર વિજળીવેગે પ્રસરી જતા ને અમારી ટોળી નીકળી પડતી. રખેવાળને કેમ ભોળવવો, કેમ ખોટી દિશામાં દોડાવવો, આગલી હરોળમાં કોણ રહે — આ બધાંની પાકી વ્યવસ્થા થતી, વ્યૂહ રચાતો ને અન્તે મિષ્ટ કેરીમાં સાહસની ઓર મીઠાશ ભેળવીને અમે થોડે દૂર, રેલવેના પાટા પાસેના ઝરણની ઠંડકમાં, ઉમરાના ઝાડની ઘટામાં, આરોગવા બેસતા. એ પાતાળઝરણું અદ્‌ભુત રસનું પણ ઝરણું હતું. એ ઝરણાએ ચિત્તમાંના કેટલાય પાતાળઝરણાંને, ત્યાર પછી તો, વહેતાં કરી દીધાં છે.

બાલ્યવયમાં ઇન્દ્રિયોનાં દ્વારા આગળ બાહ્ય જગત એવી તો ભીડ કરીને ઊભું રહેતું કે ન પૂછો વાત ! એ જ્ઞાનનો કાળ નહાતો, વિસ્મયનો કાળ હતો. ઇન્દ્રિયોની અરસપરસની ઓળખ પણ તાજી જ શરૂ થઈ હતી. આંખ પાછળથી બધી ઇન્દ્રિયોને નેતા બનીને દોરે છે, પણ બાલ્યવયમાં આંખ કરતાંય સ્પર્શ કદાચ વધુ સતેજ હોય છે. ત્યારે જગત પોતાની ઓળખાણ મનને નહિ પણ શરીરને આપતું હોય છે. આથી જ આંખે જોયા છતાં બાળક સાપને પણ હાથમાં પકડવા જાય છે. સ્વાદ એ પણ સ્પર્શનો જ એક પ્રકાર કહેવાય. વનમાં કેટલાંય અજાણ્યાં ફળો જોડે ચાખી ચાખીને પરિચય કેળવેલો. આજે ય એનાં નામ કે કુળગોત્રની ખબર નથી, માત્ર એની સ્મૃતિ છે. પણ મોટા થઈએ છીએ તેમ તેમ શરીર મરતું જાય છે, ઠાઠડી પર ચઢાવીને ફૂંકી મારતાં પહેલાં તો કયારનુંય આપણે એને ફૂંકી માર્યું હોય છે. સ્પર્શ અને સ્વાદની વાત કરવા જઈએ તો તે પ્રાકૃતતામાં ખપી જાય છે. આંખનું ને કાનનું જ આધિપત્ય વધતું જાય છે. બાળકનો જીવનખણ્ડ નીતિની હકૂમત નીચે આવ્યો હોતો નથી.

આથી અસ્પૃશ્યતાના જટિલ નિયમોની કાંટાવાડ એને નડતી નથી. આપણા બાલ્યકાળની ઘણી સ્મૃતિઓ સ્પર્શની, સ્વાદની કે ગંધની સ્મૃતિઓ હોય છે. આ સ્મૃતિઓ શરીરની સ્મૃતિ છે. મનથી સ્વતંત્રપણે શરીરને પણ એનું આગવું સ્મરણ હોય છે. એવી સ્મૃતિથી શરીર ઉદિપ્ત થાય ત્યારે ડાહ્યા માણસો મનુસ્મૃતિનો આશ્રય લેવા દોડે છે. બાલ્યવયમાં તો શિશુનું શરીર તાર મેળવેલી વીણાની જેમ સહેજ સહેજમાં ઝંકૃત થઈ ઊઠે છે. તંગ પણછવાળા ધનુષ્યની જેમ સહેજ સરખા આઘાતથી અજ્ઞાત અગોચરની દિશામાં શરગતિએ એ દોટ મૂકે છે. મોટા થઈને આપણે શરીરની ઝાઝી વાત કરતા નથી, આપણે દેહદેહીની ફિલસૂફી ડહોળીએ છીએ. ગંધ એ આપણી અભિજ્ઞાનની મુદ્રિકા છે. એને કોઈ ગળી ન જાય એટલી કાળજી રાખીએ તો પ્રત્યાખ્યાનનો શાપ આપણને નહિ નડે.

કવિતામાં આપણે 'ફૂલ બોલે છે' એમ કહીએ છીએ, પણ બાલ્યકાળમાં તો એ કવિતા નહિ, પણ વાસ્તવિકતા જ લાગે છે. દરેક ફૂલની ભાષા જુદી. કેસૂડો બોલે તે જુદું, મહુડો બોલે તે જુદું, ને શીમળાના લાલચટ્ટક ફૂલની બડાશ વળી જુદી જ તરેહની. મોગરો, જૂઈ, જાઈ, ચમેલી-પરીકથામાંની ભૂલી પડેલી નાનકડી નાજુકડી પરીઓ જ જાણે ! બાલ્યકાલ્યમાં મધુમાલતી પર જુલમ ગુજારેલો તેને સંભારીને હજુય મન ચણચણી ઊઠે છે. કોઈ સોબતીના મનમાં તરંગ ઊઠ્યો : ચાલો અત્તર બનાવીએ. ચૈત્રના અન્તભાગના દિવસો. પરીક્ષાબરીક્ષા પરવારી ચૂકેલા, મધુમાલતીને આખીય ખંખેરીને ફૂલોનો ઢગલો કર્યો, રસોડામાંથી તપેલું ચોરી આણ્યું. લાકડાં એકઠાં કરી સળગાવ્યાં ને પાણીમાં ફૂલ નાખીને ઉકાળ્યાં. સાંજ થતામાં અત્તરના શીશા ભરાઈ જશે એવી કલ્પના હતી, પણ સાંજ થઈ ને પાણી તો એવું ને એવું રહ્યું ! જાદુના પ્રયોગ પણ અજમાવેલા અને થોડું વૈદક પણ ખરુંસ્તો !

વૃક્ષોવૃક્ષોની છાયા જુદી હોય છે, હજુય યાદ આવે છે. શિરીષની આછી સુગન્ધવાળી છાંય, લીમડાની મંજરીની મહેકતી તરબતર શીતળ છાયાને પીપળાની વાચાળ છાયા-વૈશાખની બપોરે વૃક્ષોની છાયાના ચંદરવા નીચે જ અમારો દરબાર ભરાતો. વૃક્ષ સાથે, પંખીનો પરિચય પણ થતો. કાબરને મેના માનીને એને પકડીને એની પાસે મીઠાં ગાણાં ગવડાવવાનો પણ પ્રયોગ કરી જોયેલો. આ વનસ્પતિ અને પંખીપરિવાર સાથેની આત્મીયતા હજુ શહેરની સાંકડી જગ્યાના ટુકડામાં એકાદ ગુલાબ મોગરાને નિમન્ત્રવાની ઘેલછા કરાવે છે. બાળપણના પાઠ્યપુસ્તકના અક્ષર સાથે મધુમાલતીનાં ડાળપાંદડાં ને ફૂલની છાયા એવાં તો ભળી ગયાં છે કે થોડાં વરસના વિચ્છેદ પછી ફરીથી મધુમાલતીને આંગણે બોલાવી આણી છે.

ઘાસના બીડ પર આંગળી ફેરવીને સારીગમ છેડી જતા પવનને જોવો એ પણ લ્હાવો છે. કિલ્લા પર રૂસા નામનું ઘાસ થાય છે. એની એક પ્રકારની તીવ્ર વાસ આવે છે. સવારનું ઝાકળ પડ્યું હોય ને એ ઘાસ પર આળોટીએ તો શરીરને બહુ સુખ થતું; ત્યારે એમ થતું કે આ ઘાસની ભેગા ઘાસ બનીને મહેકી ઊઠીએ, પવનમાં માથા પરની કલગી છટાથી ઝૂલાવીએ. આજેય વર્ષાના પ્રારમ્ભના દિવસોની

કોઈક રાતે એકાએક વરસેલી વરસાદની ઝડીના અવાજથી જાગી જવાય છે ત્યારે ધરતીના પેટાળમાંનાં અસંખ્ય તૃણબીજોનાં ગર્ભસ્ફુરણનો અનુભવ થતાં ચિત્ત વિહ્વળ બની ઊઠે છે. જમીનના નાના સરખા ટુકડા પર ખેતી કરવાની રમત રમતાં ત્યારે વાવેલાં બીજમાંથી ફણગા ફૂટે તે જોઈને આનંદનો રોમાંચ થતો. એ કૂંપળો જાણે અમારા સર્જનના મહાન પરાક્રમની પતાકા બનીને ફરફરી રહેતી ને વળી મકાઈનો છોડ ઊધરી આવ્યો હોય, એમાં મોતી જેવા દાણા દૂધભર્યા ગોઠવાઈ ગયા હોય ને એની સોનેરી મૂછના ગુચ્છા બહાર આવે, ત્યારે એ અમારા જ વિજયની ચામર ઝૂલતી હોય એવું લાગતું. પોતાનાં રેશમી સ્વપ્નોને ઉડાવી મૂકતો શીમળો અમને તો બીજા કારણે જાણીતો હતો. શીમળાનો કાંટો ને ગૂંદીની છાલ ભેગાં ચાવવાથી મોઢે પાન ખાધા જેવો રંગ આવે એવી એક મિત્રે શોધ કરી હતી, પછી એક અનુભવસિદ્ધ પ્રયોગ તરીકે એને જાહેર કરતાં કેટલી વાર ! રંગોને ને સ્વાદને ત્યારે છૂટા પાડી શકાતા નહિ.

નિશાળમાંનું કાળું પાટિયું ઓળખ્યું તે પહેલાં સુખડના ફળની કાળવી મીઠાશને અમે ઓળખી ચૂક્યા હતા. ફણસોટા નામનો એક છોડ યાદ આવે છે. એ રંગનો ખરો જાદુગર હતો. એનાં લીલાંછમ પાંદડાં જોતજોતામાં લાલચટ્ટક થઈ જતાં, ને તમે એને મસળી નાખો તો એમાંથી ધોળું દૂધ નીકળતું. લીલામાંથી લાલ ને લાલમાંથી ધોળું—આવું બહુરંગીપણું જોઈ ભારે અચરજ થતું. ઘણે વર્ષે કોઈએ કહ્યું કે એ છોડનું દૂધ દદ્રુનાશક છે. પણ આજે ય મારા મનમાં તો એ રંગના જાદુગર તરીકે જ જડાઈ ગયો છે.

કિલ્લાના જીર્ણ અવશેષો અમારી સાહસભૂમિ હતી. જંગલી વેલને બાઝીને અમે ટારઝનની જેમ એક ઝાડથી બીજે ઝાડ કૂદતા. કિલ્લામાં ભોંયરાના ગુપ્ત માર્ગો હતા. એના રહસ્યમય અંધકારને તળિયે પણ અમારામાંના સાહસિકો ડૂબકી મારી આવતા. અમારો એક સાથી અદ્રુસ એમાં સોનું છે તેવી ભાળ કાઢી લાવ્યો. બસ, પછી પૂછવું જ શું ! સોનાની કિંમત નહોતી, એ તો સાહસના નિમિત્તરૂપ હતું. ભોંયરાના પોલાણમાં દીવાલ સાથે પથ્થરનો અથડાવાનો અવાજ ધાતુ જેવા રણકારની ભ્રાન્તિ ઊભી કરતો હતો, આથી સોનાની ખાણ શોધી કાઢ્યાનો આનન્દ, એમાંનું રતિભાર સોનું લીધા વિના, પૂરી નિઃસ્પૃહતાથી, અમે સૌએ માણ્યો.

પરીકથામાંની આખી અદ્ભુત સૃષ્ટિ આ અરણ્યાચ્છન્ન કિલ્લામાં અમે શોધતા. અષ્ટકોણી વાવની પાળે બેસીને રૂમઝૂમ પગલે સ્નાન કરવા ઊતરતી રાજકુંવરીને જોતા, તો એ જ ભીના અન્ધકારમાં કોઈ જીનના વાળની જટાનો ભાસ થતાં અમે ભયથી ફફડી ઊઠીને ભાગી જતા. પાંદડું ખખડતાં પાછળ જોતાં, વૃક્ષની પડછંદી કાયાનો પડછાયો જોઈને 'માણસ ગંધાય, માણસ ખાઉં' કરતો રાક્ષસ ઊભો છે કે શું ?—એવી ભ્રાન્તિથી અમે છળી મરતા. પાકેલા અનુછ (સીતાફળ નામ તો પાછળથી જાણ્યું) ની અંદરની રાખોડી ધોળાશવાળી પેશીઓ ડાકણના દાંત જેવી લાગતી ને કાપીને મૂકેલા દાડમના સૂર્યના તડકામાં ચળકતા પ્રત્યેક લાલ લાલ દાણામાં એક

એક તેજપરી, છુપાઈને લાલચટ્ટક હસી રહી હોય એવું દેખાતું. બોરડીને ઝૂડીને નીચે પાડેલાં બોરનો ખટમધુરો સ્વાદ ચાખતા ત્યારે દેવશિશુની કાલી વાણીનો સ્વાદ ચાખતા હોઈએ એવું લાગતું. કોઈ ચાંદની રાતે જાગી ઊઠીને બહાર નજર જતી તો ચન્દ્ર જાણે વાર્તા કહેતો હોય ને આખું વન માથું ધુણાવીને હોંકારો પૂરતું હોય એવું લાગતું, રાત્રિના અન્ધકારમાં સંભળાતી વાઘની ત્રાડથી માથે-મોઢે રજાઈ ઓઢી લઈને બચવા મથતા; ઉમ્બર બહાર પગ મૂકતાં અદ્ભુત અને ભયાનકનું સામ્રાજ્ય શરૂ થઈ જતું.

સમય ત્યારે ઘડિયાળના સેકન્ડના કાંટાનાં પગલે મપાતો ન હતો. સમયમાં સેલારા મારવાનું ત્યારે રુચતું. એકસરખો વનરાજિનો પર્ણમર્મર કાને પડતો હોય, વર્ષા ઋતુમાં એકધારો ટપક ટપક વરસાદ ટપકતો હોય, ત્યારે સમયનાં ચરણચિહ્ન ભુંસાઈ જતાં. વાર્તા પૂરી થાય એટલે 'હવે બીજી' એમ માગણી કરતાં હોઈએ, ત્યારે ચતુર ડોશીમા શરૂ કરે—એકવાર રાજકુંવર રાજકુંવરીને કહીને ગયો કે આવતે વર્ષે વરસાદ પડે અને તું દસ ટીપાં ગણે તે પહેલાં તો હું આવી પહોંચીશ. રાજકુંવરી તો આકાશભણી મીટ માંડીને બેઠી. એક દિવસ એક કાળું વાદળું દેખાયું, એક ટીપું એના ગાલ પર પડ્યું ટપ, એક ટીપું પીંપળાના પાંદડા પર પડ્યું ટપ, એક ટીપું વડના પાંદડા પર પડ્યું ટપ—આમ ટપ ટપ ટપ ટીપાં પડ્યે જ જાય, રાજકુંવરીની આંખમાંથીય આંસુ ટપક્યે જ જાય... ટપ ટપ ટપ ને અમારી આંખોમાં મીઠી નિદ્રા ટપકતી જાય—ટપ ટપ ટપ.

વનરાજિની કાવ્યસૃષ્ટિનો મુખ્ય અલંકાર જ અતિશયોક્તિ. પર્ણમર્મરનો એ સૂર તો હજી ભૂલાતો નથી. ધરતીને માટે આપણે નારીજાતિવાચક શબ્દ વાપરીએ છીએ. પણ ડુંગરાળ ભાગમાં ખુલ્લા આકાશ નીચે સૂર્યના પ્રખર પ્રકાશમાં ઊભા હોઈએ ત્યારે ભૂમિખણ્ડની સૂર્યદત્ત તામ્ર પુંસકતા જોઈને કોઈને નરજાતિવાચક શબ્દ શોધવાનું મન થઈ આવે. વનમાં ચાલીએ ને શહેરમાં માર્ગ પર ચાલીએ એમાંય કેટલો ફેર ! વનમાં તો આપણાં પગલાંને સાપના સરી જવાનો સ્પર્શ થાય, વાઘની છલાંગ ભરતી ગતિનો સ્પર્શ થાય, શહેરમાં મોટર અને ટ્રામની આંચકાભરી યાન્ત્રિક ગતિ આપણા ચરણની ગતિના લયને તોડે.

બાલ્યવયમાં, ભાષા નથી શીખ્યા હોતા ત્યારે, આખું શરીર પ્રતિભાવની ક્રિયામાં સામેલ થાય છે. પછી બધાં અંગોનું કામ જીભ સંભાળી લે છે. પણ બાળપણમાં તો આંબાની ડાળે લીલો મરવો જોઈને 'આપો' એમ બોલવાને બદલે આખું શરીર તે તરફ સહજ પ્રતિભાવથી વળી જાય છે. ધીમે ધીમે શરીરને આ પ્રતિભાવની ક્રિયામાંથી પાછું વાળીને આપણે સંસ્કારી થતાં જઈએ છીએ તેમ તેમ શરીર નિશ્ચેષ્ટ બનતું જાય છે ને આપણને એનો ભાર વરતાવા લાગે છે. નવું ખીલેલું ફૂલ જોઈને આખું શરીર હવે એની પાસે દોડી જતું નથી. માત્ર આંખ એને સામે જોઈને અહેવાલ આપી છૂટે છે. પેલી બાળવાર્તાના મોટા મહેલની જેમ હવે એના ઘણા ઓરડા અવાવરુ પડી રહે છે.

એક સાથે આવેલાં ત્રણ ત્રણ મરણના આઘાતથી મૂક થઈ ગયેલા દાદા અને બહેરાંમૂંગાં ફોઈબા-આ બે મૌનની વચ્ચે મારા બાળપણનું ઝરણું વહ્યું. એના પર પેલા શોકની ઘેરી છાયા પડી ગઈ. આજેય કશું બોલતો હોઉં ત્યારે એકાએક પેલી છાયા ઘેરાય છે ને મને બાલ્યવયનો એ ઓરડો યાદ આવે છે. એને એક ખૂણે દિવેલનું કોડિયું ટમટમતું હોય ને એની થરકતી જ્યોતના બિહામણા પડછાયા ઓરડાની ભીંત પર નાચતા હોય. વીજળીના દીવાની આજની સૃષ્ટિમાં એ છાયાની સૃષ્ટિ અલોપ થઈ ગઈ છે. સાથે સાથે એ છાયાની માયા પણ ગઈ છે.

બાળપણને હવે ક્યાંક સંગોપીને રાખવું પડશે, નહિ તો શાણપણ એને વટાવી ખાશે. ઊડપંખ ઘોડો ને પેલી રાજકુંવરીનો સોનેરી વાળ એ બજારમાં વેચવા નીકળશે. એ બાળપણને ક્યાં સંતાડીશું ? શુકલ પક્ષના ત્રીજ ચોથના ચન્દ્રના ચીંદરડામાં વીંટાળીને એને સાચવી રાખીશું ?

['જનાન્તિકે'માંથી]

8

# દૂરના એ સૂર... ...

દિગીશ મહેતા

બાળપણના દિવસોની યાદ—તપેલી ધરતીમાંથી, વરસાદને પહેલે ઝાપટે, ઝરતી મીઠી સુગંધ એમાંથી ઊભરાય છે.

મને યાદ આવે છે એ રાતો ! આખો દિવસ ધૂળ અને ગરમીમાં આળોટ્યા પછી, અગાશીમાં ખૂબ પાણી છાંટીને પાથરેલી પથારીઓમાં પડવાની એવી તો મજા આવે. ચાંદની જેવી ચોખ્ખી એ ચાદરો ઉપર ઠંડકનાં તો ખાબોચિયાં છલકાતાં હોય. એમાં છબછબિયાં કરતાં અમારા એ વિશાળ કુટુંબનાં અમે છોકરાંઓ સૂઈ રહીએ.

અમારામાંનું કોઈ કોઈ વળી પથારીમાં ક્યાંય સુધી જાગતું પડ્યું રહે. કોઈવાર અમે ઉપર ખેંચાતા તારાભર્યા આકાશ સામે ફાટી આંખે જોઈ રહીએ. તો કોઈવાર બંધ આંખે, બાજુમાં પથરાઈ પડેલા વડીલોની વાતોમાં કાન માંડીએ. હું એમાંનો એક.

લગ્નોની ન્યાતમાંથી જમીને આવ્યો હોઉં. મોંમાં પાનની ફોરમ હજુ શમી ન હોય, કપાળ પર સુખડના ખરેટા સુકાયા ન હોય, ટૂંચા પરથી અત્તરનો મઘમઘાટ ઊઠતો હોય, પીતાંબરની તરતની વાળેલી કલ્લી તાર પર ફરકતી હોય...

..અને પથારીમાં પડ્યે પડ્યે સાંભળું તો દૂરદૂર બૅન્ડવાજાંના સૂરો ઊઠતા હોય. હજુ પણ એ સૂરો મને ઘણીવાર ઘેરી લે છે, જોકે અમારું એ ઉત્તર ગુજરાતનું ગામ છોડ્યા પછી સાચુકલા તો એ ક્યારેય સંભળાતા નથી.

મનના જાગતા રહેલા છેલ્લામાં છેલ્લા પટ સુધી તે દૂરના બૅન્ડના સૂરો મારી સાથે આવે. શરૂ થાય પેલી તંદ્રાના સાંધ્ય—twilight પ્રદેશો. ધીમે ધીમે ઊંઘના ઘેરા, ઘાટા, મખમલી પડદા ખેંચાતા આવે, અવનવા સ્વરો અને શમણાંમાં એ સૂરો વીંટળાઈ જાય, સમાઈ જાય, અને એમ વિરમી જાય... વળી પાછું જાગૃતિનું ઝોલું આવી જાય, પવનની લહેર પર એ બૅન્ડના સૂરો પાછા સળવળે, વળી શમે, વળી ઊપસે...

થોડી વાર રહીને આંખ ઉઘાડું તો સવાર પડી ગયું હોય. ઉપરના ચોકઠામાંથી ઝૂકેલો આકાશનો નાજુક સોનેરી પટ ધીમે ધીમે ખૂલતો રૂપેરી બને, પછી ખુલ્લો ધોળો, અને પછી ઊંડો ભૂરો...

દિવસનાં અજવાળાંમાં રાતવાળા વરઘોડાના એ સૂરો ક્યાં ખોવાઈ જતા હશે ? પેલા ફ્રેન્ચ કવિએ પૂછ્યું છે ને કે where the snows of yester year ?— ગઈ સાલનો એ હિમ ક્યાં ? વર્લેઇન આપણને ઘડીભર તો એવા ભ્રમમાં નાખી દે છે કે — ત્યારે આ વર્ષે પડતો આ નવો હિમ 'નવો' હશે જ નહિ ? એનો એ જ હશે ? કે પછી એવું તો નહીં હોય કે આ નવી સાલ પોતે જ નવી ન હોય, એની એ જ હોય, વર્ષ બદલાતું જ ન હોય ! કવિતાની હૂંફમાં સમય ઓગળી જાય છે, પેલા હિમની માફક.

સવાર પડતાં એવું જ થાય છે કે સાચું શું ? અને શમણું શું ? રાતના એ વરઘોડાના સૂરો સાચા કે સવારનાં આ આંજી નાંખતાં અજવાળાં ?

વરઘોડાના બૅન્ડના સૂરોની સાથે જ તરી આવે છે વરઘોડાના આકારો.

સાજન-મહાજન વચ્ચે ઠૂમકતો, નાચતો, નજાકતભર્યો, ચાંદીના સામાનથી ચકચક થતો, કાળો, કસાયેલો પેલો લીંબુંમિયાંનો ઘોડો. કાકાસાહેબને હિમાલયને જોઈ એમ થયું કે 'આ હિમાલયે શું શું નહીં જોયું હોય ?' લગ્નના ઘોડાને જોઈને પણ આપણને એમ જ થાય. આ ઘોડાથી શું અજાણ્યું હશે ? એની પીઠ પર કેવા કેવા અરમાન, કેટકેટલી આશાઓ સવાર થઈ ચૂક્યાં હશે. અને કેટલીય નિરાશા અને આત્મવંચનાના બોજા તેણે એ જ ઠમકતી ચાલે વહ્યા હશે. ધન્ય છે એની તટસ્થતાને ! એની પીઠ પર ગમે તેવી તવારીખ લદાઈ હોય પણ એની તો તેની તે જ ગતિ રહે... એ જ તાલબદ્ધ તરવરાટ.

અને સાથે રમતી આવે પેલી પેટ્રોમૅક્સની પ્રતિમાઓ. તેમના કાંઠલા ઘેરા લીલા રંગ્યા હોય, અને તેમના બિમ્બમાંથી સિસકારા કરતો, આંખ આંજી નાખતો, લાલ-પીળો-ભૂરો પ્રકાશ રેલાય. વરરાજાની એક બાજુ ત્રણ બત્તીઓ, બીજી બાજુ ત્રણ. આ ત્રણ-ત્રણની હારમાળાની રચનામાં વળી હંમેશાં કાંઈક કમનીય અનિયમ નિર્માયો જ હોય. શી ખબર કેમ પણ કદીય એકસરખી જોયાનું યાદ નથી — આકર્ષક રીતે, પણ આડીઅવળી.

એ બત્તીઓ ઉપાડવાનો કસબ અમારા ગામની ઘાંચી કોમની પેલી સ્ત્રીઓ જ જાણે. એ એમના જ લોહીમાં હોય. એટલે સુધી કે ગામના ઊંચામાં ઊંચા વર્ણની સ્ત્રીઓ એ ઉપાડે તોપણ, મને લાગે છે કે, વરઘોડાની એટલી વાહવાહ ન બોલાય. ધોળે દિવસે વરરાજા આ પેટ્રોમૅક્સ ઉપાડનાર સ્ત્રીઓને ઓળખે પણ નહીં, પણ વરઘોડાની રાત્રે એ સ્ત્રીઓ પ્રકાશ પાથરે નહીં ત્યાં સુધી વરરાજાને રસ્તો પણ ન સૂઝે... અને એમની વિનમ્રતા કેવી ? વરરાજાને તોરણે મૂકી આવી એ એવી તો એમના એકાંતમાં ખોવાઈ જાય કે શોધી ન જડે... હવે તો એ કોમ આછી થતી જાય છે, અને એવા વરઘોડા પણ.

શરૂઆતમાં આવે બૅન્ડ અને બૅન્ડની પણ આગળ મહાલતું આવે પેલું બાલસાજન. બૅન્ડવાળા ના ચટાપટાવાળા ગણવેશો વચ્ચે રંગબેરંગી ઝભલાં-ચડ્ડી ચમકતાં જ હોય. બૅન્ડમાસ્તરના ફૂલેલા, પરપોટા જેવા બે ગાલ પર એક-બે કાળી

આંખો તો જડાયેલી જ રહે. બૅન્ડમાસ્તર બાળકોને મન વરઘોડાની વધુમાં વધુ મહત્ત્વની વ્યક્તિ ગણાય. એ તો ખરું જ ને ? એની આંખને ઇશારે આખો વરઘોડો ચાલે, એના સ્વરોને સનકારે તો ગામ ગાજતું થઈ જાય. એ બૅન્ડમાસ્તર તો અનેક છોકરાંનો છૂપો આદર્શ ! એની તીરછી ટોપી, એનું પાન ટપકતું મોં, એની ઉજાગરાથી લાલ આંખ, એનો કાળો કોટ... એની આગળ, આ જાહોજલાલી આગળ, રાજ્યનો મુગટ કે ડૉકટરેટનો ઝભ્ભો તો તુચ્છ ગણાય... અને બીજે દિવસે એ જ મહોદયને ગામના કોઈ ગમનાક ખૂણે બેસી બીડીઓ વાળતો જોતાં છોકરાંઓમાં ભ્રાન્તિભંગનો એવો આંચકો લાગે ! ગઈ કાલ રાતના આ સાર્વભૌમ સત્તાધીશની દિવસે આ દશા ! અને આમ અમે છોકરાંઓ એ ગામની શેરીઓમાંથી જ જિંદગીના મોટા ભ્રાન્તિભંગો માટે ઘણું શીખતા આવીએ, પળોટાતા જઈએ... શહેરનું એ સુખ છે કે ત્યાં ભ્રાન્તિઓ સુરક્ષિત રહે છે. કદાચ એથી જ ગામડાં ભાંગતાં જતાં હશે.

અને સાજન... એ તો જેવી કોમ. કડકડતા-ધોળા લાંબા કોટમાં સજ્જ થયેલા, ભરાવદાર, ભદ્ર, ગર્ભશ્રીમંત, ગંભીર, સ્વસ્થ—કાંઈક સ્થૂલ—એવા વાણિયાઓ.. તો વળી કફની-ખમીસ-કોટ એવા કાબરચીતરા પહેરવેશોવાળા, ગોળ ચહેરા-ગોળ ચાંલ્લા-ગોળ પેટ - એમ આખાય વ્યક્તિત્વમાં, અરે ! આખાય જીવનદર્શનમાં, ગોળ લાડુનાં ગોળગોળ સૂચનો લઈ ચાલ્યા આવતા બ્રાહ્મણો. તો વળી કાનમાં કડીઓ, ઘટ્ટ લાલ-લીલાં ખમીશ ઉપર ચાંદીનાં બટ્ટણ. બીડીના ધૂંવાડા, કાશ્મીરી ટોપી, નવાં ફાળિયાં,અને ક્યાંક વળી સોનેરી ટોપી—આવા બધા વૈભવથી શોભતા આજુબાજુના કોઈ ગામડિયાઓની જાન...

ડિઝરાયલીની જીવનકથામાં આન્દ્રે મોર્વા એક સુંદર પ્રસંગ નોંધે છે. એક મિજબાનીમાં ડિઝરાયલી તેની બેઠકમાં ઊંડો ઊતરી જઈ પડ્યો હતો, હવા બંધાઈ હતી, અને જીવનનો આદર્શ કેવો હોવો જોઈએ એ ચર્ચા ચાલતી હતી. વાતનું બીડું ફરતું ફરતું ડિઝરાયલી પાસે આવ્યું. આદર્શ જીવન કેવું હોવું જોઈએ ? ''પારણેથી માંડીને તે કબર સુધી... વૈભવશાળી વરઘોડા જેવી !'' જિંદગીના આવા ચાહકોને પહેલેથી તે છેલ્લે સુધી એવી જ ધામધૂમ જોઈએ, એ જ ઝાકઝમાળ. સ્પિનોઝા જેવા, દ્દષ્ટાઓએ બનાવેલું જિંદગીનું માળખું એમને સૂકું લાગે, એમને એ ન ખપે—પછી ભલેને આ માળખું છેક જ ઈશ્વરમઢ્યું હોય.

આપણા વરરાજાઓને પણ એમની સફરના એકાદ હપ્તામાં તો એમ જ થતું હશે કે આ વરઘોડા કદી ઊતરે જ નહીં, આમ ને આમ ચાલ્યા જ કરે, તો કેવું સારું ! એમનો વાંક નથી. ક્ષણભરના ગુલાબને ચૂંટવામાં એ પેલે છેડે રાહ જોતી રાતરાણીને ભૂલી જાય તો ક્ષમ્ય ન ગણાય ? એને કહીએ કે 'ફૂલ વીણ, સખે !' ...પછી આખીને આખી વરમાળા તો છે જ.

મનોવિજ્ઞાનનું કહેવું છે કે પ્રત્યેક વ્યક્તિ એના સંગત ભૂતકાળ ઉપરાંત એની આખી સંસ્કૃતિનો ભૂતકાળ પણ તેના સુષુપ્ત મનમાં સંઘરીને ચાલતી હોય છે. વરઘોડો જોતાં આવી વારસાગત સ્મૃતિમાંના એક-બે પ્રસંગો તાજા થાય છે.

એક તો પુરાણોએ પરિચિત કરેલો અને તુલસીએ અક્ષર કરેલો શિવવિવાહ-ભૂતભૂતાવળ, બાવા-જતિઓની જામેલી એ શિવજીની જાન. અફાટ હિમાલયના ઉત્તુંગ સૌંદર્યથી સજ્યો એ વિરાટનો વરઘોડો. ગ્રીસના પુરાતન અવશેષ પર આંકેલા યુગલને જોઈ કીટ્સથી ઉચ્ચારાઈ ગયું : For ever wilt thou love, and she be fair. આ શિવસ્મૃતિ સાથે આપણા મનમાં પણ એવાં જ આશીર્વચન આવે...

બીજો પ્રસંગ નેમિનાથનો. હૅમ્લેટ વિનાનું 'હૅમ્લેટ' જેવું નિષ્પ્રાણ લાગે, તેવો વર વિનાનો વરઘોડો. નેમિકુમારે એવી જ પરિસ્થિતિ સર્જી, રાજુલની વરમાળ કુંવારી રહી. લગ્નમંડપનાં તોરણ સુકાઈ ગયાં. સ્વજનોનાં મોં મૂરઝાઈ ગયાં. નેમિનાથે મહાભિનિષ્ક્રમણ કર્યું. ફરી એકવાર વિચારે વ્યવહારને હચમચાવી નાખ્યો.

શિવ અને નેમિ—માનવમનની બે વિશિષ્ટ ગતિઓનાં અમર પ્રતીકો.

તીવ્ર વૈરાગ્યથી સંસારને તરછોડતા શિવ, શક્તિની મોહિનીને શરણે થઈ પૃથ્વીના પમરાટભર્યા ખોળા ઉપર ઊતરી આવે છે—સ્થૂલનો સહજ સ્વીકાર કરે છે... એ છે એક ગતિ.

બીજી ગતિનું પ્રતીક છે—નેમિ. ભોગવિલાસ અને જડ ઉપભોગોથી ઊભરાતા જગત વચ્ચે રહેતા નેમિને એક જ દૃશ્ય મીઠું નશ્તર હમેશ માટે એ જગતથી, સંસારથી, પરાઙ્મુખ કરી મૂકે છે, સાથે રાજુલને પણ... નેમિ અને રાજુલ સ્થૂલ ઉપર સૂક્ષ્મનો, ક્ષણિક ઉપર શાશ્વતનો વિજય સૂચવે છે.

સતી અને રાજુલ—એક જ શક્તિનાં બે મુખ. સતીનું મોં સંસાર તરફ ફરેલું છે—તે પરની મુદ્રા છે મૃદુ, સહિષ્ણુ, કરુણામય. જ્યારે રાજુલે સંસારના થાળ પરથી આંખ ઉઠાવી લઈ, ઊંચે મીટ માંડી છે. તેના મુખ ઉપર છે છટાઓ કઠોર તપની, અનંત શ્રમની, તીવ્ર સાધનાની... અને અંતે તો બન્ને મુદ્રાઓ એકબીજાની પૂરક છે, એક જ સ્ત્રીનાં બે સ્વરૂપો છે.

આપણાં પુરાણોના ગ્લાઈડરે બેસી ઊંચે ચઢેલો હું, નીચે ઊતરું છું તો આજુબાજુ કેવાં વિચિત્ર દૃશ્યો દેખાય છે ? ખાસ કરીને પશ્ચિમ બાજુથી ચઢતા પેલા વિલક્ષણ વરઘોડા ! ટી. એસ. એલિયટે સાઠી પછી કાઢેલો ! બર્ટ્રાન્ડ રસેલે એંશીએ ! અને એમાં કાંઈ નવું નથી. સત્તરમી અઢારમી સદીના પેલા મોજીલા નાટકકાર વિશરલીએ, કહે છે, બરાબર મરણપથારી પર, પાકી ઉંમરે, વરઘોડો કાઢવાનું નક્કી કર્યું હતું. એની 'કૉમિક' કારકિર્દી પર તે વિના કળશ કેમ ચડે ?

અને શબ્દોના અર્થોને કાંઈ સીમા હોય છે ? હમેશાં કુંવારા રહેતા એક મિત્રને અમે રોજ પૂછીએ છીએ, ''આ વરઘોડો ક્યાં સુધી ચાલુ રાખવો છે ?'' એટલે સાચો વરઘોડો તો ન પરણનારનો જ...

પેલા બૅન્ડના દૂરથી સંભળાતા સૂરો ક્યાં ને ક્યાં લઈ જાય છે !...

['દૂરના એ સૂર'માંથી]

9

# તેષાં દિક્ષુ

ભોળાભાઈ પટેલ

આ શબ્દો પવનપાવડી બની જાય છે મારે માટે જાણે. એ પહેરી મન ઊડવા માંડે છે. તે દિશામાં માત્ર વિદિશા નથી, દશે દિશા છે... સાત સમુંદર તેરો નદી, પહાડ પર્વત, નગર, જનપદ, ઝાડ જંગલ... પછી આવે મારું નાનું ગામ, જે ગામમાંથી હું નિર્વાસિત પામ્યો છું—મારું એ ગામ.

મને હંમેશાં એવું થતું કે મારા એ ગામની પાદરમાં થઈને એક નદી વહેતી હોત તો કેવું સારું ? શૈશવ કૈશોર્ય નદીને કાંઠે વીત્યું હોત, ઋતુએ ઋતુએ નદીને અવલનવલ રૂપમાં જોઈ હોત. કોઈ ક્યારેક પૂછે છે, તમારા ગામની પાસેથી કઈ નદી જાય છે—તો ઉત્તરમાં માત્ર નિસાસો જ નંખાઈ જાય. હા, ગામની ભાગોળે તળાવ છે. આંબા તળાવ અને ઉનાળામાં એ ક્યારેક સુકાઈ પણ જાય.

નદી નથી તો નથી, પણ એવું થાય કે ભલે, પણ મારું ગામ કોઈ ડુંગરાની તળેટીમાં હોત તો કેવું ! ઘરની બહાર નીકળીએ કે ડુંગરો સાદ પાડતો હોય. ડુંગરા ઉપર દેરડી હોય. એ દેરડી સુધી કેડી જતી હોય. એક શ્વાસે ચઢી જઈએ. બહુ મોટો પહાડ નહીં. એવો ડુંગર હોય કે લાગે ગામ એની હૂંફમાં સૂઈ રહ્યું છે, સોડમાં સંતાઈ રહ્યું છે, અંગ્રેજીમાં 'નેસલ' ક્રિયા છે ને, એમ. પણ સપાટ ખેતરો છે માત્ર મારા એ ગામની ચારે પાસ. બેત્રણ નાના મોટા ટીંબા છે. તેમાં એક ગઢિઓ ટીંબો છે. ત્યાં એક વખાડા નીચે સાપના મોટા રાફડા હતા. મેં પણ ત્યાં સાપ જોયેલા. એ સાપ રાફડા નીચે દાટેલા ધનના ચરુની રખેવાળી કરતા.

નદીય નથી. ડુંગરેય નથી પણ ગામની બહાર નીકળતાં કોઈ ગાઢ જંગલ શરૂ થઈ જતું હોત તો કેવું સારું ! અડાબીડ જંગલ. નાની મોટી કેડીઓ અંદર દૂર દૂર લઈ જતી હોય. તેમાં જંગલી પ્રાણીઓ હોય. ક્યાંક વચ્ચે સરોવર હોય. નાનપણમાં પ્રેમાનંદની કવિતા ભણતાં ભણતાં જંગલનું જે વર્ણન વાંચેલું—પેલી 'વૈદર્ભી વનમાં વલવલે' વાળી કવિતામાં—તેનાથી જંગલની કલ્પના કરેલી. હા, એવું જંગલ નથી. એક મોટું ગોચર ગામને ઉગમણે છે, રાયણ અને બાવળ છે. પહેલાં બહુ વખડા હતા હવે નથી. હવે એ ગોચર વચ્ચે થઈને એક પાકી સડક જાય છે.

નદીય નથી, ડુંગરેય નથી અને જંગલ પણ. એ અભાવ તો ખરો પણ મારા

એ ગામ વિશે કશુંક કાવ્યાત્મક પણ ના મળે. કશુંય અસાધારણત્વ નહીં. ભાગોળે પાળિયા જેવુંય નહીં, ગામને જાણે લાંબો ટૂંકો ઇતિહાસેય નથી. ગામ જૂનું તો લાગે છે. પહેલાં જ્યાં ઘરો હતાં, ત્યાં હવે ખેતરો છે. ગામને ઓતરાદે જે કાળીમા હતાં તે લગભગ દખણાદી શેરીઓ વચ્ચે આવી ગયાં છે. અમારું ઘર ત્યાં આવેલું છે.

દાદા ઘણી વાર આંગણું બતાવી કહેતા, ત્યાં મોટો કૂવો હતો, અને ત્યાં દૂર માઢ હતો. ગામના એક ઠાકરડાએ એક પટેલની છોડીની મશ્કરી કરેલી. પટેલો ચૂપ રહ્યા. પછી એક જમણવારમાં બધા ઠાકરડાઓને આમંત્રણ આપ્યું. જમી જમીને નીકળે કે કાપી કાપીને પેલા કૂવામાં. મેણા ભીલ બોલાવેલા. કૂવો પછી પૂરી દીધો. એક ઠાકરડા બાઈ તેના પિયેર ઝિયાણું લેવા ગયેલી, તે માત્ર બચી ગઈ. ગામમાં આજે ઠાકરડાનાં બસો ઘર છે, તે પેલી એક બાઈનો વેલો. દાદા કહે, ત્યાં ખોદો તો હજીય કૂવો નીકળે... ગણો ન ગણો આટલો ઇતિહાસ. તેય ક્યાંય નોંધાયો નથી. એવું થાય કે મારા ગામમાં કોઈ પુરાણી નગરીના અવશેષો મળી આવે, એનો કેવો ઇતિહાસ હોત. પથ્થરે પથ્થરે શોધત.

ગામની બાજુમાં ય કોઈ પ્રસિદ્ધ સ્થળ નથી. બે માઈલ દૂર વગડા વચ્ચે વાસુદેવ મહાદેવ છે. એકાકી મંદિર છે. જન્માષ્ટમીએ ત્યાં મેળો ભરાય છે. મહાદેવ જૂના છે. એની કથા છે. કથા એમ છે કે ભગવાન સ્વયંભૂ જ્યોતિર્લિંગ રૂપે પાતાળમાંથી પ્રકટી રહ્યા હતા. એ બહાર આવવામાં જ હતા કે બાજુમાં એક રબારી ઢોર ચરાવતો હતો. એવું થયું કે આ બાજુ ભગવાનનું ઉપર ભણી આવવું અને પેલા રબારીનું હાં...હાં કહી આગળ જતાં ઢોરને રોકવું. પણ ભગવાનને થયું આ તો મને કહ્યું. એટલે તેઓ અટકી ગયા. લિંગ જમીનથી બેત્રણ હાથ નીચે જ રહી ગયું. પણ ત્યાંથી છેક નીચે પાતાળ છે, અને એ પાતાળ આરાસુરી અંબાને ડુંગરે જઈ ફૂટે છે.

આટલું. નાનપણમાં અમારી આજુબાજુનાં બેચાર ગામ સુધી ગતિ. એ બધાંય ગામ મારા જેવાં. વળી અમારે ત્યાં બહુ ટાઢેય નહીં, તાપ ખરો, પણ બહુ વરસાદેય નહીં. બહુ વરસાદ આવે તો રેલ જેવી ઘટનાય બને ને ! ઊલટાનું, દશકે બે દશકે કળવળિયાં આવે. હા, વરસો પહેલાંની એક ઘટના હજી લોકો યાદ કરે છે. ગામમાં કોગળિયું આવેલું તે બધા ખેતરે મહિનો માસ છાપરાં બાંધીને રહેલા. મારા વખતમાં તો એવુંય નહીં. બસ બધુંય સપાટ સપાટ.

એટલે મન કલ્પનાઓ કરે. અને તેય કરી કરીને કેટલી કરે ? સીમમાં ઉનાળાના દિવસોમાં જ્યારે ખેતરો ખાલી પડ્યાં હોય ત્યારે પોમલાં ઊતરતાં. જિપ્સી લોકો હશે. અમે પોમલાં કહેતા. તેમનાં કૂતરાં અને પોઠિયા હોય. માસ-બે માસ રહે, પોમલીઓ કાંસકીઓ સોયો વેચે, પોમલા જાતજાતનાં કામ કરે. ચોમાસું આવવા થાય કે તેમનો વાસ ઊઠી જાય. એવી રીતે પાડા પર ઘંટીના પથ્થરો લાદી સરાણિયા આવતા, રહેતા અને જતા. એકવાર તો બહુ મોટી વણજારાની પોઠ આવેલી. દોડીને અમે ભાગોળે ગયેલા. પોઠ ચાલી ગયેલી. દિવસો સુધી અમે વણજારાઓની વાતો કરેલી. ઘણીવાર કચ્છી ભરવાડો આવતા, ઊંટ પર આખું ઘર હોય. આમ ભટકવાનું

મળે તો ! રવીન્દ્રનાથની કવિતા 'આમિ હતે યદિ આરબ બેદૂઇન...' તો પછી મોટપણમાં વાંચેલી, પણ એવી વૃત્તિ નાનપણમાં બહુ બધી વાર થયેલી, અને વણજારાની વાતો તો દૂરની દૂર લઈ જતી. ડૉ. મોતીચંદ્રના 'સાર્થવાહ' પુસ્તકમાં પછી શાહ સોદાગરોના જમીન અને દરિયાઈ માર્ગો પર કલ્પનાથી વિચરવાનું મળ્યું. કેટકેટલા માર્ગો ! એક ચિત્ર અનેકવાર નજર સામે આવ્યા કર્યું છે. ખૈબર ઘાટથી આવતી વણજાર... દુર્લંઘ્ય એ પહાડો વચ્ચેના વાંકાચૂંકા સાંકડા માર્ગમાંથી લાંબી લાંબી વણજાર આવી રહી છે.

પણ એ દિવસોમાં કોઈ આબુ, અંબાજી જઈ આવ્યું હોય. ત્યાંની વાત કરે. 'સવડ નહોતી પણ માતાજીનો હુકમ થયો તે જાત્રા થઈ ગઈ. અંબાજી તે કંઈ અંબાજી ! અને ગબ્બરનો ડુંગર તો...' હું વિચારું આપણને માતાજીનો હુકમ ક્યારે થશે ? અમારા એક સગાને તો બદરીનાથનો હુકમ થયો. ચાર ચાર મહિના જાત્રાએ ગયેલા. પગે ચાલતા. ત્યાંથી આવીને હિમાલયની ને ગંગાની વાતો કરે. એમની વાતમાં નદીઓ, ડુંગરા અને જંગલો બધુંય આવે. મન ત્યાં પહોંચી જતું. આપણનેય બદરીનાથનો હુકમ થાય...

અમારે ત્યાં એક ગૃહસ્થ બાવાજી આવ્યા. સાધુ થઈ ગયેલા, પછી ગૃહસ્થ. દેશમાં બહુ ભમેલા. જાતજાતની વાતો કરે. તેમાં એમણે ભોજ કાલિદાસની વાત કરી. ધારાનગરી અને ઉજ્જેણી નગરીની વાત. એ મારો હાથ જોઈને મારા બાપુને કહે, આ છોકરાના ભાગ્યમાં સરસ્વતી નથી, લક્ષ્મી છે. બાપા રાજી થયેલા પણ મને હજીય યાદ છે હું ઉદાસ થઈ ગયેલો. નાની હથેળી મસળી મસળીને જોઉં ક્યાં છે સરસ્વતી, ક્યાં છે ? ફળિયાનાં કાશીફોઈ ઘણી બધી જૈનકથાઓ કહે. એ કથાઓમાં તો દેશદેશાવર ભમવાની વાત હોય જ. એમાં કાશીની વાત મનમાં અંકિત થઈ ગયેલી. તેવામાં વાંચી બત્રીસ પૂતળીની વાત. ઉજ્જેણીનો પરદુ:ખભંજન રાજા વિક્રમ અંધારપછેડો ઓઢી નગરચર્ચા કરવા નીકળી પડે... ભયંકર રોમાંચક... મન હાથ રહે નહીં.

રામાયણમાં રામની સાથે છેક સરયૂ તટના અયોધ્યાથી લંકા સુધી પહોંચી જવાય, અને પાંડવો તો વનમાં ને વનમાં, અર્જુનની સાથે ને સાથે રહીએ.

ગજરામારુની વાતે તો કલ્પનાને છૂટો દોર આપી દીધો. ઓરમાન રાણીના દીકરાને બાપે દેશવટો આપી દીધો. કોઈ લેખિત મૌખિક આજ્ઞાપત્ર નહીં. કાળી ઘોડી અને કાળો દરવેશ મોકલી આપ્યો. એ કાળો દરવેશ પહેરી કાળી ઘોડી પર બેસી બાપનો દેશ છોડી નીકળી જવાનું .. મન દિશાએ દિશાએ જતું રહેતું. પણ વાસ્તવમાં તો બેચાર ગાઉ પગે ચાલતા જવાનું મળે. પછી ગામમાં મોટરબસ શરૂ થઈ.

ચોરા પાસે ઊભી રહેતી. એ ઊપડે નહીં ત્યાં સુધી ખસીએ નહીં. ઊપડે એટલે પાછળ લટકીએ, પટકાઈએ પણ. પછી ધૂળ ઉડાડતી મોટરને જતી જોયા કરી છે. એક કલાકમાં કલોલ પહોંચશે. હજીય યાદ છે પહેલી વાર કલોલથી ગાડીમાં બેસવાનું

થયેલું. ગાડીમાં ભીડ નહીં પણ બારીએ જ ઊભો રહેલો. અમદાવાદ જોઈને તો છક, ઘરમાં રહું જ નહીં, આખો દિવસ સડક ઉપર જ.

જેમ જેમ ઇતિહાસ ભૂગોળ ભણતા ગયા તેમ તેમ કલ્પનાની કાલગત અને સ્થલગત સીમાઓ વિસ્તરતી ગઈ. ભૂગોળમાં નદીઓ અને પહાડોનાં નામ ગોખવાં પડે. ગુજરાતની—વડોદરા રાજ્યની નદીઓ, ભારતની નદીઓ. દુનિયાની લાંબામાં લાંબી નદી કઈ ?

મિસિસિપિમિસૂરી ! મોટામાં મોટી નદી ? એમેઝોન. ઊંચામાં ઊંચો પહાડ ? હિમાલય. મોટામાં મોટું રણ ? મોટામાં મોટું સરોવર ? મોટામાં મોટું નગર ? મોટામાં મોટું જંગલ ? અંધારો મુલક આફ્રિકા અને એનાં જંગલ. ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવના હિમપ્રદેશ. આટલાંટિક અને પૅસિફિક, પણ મને ગમતો આપણો અરબી સમુદ્ર. હિન્દુસ્તાનનો નકશો દોરી ત્રાંસા અક્ષરે લખતા અ ર બી સ મુ દ્ર વગેરે. આંબા તળાવથી અરબી સમુદ્ર !

પછી મોટી લડાઈનાં વર્ષો આવેલાં. જાપાન અને જર્મની, ઇંગ્લેંડ અને ફ્રાંસ એવાં નામ આવ્યાં. અમે જર્મનોના પ્રશંસકો હતા. જર્મનો આપણા દેશની વિદ્યામાંથી બોંબ બનાવતાં શીખ્યા છે, એવું અમે દૃઢપણે માનતા. ભૂગોળમાં ચિત્રવિચિત્ર નામ આવે અને રોમાંચ થાય. એવું એક નામ છે ટિમ્બકટુ. જાતજાતનો ઉચ્ચાર કરીને બોલીએ.

ધીમે ધીમે ગામની સીમામાંથી બહાર નીકળવા મળ્યું. નદીઓ જોવા મળી, નગર જોવા મળ્યાં. ઉત્તર ભારતની યાત્રાએ તો જાણે બધી બંધ દિશાઓનાં દ્વાર એકાએક ખોલી દીધાં. તેષાં દિક્ષુ... નદી જોઈ તો ગંગા, પહાડ જોયો તો હિમાલય, નગર જોયું તો દિલ્હી. ચિત્તોડ અને ઉદેપુર, નાથદ્વારા અને એકલિંગજી, હરદ્વાર અને ઋષિકેશ, ગોકુળ અને વૃંદાવન, દહેરાદુન અને મસૂરી, આગ્રા અને જયપુર.

તક મળતી ગઈ, તેમ તેમ નાનાં મોટાં ભ્રમણો થતાં ગયાં. અનેક નદીઓ જોઈ. કાશ્મીરની જેલમ અને છેક દક્ષિણની કાવેરી. ગંગા, યમુના અને બ્રહ્મપુત્ર. બ્રહ્મપુત્રને કિનારે તો સતત બાર દિવસ રહ્યો. તેમાંય ડિબ્રૂગઢનો બ્રહ્મપુત્ર તો રિવરવ્યૂ હોટેલની બારી બહાર જ વહી જાય. ગૌહાટીમાંય ઓસરીમાં બેઠાં બેઠાં તેનાં દર્શન થાય. અનેક પહાડો જોયા. ઉત્તર અને પૂર્વ હિમાલય, અરવલ્લી અને વિંધ્ય, અનેક અરણ્યો જોયાં. કેટલાંય નગરોમાં સૂર્યોદય અને સૂર્યાસ્ત જોયા. કેટલાય સમુદ્રતટોના મોજાંની મસ્તી જોઈ. રાંબોની 'ડ્રંકનબોટ'ની જેમ તેમના પર ઊછળ્યો છું.

ગાડીના ડબ્બામાં બારી પાસે બેસી કલાકોના કલાક પસાર થતાં ગામ ખેતર નદનદી નગર જોયાં છે. બારી પાસે બેસવાનું બહુ ગમે. લાંબા અંતરો કાપતી ગાડી દોડી જતી હોય. સવાર પડે, બપોર થાય, સાંજ આથમે, અને ગહન અંધારામાં ગાડી જતી હોય. સ્ટેશન આવે. ક્યારેક ઊભરાતું પ્લૅટફૉર્મ હોય, ક્યારેક નિર્જન. બસ, ટ્રક, વિમાન બધાંયની ગતિ આકર્ષતી રહી છે. અનેક દિવસો બહાર રહીએ પછી ઘર બોલાવતું હોય. પણ ઘેર આવ્યા પછી ભમવા જવાની વૃત્તિ પાછી થયા કરે.

મન ચંચલ થઈ ઊઠે. રવિ ઠાકુરની પંક્તિઓ સળવળી ઊઠે, હુંય જાણે 'બાસાસાડા' પંખીની જેમ બહાર જવા તડપું છું :

'હેથા નય, અન્ય કોથા, અન્ય કોથા, અન્ય કોન ખાને'

અહીં નહીં, બીજે ક્યાંક, બીજે ક્યાંક, બીજે કોઈ ઠેકાણે.

કેવડો મોટો દેશ છે આપણો આ ! આખો જનમારો ભમીએ તોય પાર ના આવે. એકલા હિમાલય માટે એક જનમારો ઓછો પડે. પછી કેટલા પહાડ, નગર, સમુદ્રતટ ? કેટલો ભવ્ય અતીત ? થાય કે બધું જ બધું ભમીએ.

તે સાથે પોમ્પી, રોમના પ્રાચીન ખંડિયેરોમાં અને એથેન્સની ટેકરીઓ પર ભટકવાની હોંશ છે. જર્મનીની રાઈન નદીને કિનારે પુરાણા દુર્ગોમાં અને આલ્ડેનનાલ્ડ—પુરાણાં જંગલોમાં ભટકવાની હોંશ છે. હોંશ છે પૅરિસ અને વિયેનાના રાજમાર્ગો પર ચાલવાની, લુવ્ર અને બ્રિટિશ મ્યુઝિયમોમાં દિવસો સુધી ગોંધાઈ રહેવાની, કાબુલ કંદહાર અને સમરકંદ બુખારા જવાની. પણ તેથીય વધારે આકર્ષણ છે તિબેટ ચીનનું. તિબેટ તો હવે રહ્યું નહીં. હવે નામશેષ થઈ ગયેલા ત્યાંના કોઈ પ્રાચીન મઠમાં બેસી જૂના ગ્રંથો ઉકેલવાનું જો મળ્યું હોત ! મધ્ય એશિયાના ગોબીના રણમાં એકાદ રણદ્વીપમાં કોઈ બૌદ્ધ વિહારમાં જો જીવવાનું મળ્યું હોત ! અને જાવા બાલિ સુમાત્રા ? બોરોબુદરનું પેલું વિરાટ મંદિર ? કલ્પનામાં ઘણીવાર બધે પહોંચી જવાય છે. કલ્પનાને સ્થળકાળનાં બંધનો ક્યાં નડે છે ?

ક્યારેક કાલિદાસના મેઘની સાથે યક્ષની અલકાનગરીમાં ગયો છું. સ્વપ્નનગરી અલકા, કૈલાસના ઉત્સંગમાં પ્રેમિકાની જેમ બેઠેલી અલકા. આ સ્વપ્ન નગરીમાં આનંદનાં આંસુ વિના બીજાં આંસુ નથી. કામદેવના તાપ વિના બીજો તાપ નથી, પ્રણયના કલહ વિના બીજો કલહ નથી, યૌવન સિવાય બીજી કોઈ અવસ્થા નથી. ત્યાં મંદાકિનીના પાણીથી ઠંડકવાળા પવનો વાય છે અને મંદારની છાયામાં કન્યાઓ સુવર્ણની રેતીમાં મણિ સંતાડી શોધી કાઢવાની રમત રમે છે. અહીં કલ્પવૃક્ષ માંગ્યું આપે છે. અહીં કોઈ અભાવ નથી, અજંપો નથી, અહીં માત્ર સુખ છે. આ સ્વપ્નનગર છે—સ્લારાફનલાન્ડ. રવિ ઠાકુર કહે છે જેને 'સબ પેયેછિર દેશ'. સંસારના કલકોલાહલ વચ્ચે માણસ ત્યાં કદી કદી રહી આવતો હોય છે. દરેકની પોતાની એક અલકા નગરી હોય છે.

પણ બધે ફરીને ઘણીવાર હું મારા પેલા ગામની ભાગોળે પહોંચું છું. જાણે આખા બ્રહ્માંડમાં ફરીને ત્યાં જઈ ઊભો રહું છું. નાના હતા અને નિશાળમાં ભણતા ત્યારે ચોપડી પર નામની સાથે આખું સરનામું લખતા. આખું એટલે ? એટલે નામ, પિતાનું નામ, દાદાનું નામ, પછી અટક; પછી શેરી, મહોલ્લો, ગામ; પછી તાલુકો, જિલ્લો, રાજ્ય. પછી લખીએ દેશ હિન્દુસ્તાન, ખંડ - એશિયા પછી પૃથ્વી અને છેલ્લે આવે બ્રહ્માંડ. હવે ઊલટેક્રમે બધું વટાવી ગામની ભાગોળે.

ત્યાં પેલું આંબા તળાવ છે. ચોમાસામાં એ ઊભરાઈ જાય છે અને ઉનાળામાં એ સુકાઈ જાય છે. શિયાળામાં પોતાનામાં વીંટળાઈને પડ્યું રહે છે એ આંબા

તળાવની ઝાંઝરીમાં મારું શૈશવ ખોવાઈ ગયું છે. ત્યાં જાતે લાકડું કાપી ભમરડા ઘડ્યા છે. અને ફેરવ્યા છે, લકટીઓની રમત રમી છે, ગેડીદડા અને ગિલ્લીદંડા રમ્યા છીએ. બાવળને છાંયડે બેસી બાવળના કાંટા પગેથી કાઢ્યા છે, નાગડા થઈને નાહ્યા છીએ. એ જ તળાવની જરા ઇશાનભણી ગામનું સ્મશાન છે. આંબા તળાવમાં વર્ષોથી અનેક ચિતાઓની આભા ઝિલાતી આવી છે. એ સ્મશાન પાસેથી જ મારા ખેતરનો રસ્તો. નાનપણમાં અંધારું થયે ખેતરમાંથી ઘરે આવતાં સળગતી ચિતા પાસેથી પસાર થતાં છળી મર્યો છું. ઘણી વાર ડાઘુઓ ચાલ્યા ગયા હોય, સ્મશાનમાં માત્ર તિખારા હોય. ઝાંખરાંના ઓછાયામાં ભૂતની ભ્રમણાથી છાતીના ધબકારા વધી ગયા છે. એ સ્મશાનમાં મારા વડવાઓ ભસ્માવશેષ થઈ ગયા છે. એમની ભસ્મ આંબા તળાવની આજુબાજુમાં જ પથરાઈ આજુબાજુનાં વૃક્ષોમાં ઊગી આવી છે. શું હુંય છેવટે અહીં આવીશ ? આ મારું ગામ. ભલે અહીં નદી નથી, પહાડ નથી, જંગલ નથી, સાગર નથી, સરોવર નથી, પણ હવે એ બધુંય મારામાં છે—બધુંય.

પણ ત્યાં ઝાઝુ રહેવાનું થતું જ નથી. પેલા ગજરામારુની જેમ બાપાના ગામમાંથી નિર્વાસન પામ્યો છું. સ્વેચ્છયા. મહાનગરના માર્ગો પર ઉનાળાની કોઈ બપોરે ચાલતાં ચાલતાં એ નિર્વાસનનો બોધ તીવ્ર થઈ આવ્યો છે. પણ સંસારનું રોજ-બરોજનું કામ બધાં સાથે જોડી દે છે. પણ પાછો સણકો ઉપડે—હેથા નય, હેથા નય...

ત્યારે મન 'તેષાં દિક્ષુ'ની પવનપાવડી પહેરી લે છે.

['વિદિશા'માંથી]

10

# ભાઈરામ

**ચંદ્રકાન્ત શેઠ**

જેઓ મારા ગાઢ દોસ્તો છે તેઓ સૌ જાણે છે કે મારી ભાઈરામ સાથે કેવી નિકટતા છે તે. ભાઈરામ ને હું છૂટા જ નથી પડતા એમ કહીએ તો ચાલે. હું સૂતો હોઉં તો ભાઈરામ પણ મારી પડખે બેસી મને પંખો નાખતો હોય. હું જમતો હોઉં તો ભાઈરામ મારી બાજુમાં પાણીનું પવાલું ભરીને બેઠો હોય. હું નિશાળે જાઉં ત્યારે ભાઈરામ પણ મારી સાથે સાથે ચોપડી વાંચતો ચાલતો હોય. હું રમવા માગું ત્યાં તો ભાઈરામ જ પોતાની આંગળી ઊંચી કરી, મારો ભિલ્લુ થવા ઉમેદવારી નોંધાવી દે. હું ભૂખ્યો થાઉં તો ભાઈરામને અકળામણ થાય. ઘરની અંદર પટારામાં ને કબાટમાં, કોઠીમાં ને શીકામાં, ક્યાંય કશું ખાવાનું ઢાંક્યુંઢૂબ્યું રાખી મૂકેલું હોય તો એ ખાંખાંખોળાં કરવા લાગે. હું તરસ્યો થાઉં કે ભાઈરામ પરબે ને પાણિયારે પેહોંચ્યો જ હોય. ભાઈરામ મારામાં ઇચ્છા જાગે એ પહેલાં જ જાણે મારી એ ઇચ્છાને કળી જઈને એ પૂરી કરવામાં લાગી પડે છે. ભાઈરામ પડખે હોય તો બીકનું નામ નહીં; ભલેને ગમે તેવાં રાક્ષસી સપનાં મને ઘેરી વળે. એની આંગળી પકડી કે સબ સલામત. ભાઈરામ કદી મને એકલામણું લાગવા દેતો નથી; કદી મને ઓશિયાળો થવા દેતો નથી. એ જાણે મારા હાથપગ, મારાં આંખકાન બધુંયે થઈને બેઠો ન હોય ! એ અવનવું સંભળાવે છે ને હું એ સાંભળું છું; એ અવનવું દેખાડે છે ને હું દેખું છું. કોણ જાણે મારા માટે થઈને એને શું શું નહીં કરવું પડતું હોય ? મારે તો માત્ર જોવાનું, પણ મારે જે જોવાનું તે પણ શું — એને અંગે ભાઈરામને જ ચિંતા કરવી પડતી હશે ને ! હું જોઈ શકું એવો પ્રકાશ જાળવવાનીયે ચિંતા એની જ હશે ને ! ભાઈરામ મારા સુખનો સરવાળો ને દુ:ખની બાદબાકી કરવાને સતત એનું દિમાગ કસતો હોય છે.

આ ભાઈરામની દોસ્તી માટે મને ગૌરવ છે ને ગર્વ પણ. આ ભાઈરામ વિશે વાત કરવાની મને જો ક્યારેય તક મળે છે તો હું તે ગુમાવતો નથી. એની વાત કરવામાં મને એવો તો રસ છૂટે છે; વાછરડાંને ધવરાવતાં ગાયના આંચળમાંથી જેમ દૂધ ! કોઈ કોઈ સાથી — મિત્ર કુતૂહલવશ મને પૂછે છેય ખરો : 'આ ભાઈરામ કોણ છે ? એનું નામ શું ?' — ને આવા સવાલ વખતે, સાચું કહું ? હું શરમના

ભાર તળે જાણે દબાઈ જાઉં છું — મૂંઝાઈ જાઉં છું. જે મારી આટલો નજીક, એના વિશે હું આટલો બધો અજાણ ! આ ભાઈરામ કોણ છે. એ વિશે તો મેં વિચારેલું જ નહીં ! હા, એટલી ખબર છે કે જ્યારથી હું સમજણો થયો છું ત્યારથી હું એને મારી સાથે જ જોઉં છું. મારાં ભાઈબહેન, માતા, પિતા-સૌની સાથે મેં એને જોયો છે. અવારનવાર ભાઈરામના ચહેરામાં મારાં સૌ સ્વજનોની ને મિત્રોની મોંકળાના અણસાર મને આવે છે. અને એ કદીયે અજાણ કે ત્રાહિત લાગ્યો જ નથી. મને મારા વિશે પ્રશ્ન થાય તો એના વિશે થાય ને ! મને મારા પરિચયમાં મારા નામની જરૂર પડે છે તે એના નામનીયે જરૂર પડે ? પરંતુ સાથી - મિત્ર જો સવાલ કરે તો તો એને સંતોષ થાય એવો ઉત્તર મારે શોધવો જ જોઈએ. ને ભાઈરામ મારી મૂંઝવણ જોતાં મલકી પડે છે ! જાણે મોગરાની કળીઓની એક પડી જ ઊઘડી ગઈ. મીઠી મીઠી ઊજળી ઊજળી મહેક ! મારા સવાલનો ઉત્તર એની એ મહેકમાં જ પમરતો હતો જાણે ! છતાંય હું મુખરતા ટાળી શકતો નથી; પૂછું છું : ''ભાઈરામ, કહે તો ખરો, હું તને શું કહું ? 'આકાશ' કહું ? 'શૈલ' કહું કે 'સૂર્યકાન્ત' ? તને 'દિવ્યકાંત' કહું કે 'વસુંધર' ? અથવા તને 'ટીપુ' કે 'ટીનુ', મહાસુખ માંકડો' કે 'બગલ બિલાડો' કહું ?'' મેં કંઈ કંઈ નામ દીધાં ને દરેક નામ સાથે જાણે એક મોગરાની કળી એના સ્મિતમાં ઉમેરાતી હતી. હું તો હજારો નામોના મસમોટા જંગલમાં અટવાઈ ગયો — ખાંડના ઢગલામાં કોઈ કીડી અટવાઈ જાય એમ. છેવટે થાકીને મેં એને કહ્યું : 'કહું છું, આ બધામાંથી કોઈ એક નામ.. ભાઈસા'બ,... ભાઈરામ... ને...' ને મને આ 'ભાઈરામ' જીભે ચોંટી ગયું — વસી ગયું. એને તો વાંધાનો પ્રશ્ન જ નહોતો. હું ત્યારથી પછી એને 'ભાઈરામ'નામથી બોલાવું છું.

'ભાઈરામ' નામ આવ્યું એટલે ઠામઠેકાણાનો, સરનામાનો સવાલ ઊપડ્યો ! મારે ક્યાં એની જરૂર હતી ? એ તો અહીં જ રહે છે. જ્યાં હું ત્યાં એ. ને છતાંય કુતૂહલ એક વિચિત્ર વસ્તુ છે ! 'હાથ છે' એમ આપણે કહીએ તો તેથી કુતૂહલને ધરવ ન થાય; એ તો હાથને હાથમાં લે ત્યારે જ ધરવ અનુભવે. મેં તો કદીયે ભાઈરામને પૂછ્યું નથી કે તું ક્યાંથી આવ્યો ? મારી સાથે ક્યાં સુધી રહેવાનો ? પછીથી તું ક્યાં જવાનો ? — આ બધા પ્રશ્નો મને નિરર્થક લાગે છે — કહો કે અપ્રસ્તુત લાગે છે. આવા બધા પ્રશ્નો માટે તો તેની પાસે છે પેલું એક મોહકમીઠું સ્મિત—મોગરાની કળીઓના ગુચ્છ સરખું. છતાંય કુતૂહલનો જે વળ ચઢ્યો એ કંઈ એમ અમસ્તો છૂટે ? કુતૂહલ હજાર જીભે જાણે પોકારી ઊઠે છે : 'તારું સરનામું શું ? તારું સરનામું શું ?' નથી કોઈ ચિઠ્ઠીચપાટી પાઠવવાનો સવાલ, નથી કોઈ સંદેશો ભેજવાનો સવાલ; ને છતાંય આ અડપલું — આ અટકચાળું ! ભાઈરામ તો સ્વસ્થતાનો સાગર છે, પ્રસન્નતાનો પારાવાર છે. એ તો સહજ રીતે જ કહે છે : 'તારું સરનામું તે મારું.. તારે પછી ક્યાં મૂઝવણ છે ? કોઈપણ સરનામે કાગળ લખ; પણ મને સંબોધીને હશે તો પહોંચશે જ મને; અરે સરનામા વગરના કાગળોય મને તો પહોંચે છે ! ને વળી જો હું તો તારી સાથે જ છું... તને તારા સરનામાની જરૂર

છે તે મારાનીયે હોય પછી ?' હું એની દલીલોથી મૂંગો થઈ જાઉં છું. મેં મારા ભાઈરામને નામ—સરનામું પૂછીનેય એક પ્રકારનો એની સાથેનો મારો અલગતાનો ભાવ જ પ્રગટ કર્યો, જે બરાબર નહોતો જ નહોતો. પણ ભાઈરામ સાથેનો સંબંધ જ એવો છે, કે એમાં થોડું આડુંઅવળુંય વેતરાઈ જાય છે; પણ એ ભારેનો ઉદાર છે ને તેથી છેવટે તો એ બધું સરખું કરી ઘીને ઠામ ઘી જેવું કરી દે છે ખરો. એની એ તો હિકમત ને હકૂમત બેય એવાં છે કે બધાય સવાલ છેવટે બરાબર બેસીને જ રહે !

ભાઈરામ હંમેશાં મારા આનંદની જ કાળજી લે છે. એ કેટકેટલું મારા માટે કરે છે ! જરાક ઘામ થયો નથી ને ઠંડી લહેરખી સાથે એ સેવામાં હાજર થયો નથી. જરાક સ્તબ્ધતા જેવું લાગે તો ત્યાં એનું ઑરકેસ્ટ્રા તૈયાર. જાતભાતના અવાજો ને જાતભાતના તાલ ! ઝરણાના ઝણકાર ને પાંદડાંની મર્મર, પંખીઓનાં કૂજન ને ભમરાંનાં ગુંજન, અનિલની વાંસળી ને મેઘની મૃદંગ - સૌનું એક સંવાદભર્યું સંગીત. કેટકેટલા વેશ ને પરિવેશ નજર સામે ધરે છે એ ! વાદળે વાદળે જે સિફતથી એ એનાં રંગીન વસ્ત્રો બદલે છે, જે રીતે રંગો પહેરીને એ ફૂલ ફૂલ પર પતંગિયાં સાથે ઉપસ્થિતિ થાય છે, જે રીતે એ રંગરંગના પથ્થરોમાં ને પીંછાંમાં, જલની તરંગમાળામાં પોતાની રૂપરેખાઓના અપૂર્વ આકારોને ઉપસાવે છે; હું તો એ બધી રીતો જોતાં મોંમાં આંગળાં નાખી જાઉં છું. મારો ભાઈરામ આવો મોટો જાદુગર હશે એની તો ખબર જ નહીં; એ આટલો ઊંડો હશે એનો તો તાગ જ નહીં. મને તો એની આ બધી જાદુગરી જાણ્યા પછીયે મારા જેવો જ માની લેવાનું માફક આવતું ! હું તો માનતો હતો કે ભાઈરામને તો આંખે પાટા બાંધ્યા કે સાહેબ પછી આંધળાભીંત ! ભાઈરામના હાથરૂમાલથી જકડ્યા કે ભાઈસાહેબ લાચાર. સહેજ વાઘનું મહોરું બતાવ્યું કે શિયાળાની ઠંડી જેવા થઈ જવાના ! કિટ્ટા કરી કે ભાઈસાહેબ રડતા રડતા આપણી પાસે આવવાના ! પણ આ તો કંઈક ઇદમ્ તૃતીયમ્ લાગે છે. કદાચ જે હું ભાઈરામનું કરવા માગતો હતો એ ભાઈરામ મારું કરી શકે...

ને ભાઈરામ, તમને કહું ? —એને જ્યારે હું મહાન જાદુગરીની વાત કરું છું ત્યારે ઉનાળાના કેસૂડાની જેમ એ હસી ઊઠે છે ને કહે છે : 'ભાઈ, એ બધું ભૂલી જા... જો ઘરમાંથી વાડકી દૂધપૌંઆ ઉપાડી લાવ, આપણે ખાઈએ ને પછી આપણે સાતતાળી, સંતાકૂકડી, થપ્પો ને એવું બધું રમીએ.' હુંયે એની વાતમાં સ્વભાવવશ જ તુરત આવી જાઉં છું ને ઝટપટ દાવ પકાવી એને કહું છું : 'ચાલ તું આંખો મીંચી દે; હું સંતાઈ જાઉં.' ભાઈરામ મલકતો, ઝીણી આંખે મને નિરખતો હા ભણી દે છે ને એક... બે...ત્રણ... ગણતો આંખ મીંચીને દીવાલ ભણી મોઢું કરીને ઊભો રહે છે. હું ઉતાવળે ક્યાંક સંતાઈ જવા કરું ત્યાં તો મને એમ થાય કે ભાઈરામને આ જગા જરાય અજાણી નથી. ભાઈરામની આંખ મને જાણે જોતી જ જણાય; ને એકવાર તો મેં કહી પણ દીધું : 'ભાઈરામ, તું તો મને સંતાતાં જ જોઈ જાય છે !' પણ ત્યારે ભાઈરામ એવું હસ્યો કે હું જ એવો આક્ષેપ એના પર કરવા બદલ

શરમાઈ મર્યો. મારો ભાઈરામ અંચઈ કરી શકે એમ તો બને જ ક્યાંથી ? હું ગમે ત્યાં સંતાઈ જાઉં, પણ મને તો ત્યાં ભાઈરામની છાયા દેખાયા કરે એમાં વાંક મારો કે એનો ! હું જોઈ શક્યો કે ભાઈરામથી હું સંતાઈ શકું એમ કદાચ નહીં થાય. એ મારી મુશ્કેલી સમજી ગયો; એ ખેલદિલીથી મને કહે : 'ચાલ, હું હારી ગયો... ફરી રમત રમીએ.... હવે તું મને પકડજે !' મેં ઉત્સાહપૂર્વક કહ્યું : 'કબૂલ.' હું તો મારી જીત વિશે પાકો શ્રદ્ધાવાન્ હતો. વરસોથી ભાઈરામને ઓળખું છું; છટકીને ક્યાં છટકવાના છે ભાઈસાહેબ ? હાથ લંબાવ્યો કે એના ઝબ્ભાની ચાળ હાથમાં. પણ ખરેખરો ખેલ જ્યારે મંડાયો ત્યારે તો મારી કપરી કસોટી થઈ ગઈ. ભાઈરામ મારી આસપાસ હોવાના પાકા ભણકારા વાગે ને આઠે અંગે સાબદો થાઉં પણ નિષ્ફળ. ભાઈરામ મારી ચોપડીમાં મોઢું ઘાલીને મારી સાથે વાંચતો હોય એવું લાગે પણ ના તો એની આંખ હથેલીથી દાબી શકાય, ના એનો હાથ પકડાય, કિરણનું જંતર વગાડતો પેલી તડકાળી બારીએ ચઢેલો એ લાગે પણ બારી કને જાઉં તો કશુંયે નહીં; કેવળ ચમકતો આકાશનો નીલરંગી દરિયો ! ભાઈરામનાં પગલાંની આછી આછી ફોરમ ફૂલમાંથી પકડાય પણ પવનના દોરડાથીયે એ ભાઈસાહેબ અટપટા દાવ કરતાંકને છૂ ! કેટકેટલી આંખની, કાનની, નાકની—એવી એવી ચોકીઓ, પણ બધીયે વટાવીને એ સાહેબ તો હેમખેમ પાર. હું તો સમજી ગયો કે ભાઈરામ જો દીવાલો વચ્ચેય પકડાતો નથી, જો આપણી નજરના સીમાડામાંય સપડાતો નથી તો એ હવે હાથમાં તો શું આવે ? હું થાક્યો ! સાચું કહું તો મને એમ પણ થયું કે આમ રમતના બહાને ભાઈરામ મને થાપ આપીને—હાથતાળી દઈને હંમેશ માટે તો મારાથી વેગળો નહીં જતો રહે ને ! આંખમાંથી એક ટીપુંયે સરી પડ્યું, સહજ જ ઝિલાઈ ગયું મારી હથેળીમાં ને એમાં જોઉં છું તો મારા ભાઈરામની ખિલખિલ હસતી મૂરત ! મને તો જે હાશકારો ત્યારે થયો છે...! ભાઈરામ તો ત્યારે મારા વાંસે હાથ મૂકીને મને સાવ નિર્દોષભાવે કહે : 'ચાલ બહુ રમ્યા; હવે જરા ખાઈએ-પીએ ને આરામ કરીએ.' ને હું તો એની સાથે જાણે સોનેરી શેરડીના ખેતરમાં જ ઊતરી પડ્યો ! હું શેરડીનો સાંઠો કાપું ને એ ચસચસીને ચૂસે. ને જે ગુલાબીપણું એના ચહેરા પર હતું તે એવું તો અનોખું હતું ! મેં એ શેરડીના પાન પર ટશરરૂપે ફૂટી આવતું કેટલીક વાર જોયું છેય ખરું !

ભાઈરામની સાથે મારો રિસામણાં-મનામણાંનો નાતો. હું ચિડાઉં ત્યારે જ એની તો મજા. શરૂઆતમાં તો એ જાણે મારા પ્રત્યે છેક બેતમા હોય એવી અદાથી ફરતો. હું મારા ઘરના ઉંબર પર હથેલીમાં મોઢું દાટીને, આંખો ઢાળીને બેઠો હોઉં ને એ ભાઈસાહેબ રમતે ચઢે. ખિસકોલીની જેમ સીટીઓ લગાવે; કબૂતરની જેમ ગોળ ગોળ ઘૂમરીઓ લેતા ઘુઘવાટો ચલાવે; વાંદરાની જેમ વડવાઈએ વળગે, મ્યાઉ મ્યાઉ કરતા એક પછી એક ખૂણામાં ભરાય; દેડકાની જેમ પગથિયાં કૂદે ને ગાયની જેમ ભાંભરે, ને પાછા ગદર્ભની જેમ આળોટેય ! કેટલીક વાર મકાઈના ડોડાની મૂછો ને ટોપલીનો મુગટ ને કાગડાનાં પીંછાં ને એવું તેવું બધું સજીને બહુરૂપીનો

વેશ કાઢતો મારી સામે જાતભાતના દાવપેચ અજમાવે. પણ હુંયે એનો ભાઈબંધ ને ! મારી રીસ પણ પોલાદી... એમ હસી પડું તો તો થઈ જ રહ્યું ને ! એય પછી તો અકળાય ને પછી એકાએક એને કશું સૂઝી આવે ! એ એકદમ એક ફુગ્ગો લઈ આવે, ફુલાવવા માંડે. જેમ ફૂગ્ગો ફુલતો જાય એમ એના ગાલ ને એનું પેટ પણ ફુલતું જાય ! એક તડીતૂમ અસ્તિત્વ ! હુંયે કતરાતી નજરે જોઉં છું કે કોણ પહેલું ફૂટે છે, ફુગ્ગો કે ફાંદ ? પણ ફુગ્ગો ફૂટે છે. ભાઈરામ એના અવાજે જ ધૂળમાં ચત્તોપાટ. એકદમ મારાથી દોડી જવાય છે ! ને ત્યાં તો ભાઈરામ રૂપાળો ગલગોટા જેવો અડીખમ, મારા સ્વાગત માટે સજ્જ ! કેટકેટલી ગાંઠો મારી મારીને માંડ બાંધી રાખેલું મારું રીસનું પોટકું ફસક ફસકી પડે છે ! ફૂલની જાણે ફસકી પડેલ ફાંટ. બધે જ એક તંદુરસ્ત ગુલાબી તાજગીનો અબાધિત પમરાટ !

ભાઈરામની અમુક રીતની અવળચંડાઈનો પાર નહીં. આપણે કોઈ કવિનો સીવેલો કોરોકટ તડકો પહેરીને બેઠા હોઈએ ને ભાઈરામ વાદળની પોઠ પર કિસમ કિસમના રંગો લાદીને હાજર. સેર પર સેર ! આપણો તો અસલી રંગ જ કોણ જાણે કયા કયા રંગોમાં સેળવીભેળવી દે. આપણે કોઈ મહામૂલું મોતી હાથ કર્યું હોય, મુઠ્ઠીમાં સંતાડ્યું હોય ને ભાઈરામની કાકદૃષ્ટિ ત્યાં ગઈ જ હોય ! ભાઈસાહેબ ભારેના ઠાવકા થઈ એક આંબલીની છાયામાં વેંતનો પાવો ફૂંકવા બેસે ને પછી તો આપણી હથેલીમાંનું મોતી જ પોતે ફણગતું લાગે ! આંખની આગળ એ પાવાના સૂરે મોતીની લચકાલોળ લૂમો ઝૂમતી ઝળહળતી ભળાય. ભાઈરામના પગમાં પછી મુઠ્ઠીમાંનું મોતી પધરાવ્યે જ છૂટકો.

ભાઈરામ બધીયે ઋતુઓમાં, બધી રમતોમાં સાથે. ચોમાસું આવે ને નેવાં નીતરે કે ભાઈરામ કાગળની હોડી સાથે આવ્યો જ સમજો ! એકવાર મને કહે : 'ચાલ, આપણે પેલા લીમડિયા વહેળામાં આપણી હોડી તરાવીએ.' મેં કહ્યું : પણ એ હોડીમાં બેસવાનું કોણ એ પહેલું નક્કી થવું જોઈએ; ને અમે બંનેય પીઠ પર વાદળની હળવી જળથપાટો સહેતા હોડીમાં બેસવાનો સ્વાધિકાર આગળ કરતા મમતે ચઢી ગયા; ને અમને એકાએક અમારી હોડીની ક્ષણભંગુર કાયાનું પવિત્ર ભાન થયું ને તાકીદે અમારે અમારા અંગત ઉચ્ચ આગ્રહોને છોડીને એકમતિ ઉપર આવી જવું કર્તવ્ય દૃષ્ટિએ અનિવાર્ય થયું. અમે એક કીડીને જ મહારાણી તરીકે એ હોડીમાં પધરાવવાનો શિવસંકલ્પ કર્યો ને હોડી કીડીરાણીનો ભાર વહેતી વહેળામાં સંચરી. ભાઈરામ ક્યાંય સુધી એ હોડીને જોઈ રહ્યો; હોડી અદૃશ્ય થઈ ત્યારે એ તો જાણે એને જ નીરખતો હતો. એ મને પૂછે : 'ભાઈ, પેલી કીડીરાણીનું શું થયું હશે ?' હું કશો જ જવાબ દઈ શકેલો નહીં ને ભાઈરામે તો એ સવાલ પણ સાત દિવસમાં વધારે નહીં તોયે ઓછામાં ઓછા સિત્તેર વાર તો પૂછ્યો જ હશે !

ભાઈરામ વિનાની મારી હસ્તી હું વિચારી ન શકું એવી મારી ભાવસ્થિતિ છે. ભાઈરામ મારી ઝીણામાં ઝીણી સગવડ માટે સચિંત હોય છે. હું નાહીને બહાર નીકળું ત્યાં ભાઈરામ ઊભો જ હોય, અરીસા કને, મારી વાટ જોતો. હું ઘરમાંથી

બહાર નીકળું કે એનો અધીરો ઘોડીલો આંગણમાં થનગનતો જ હોય. હું બહારથી થાકીને આવું ને ભાઈરામ જળની ઝારી સાથે તૈયાર. ભાઈરામ અનેક રૂપે, અનેક રીતે મારી સાથે હરેફરે છે. કોઈ તો એના વિશે ભૂલથાપેય ખાઈ જાય. કોઈ કહે : 'અમે તો ભાઈરામને કાશ્મીરી ટોપી પહેરેલો જોયેલો.' હું જાણું છું કે મારા ઘરના કિશનકાકા કાશ્મીરી ટોપી જ પહેરે છે. વળી બીજું કોઈ કહે : 'ભાઈરામે તો વાદળી શાલ ઓઢેલી.' હું જાણું છું, મારી બા દેવદર્શને જતાં એ જ શાલ ઓઢીને જાય છે. કોઈ ભાઈરામના હાથમાં બેન્કના ચોપડા જુએ છે—જેવા મારા પિતાશ્રીના હાથમાં હોય છે સાંજુકના બૅન્કથી પાછા ફરતી વેળાએ. મને હવે લાગે છે કે ભાઈરામને કદાચ મારા જેવાં કપડાં પહેરીનેય ફરતો કોઈએ જોયો હોય. ભાઈરામ છે જ એવો; એના વિશે તરેહ તરેહની વાતો ન થાય તો જ નવાઈ.

આ ભાઈરામ સતત ઇચ્છે છે કે હું રાજી થાઉં, હું રાજી રહું. કશુંયે ખોટું કરું ત્યારે એ કોણ જાણે કેમ પણ ઉદાસ બની જાય છે. એની એ ઉદાસી મારાથી જીરવાતી નથી. બે દિવસ પહેલાં મેં એક કબૂતરના ઈંડાને લખોટી મારીને તોડી નાખ્યું ને ઈંડું મૂકનાર કબૂતરી કરતાંયે ભાઈરામ વધારે વ્યગ્ર હતો. કોઈ નાનું ભૂલકું આવી પડે ને હું એના હાથમાં એકાદ ચૉકલેટ મૂકું તેમાં ભાઈરામ તો જે ખુશખુશાલ થઈ જાય... ! ભાઈરામને ખાતર પણ મેં નક્કી કર્યું છે કે કોઈ પંખી પેલા પાણીના કૂંડા આગળ બેસે તો એને ઉડાડવું નહીં. હું છોડ પર ખીલેલું ફૂલ તોડું ને ભાઈરામનો જીવ જાણે તૂટે. હવે તો હું ફૂલને છોડ પર ખીલેલું જોઈને જ હસી લઉં છું; ને પીંછા પર આંગળી ફેરવતાં ઊડતા પંખીને આકાશ સાથે જ સ્પર્શી લઉં છું.

મારા માટે તો ભાઈરામની સોબત એ જ મનગમતી મીઠાશ છે. ભાઈરામની પ્રસન્નતા જ હવે તો મારી પ્રસન્નતા છે. હું જાણું છું; જ્યારે હું પેલી આંધળી રાધાડોસીની લાકડી પકડીને એને એના કૂબા સુધી દોરી જાઉં છું ત્યારે ભાઈરામનો ચહેરો, પ્રથમ વર્ષા પછીની વનસૃષ્ટિ જેવો ચમકી રહે છે. જ્યારે હું કરસનકાકાની માંદી છોકરીને બે સફરજન આપવા ગયો ત્યારે ભાઈરામના ચહેરા પર જાણે સફરજનનો લાલચટાક ઉજાશ લચી પડેલો; કદાચ વહેલી સવારે તમે આકાશમાં જુઓ તો એનો કંઈક અંદાજ મેળવી શકો - જો મેળવી શકો તો.

ભાઈરામને છોડવાની તો હવે વાત જ નથી; એ મુદ્દો જ છેક અપ્રસ્તુત લાગે છે મને તો. હવે તો અહીં બસ, અમારી—ભાઈરામની મંડળી કેમ બરોબર જામી જાય એની જ ખેવના છે, આપણે તો આ ભાઈરામ મળ્યો છે ત્યારથી ગમે તે થાય પણ ભાઈરામની દોસ્તી ન તૂટે એ જ જોવાનો પાકો નિશ્ચય કરીને બેઠા છીએ; ને ભાઈરામ તો આટલા મારા નિશ્ચયથીયે જાણે કેટલો ઋણભાર અનુભવે છે ! ખરો છે આ ભાઈલો—આ ભાઈરામ ! દુશ્મનીમાં મૂંઝવે એના કરતાંયે ઝાઝો દોસ્તીમાં મૂંઝવે છે ! —જુઓ તો ખરા !

['નંદ સામવેદી'માંથી]

11

# શિયાળાની સવારનો તડકો

વાડીલાલ ડગલી

આમ તો વેરાવળ અને અમદાવાદ વચ્ચે બહુ લાંબું અંતર નથી, પણ આજથી લગભગ પાંત્રીસ વર્ષ પહેલાં વેરાવળની દિલાવરખાનજી હાઈસ્કૂલ અને અમદાવાદના ચી. ન. વિદ્યાવિહાર વચ્ચે એક યુગ જેટલું અંતર હતું.

વિદ્યાવિહારમાં હું દાખલ થયો ત્યારે મોટામાં મોટી ચિંતા એ હતી કે છાત્રાલયની સાત રૂપિયાની ફી ક્યાંથી કાઢવી ? બીમાર પતિની દવા માટે કે ઘરના સૌથી મોટા દીકરાના અભ્યાસ માટે છેલ્લી બે સોનાની બંગડીઓ ગીરે મૂકવી ? આ સમસ્યાનો ઉકેલ મારાં બા લાવી શકતાં નહોતાં ત્યારે બાપુજીએ કહ્યું : ''એને આ ઉંમરે બહાર મોકલવાનો હું આજથી બે વર્ષ પહેલાં વિચારે ન કરી શક્યો હોત; પણ અત્યારે તો લાગે છે કે કુટુંબ ક્ષેમકુશળ રાખવું હોય તો એને ભણવા મોકલી દઈએ.'' આવી વિટંબણા હોવા છતાં હું જ્યારે વિદ્યાવિહારમાં આવ્યો ત્યારે વેરાવળ, દિલાવરખાનજી હાઈસ્કૂલ અને મારું કુટુંબ પણ હું ઘડીભર વીસરી ગયો. ચિત્ત પર વિદ્યાવિહારની એવી છાલક વાગી કે મારું મન ઊઘડી ગયું. મનમાં થયું કે એક જ ગુજરાતની બે ભૂમિમાં આટલો મોટો તફાવત ? સાચું પૂછો તો હું અમેરિકા ભણવા ગયો ત્યારે પ્રથમ દિવસના જે પ્રત્યાઘાત પડેલા તે વિદ્યાવિહારના પ્રથમ દિનની સરખામણીમાં કાંઈ જ નહોતા.

મને વિદ્યાવિહારની પાંચ ચીજોએ જકડી લીધો : શાળામાં જથ્થાબંધ આટલી બધી છોકરીઓ, સાવ નવા સૂરનાં ગીતો, આંબાવાડી વચ્ચે શાળા, ચર્ચાસભા અને ગણવેશ. વેરાવળની શાળામાં એકાદ રડીખડી છોકરી ભણતી હોય. પણ જ્યારે એક સાંજે મેં વિદ્યાવિહાર પ્રથમવાર જોયું ત્યારે મને એમ લાગ્યું કે ભૂલથી કોઈ કન્યાશાળામાં તો હું નથી આવી ચડ્યોને ! નવાબી ગામમાં ઊછરેલા છોકરાને એ ક્યાંથી ખબર હોય કે છોકરીઓ પણ છોકરા જેટલી જ હોશિયાર હોઈ શકે ? એ તો સમજ્યા કે છોકરીઓએ પણ ભણવું જોઈએ. પરંતુ જ્યારે વર્ગના પહેલા દિવસે અનસૂયા મોરારજી દેસાઈને મૉનિટરનું કામ કરતાં જોયાં ત્યારે મેં બાજુના વિદ્યાર્થીને કહ્યું : ''અહીં અમદાવાદમાં છોકરીઓ મૉનિટર થાય છે ?'' દિવસો સુધી મને એમ લાગેલું કે આ કરતાં મને કહેવામાં આવે તો હું મૉનિટરનું કામ કરું. હું માત્ર

દોઢેક વરસમાં શાળાનો મહામંત્રી થયો એનું પ્રેરક બળ આ પ્રથમ દિવસની સ્વમાનભંગની લાગણી તો નહીં હોય ? ભણવાની ચોપડીઓમાં કવિતાઓ વાંચેલી. નિશાળમાં કોઈવાર સમૂહમાં પ્રાર્થના પણ ગાયેલી. પણ હું વિદ્યાવિહારમાં આવ્યો ત્યાં સુધી ગીતો અને કવિતાઓ મારે મન કોઈ સંગ્રહાલયનાં ચિત્રો જેવાં હતાં. પણ જ્યારે મેં 'તારા, તારા, આભના તારા...' જેવાં ગીતો સાંભળ્યાં ત્યારે મારા માટે ગીતો જીવતા માણસોની જેમ હરતાં ફરતાં થઈ ગયાં. પુસ્તકોમાં છપાયેલાં ગીતો મારા એકાંતના મિત્રો બની ગયાં. એકાન્તની વાત કરું છું ત્યારે એ કહી દઉં કે છાત્રાલયની પહેલી રાતે મેં જે એકાન્તની વ્યથા અનુભવી હતી તેવી વ્યથા જિંદગીમાં ભાગ્યે જ અનુભવી હશે. બિસ્તરમાં સૂતો સૂતો ઘર યાદ કરું પણ જવું ક્યાં ? મારા માટે ઘર છોડવા સિવાય બીજો કોઈ રસ્તો નહોતો. આ સ્થિતિમાં ગીતો સ્વજન જેવાં મીઠાં લાગ્યાં. તમે શહેરની વચ્ચેની કોઈ શાળામાં ભણ્યા હો તો વિદ્યાવિહારની આંબાવાડીનો મહિમા તમને સમજાય. હું વિદ્યાવિહારમાં દાખલ થયો ત્યારે આજુબાજુનાં વૃક્ષો જોઈને મારું મન કોળી ઊઠ્યું. શાળા પાસે આટલી બધી જમીન હોય અને એ જમીનમાં આવાં સરસ વૃક્ષો હોય એવી કલ્પના પણ હું વેરાવળમાં ન કરી શકું. મને સૌથી પહેલો વિચાર એ આવ્યો કે અહીંયાં તો બગીચામાં ફરતાં ફરતાં ભણવાનું છે. હજી પણ જ્યારે હું વિદ્યાવિહારનો વિચાર કરું છું ત્યારે મારા ચિત્ત સમક્ષ સૌથી પ્રથમ આંબાવાડી, ઝીણાભાઈ, ભાસ્કરભાઈ અને શાળાનું પ્રાર્થનામંદિર આવે છે.

કોઈ વિષય પર જાહેરમાં ચર્ચા કરી શકાય એનો અનુભવ પણ મને વિદ્યાવિહારમાં જ થયો. આપણે તો ચર્ચાસભામાં બેઠા અને ઝળક્યા. પહેલી જ ચર્ચા સભામાં બોલવા ઊભો થયો અને 'ના'ને બદલે કાઠિયાવાડી 'નૉ' બોલ્યો ત્યારે હાસ્યનું મોજું ફરી વળ્યું. એય ઠીક, પણ જ્યારે એકવાર ત્રણેક છોકરીઓ જતી હતી ને એમાંથી એક બોલી : ''અમે આવું નૉ કરીએ'' ત્યારે બધી છોકરીઓ હસી પડી અને હું ઘવાયો. એકવાર અનસૂયાબેને મને કહ્યું કે : ''તમે એવું નૉ કરતા'' ત્યારે મેં તરત સંભળાવ્યું : ''એકવાર જાહેરમાં બોલી જુઓ, પછી મને કહો.'' હું આઠેક મહિનામાં ચર્ચાસભાનો મંત્રી કેમ બન્યો એનું અચરજ હજી પણ મને થાય છે. મને એમ લાગે છે કે આનો યશ 'નૉ'ને જાય છે.

બ્લૂ ચડ્ડી અને સફેદ ખમીસનો ખાદીનો ગણવેશ મને પહેલી નજરે ગમી ગયો, પણ મુશ્કેલી એ હતી કે મારી પાસે બેથી વધુ ગણવેશ ખરીદવાના પૈસા જ નહોતા. આથી હું ગણવેશને કોઈ ઘરેણાંની જેમ સાચવતો થઈ ગયો. મને ગણવેશનો સૌથી મોટો ગુણ એ લાગ્યો કે એમાં સૌ સરખા. મિલમાલિકના છોકરા મિલમાલિક એમના ઘેર. અહીં તો બધા એકસરખા છોકરા. ગણવેશથી આખી શાળા એકસરખી દેખાય એ પણ મને જોવું ગમતું. એ દિવસોમાં ગણવેશનાં માઠાં પરિણામોની મને ખબર નહોતી. વર્ષો પછી લશ્કરપૂજાનો વિરોધ કરતો 'ગણવેશની આરતી' નામનો એક લેખ મેં 'સંસ્કૃતિ'માં લખ્યો ત્યારે પણ મને એમ તો થયા કરતું હતું કે શાળા સિવાય બીજે ક્યાંય ગણવેશ ન હોવો જોઈએ. મોટા માણસો ગણવેશ પહેરે ત્યારે

મને તેમાં બંદૂકના દારૂની ગંધ આવે છે.

આમ જુઓ તો આ પાંચે કોઈ અસાધારણ વાત નથી; પણ આ વસ્તુઓની મારા ચિત્ત પર જે છાપ પડી તે એટલી પ્રબળ હતી કે હું કોમળ અને કિલ્લોલ કરતી દુનિયામાં જઈ ચડ્યો હોઉં એવું લાગ્યું. વિદ્યાવિહારમાં આવ્યો તે પહેલાં શિયાળાની સાંજમાં હું ફરતો હોઉં તેવું લાગતું. વિદ્યાવિહારના પ્રથમ પરિચયનું વર્ણન કરવું હોય તો એમ કહું કે ત્યાં ગયો અને શિયાળાની સવારનો તડકો માણ્યો. મન કંઈક કરું કરું કરવા લાગ્યું. આવા વાતાવરણમાં મુગ્ધ વિદ્યાર્થી કવિતા ન કરે તો જ નવાઈ. વિદ્યાવિહારમાં આવ્યો તે પહેલાં આડી-અવળી જોડકણાં જેવી કવિતાઓ લખેલી. પણ અહીંયાં તો છંદ વિના આગળ વધીએ તો કવિતાયે શરમાય. આથી એકવાર હું માનતો હતો એવા એક શિખરિણી છંદમાં 'તારાને' એવા શીર્ષક સાથે મેં એક સૉનેટ લખ્યું અને પહેલી પંક્તિમાં પૂછ્યું :

'સખા શું બેઠા છો નભ પર બનીને ફિરસ્તા ?'

આ સૉનેટ લઈને હું ગયો ઝીણાભાઈ પાસે. એમણે સૂતાં સૂતાં આ કવિતા ભણી નજર કરી અને કહ્યું : "પહેલી પંક્તિમાં એક અક્ષર ખૂટે છે. શિખરિણીમાં સત્તર અક્ષર હોય છે." મેં એમને નવકવિના મિજાજથી કહ્યું : "સાહેબ, શિખરિણી છો ન રહ્યો. મારે આ પંક્તિ બગાડવી નથી." પછી એ સૉનેટનું શું થયું એ મને ખબર નથી પણ ઝીણાભાઈ સાથેની વાતચીત પછી એમ થયું કે આપણે પણ કંઈક લખવું. વિદ્યાવિહારે મારા ઉપર કેટલાય ઉપકારો કર્યા છે. એમાં સૌથી મોટો ઉપકાર એ છે કે તેણે મને લખતો કર્યો. આજે મારો ધંધો લખવાનો છે. એનાં બીજ જ્યાં નંખાયાં હોય ત્યાં, પણ તેના અંકુરો આંબાવાડીમાં ફૂટ્યા. લખી શકાય એવી શ્રદ્ધા મારામાં સૌથી પ્રથમ વિદ્યાવિહારમાં પ્રગટી. વિદ્યાવિહારમાં આવ્યે એકાદ વર્ષ થયું હશે ત્યાં કવિશ્રી રાજેન્દ્રનાથનું અવસાન થયું. તેમને અંજલિ આપવા માટે એક કવિતા લખવાનું મન થયું. છંદ કયો લેવો ? શિખરિણીસ્તો ! આ વખતે એક અક્ષર ખૂટ્યો નહીં, કાવ્ય 'વિદ્યાવિહાર' વાર્ષિકમાં છપાયું. આ કવિતાની આજે મને એક જ લીટી યાદ છે :

કવિ તું, દ્રષ્ટા તું, ભ્મવરણમહીં મુક્ત ઝરણું.

['શિયાળાની સવારનો તડકો'માંથી]



12

# નદી-વિચ્છેદ

ભગવતીકુમાર શર્મા

ગયા ત્યારે કેવળ ગમ્મતનો ભાવ હતો. પાછા ફર્યા ત્યારેય મનમાં મોજ રસળતી હતી. છતાં તેના ભીતરી સ્તરોમાં કશોક સૂક્ષ્મ, વિષાદની ઝાંયથી છંટાયેલો આહ્‌લાદ અવશ્ય હતો. ગયા રવિવારની વાત છે. હજી ચોમાસું ખાસ જામ્યું નથી એટલે સવારે ઉજાસ વહેલો પથરાઈ જાય છે. ઋતુઋતુનાં પ્રભાતો અને એ પ્રભાતોનાં ઉજાસ—ઝાંખપનું અવલોકન કરતા રહીએ તોયે જિંદગી સાર્થક લાગે. ગ્રીષ્મની સવાર જુદી—બેસતા ઉનાળાની, ઊતરતી ગ્રીષ્મની, વસંત અને ગ્રીષ્મના કે ગ્રીષ્મ અને વર્ષાના સંધિકાળની, વર્ષા અને શરદના સંધિકાળની સવાર નોખી—એની આભા ભિન્ન, એની ધૂસરતા અલગ; કોઈના સૌન્દર્યમાં વશેકાઈ નહિ. ફરક માત્ર આપણી દૃષ્ટિમાં. પ્રત્યેક ઋતુના મળસ્કાના સૂર્યનો મિજાજ પણ નીચો—ક્યારેક ધુમ્મસનો કેદી, ક્યારેક આકાશનો સમ્રાટ, ક્યારેક સંશયાત્મા અર્જુન જેવો, કદીક સકળ દ્વિધાભાવનું છેદન કરતા કૃષ્ણ સરખો.

સાડા છએ ગાંધી-પ્રતિમા નજીક પહોંચ્યા ત્યારે તો સ્નાનાર્થીઓની રફતાર શરૂ થઈ ગઈ હતી. એક મિત્ર મોડા પડ્યા—છેક કૉલેજથી આવવાના હતા, એટલે અમે પ્રતિમાની પાસેની રેઇલિંગ પર બેઠા. વર્ષોથી આ રીતે બેપરવાહ બની ગમે ત્યાં બેઠક જમાવી ન હતી—ગૃહસ્થાઈનો અંચળો એટલો સખત બની ચૂક્યો છે. આમેય હું થોડોક કન્ડીશન્ડ માણસ છું. અલગારીપણું મારામાં લગભગ નથી. હવે તે કેળવી શકાય તેમ નથી. ક્યારેક હું એ ગુણને માટે ઝૂરી પડું છું. ફાવે તેમ ઉજાગરા કરવા, મોડી રાત્રે કોક લારી પર કિટ્સન લૅમ્પને અજવાળે પાઉં-ભાજી ઝાપટવાં, સવારે તડકા માથે ચઢી આવે ત્યાં સુધી ઊંઘ્યા કરવું, કશા જ કારણ વિના ઑફિસમાં ગુલ્લી મારવી, પ્રહરો સુધી અહેતુક વાતો કર્યા કરવી, નિરુદ્દેશે, કોઇનાયે સંગાથ વિના, સ્થળ વિષે પૂર્વયોજના કર્યા વગર રખડવા નીકળી પડવું, ભાતભાતના માણસોના પરિચયમાં આવવું, મારા રસક્ષેત્રની બહારના આદમીઓની સાથે પણ નિ:સંકોચ ભળી જવું, નિયત સમયનું નિર્દંભપણે પાલન ન કરવું, એ બધું મને અનુકૂળ આવ્યું નથી ને તેથી હું ક્યારેક ક્યારેક મનોમન પીડાયો—વલોવાયો છું; રેલવેના સમાંતર પાટા જેવી કે મ્યુનિસિપાલિટીના બિલ સરખી એકધારી,

નિયમિત—અને તેથી નિયંત્રિત બનાવી મૂકેલી જિંદગીનો અણગમો આવ્યો છે.

અને તેથી જ તે વહેલી સવારે સામાન્યત્વે જ્યાં રઝળુઓ, ગુંડાઓ, બેઘર લોકો, બૂટપૉલિશવાળા છોકરાઓના અડ્ડા હોય છે તે રેઇલિંગ પર પગ ફેલાવીને બેસવામાં રોમાંચનો અનુભવ થયો.

તેમાં અમારા વેશ ! હંમેશાં સફાઈભર્યાં પેન્ટ-શર્ટ પહેરનારા અમે ત્યારે માત્ર પાયજામો અને ખમીસભેર હતા. મેં ધોતિયું—એટલે કે પંચિયું,* અને ગંજીફોક પહેર્યાં હતાં ને પગમાં ચંપલ નહોતી. એક તો વળી ટૂંકી ચડ્ડી જ ચઢાવી હતી. (પહેલાંના પુરુષો ઘરમાં ઘણું ખરું ટૉપલેસ જ રહેતા—શિયાળાને બાદ કરતાં. એમને મન અંગરખું, કોટ, પહેરણ કે બાંડિયા અથવા બદન કરતાંય માથા પરની ટોપી કે પાઘડીનું વિશેષ મહત્ત્વ રહેતું. કેટલીયે વાર પિતાજીને ખુલ્લે પગે. ધોતિયું કે પંચિયું પહેરીને અને માથે ટોપી મૂકીને બહાર જતા-આવતા જોયા છે. બહુ બહુ તો ઉપરણું કે ખેસ ઓઢ્યાં હોય. ટોપી પહેર્યા વિના પત્ર કે હિસાબ તો લખી જ ન શકાય. ટોપી-શૂન્યતા એટલે મૃત્યુની ઘટના એવી ગ્રંથિ તે પેઢીના પુરુષોમાં ખીલાથીયે વધુ દૃઢતાથી અંકિત !) આંખોને ને મનને બધું નવું નવું લાગતું હતું.

પછી અમે પેલી રફતારમાં જોડાઈ ગયા—કિનારે પહોંચ્યા. તાપીનાં મેલાં પણ

---

* આ 'પંચિયા સંસ્કૃતિ' તો હવે લગભગ લુપ્ત જ ! પંચિયું, છીટી, ગમછો, ધાબળી વગેરેનીયે એક સંસ્કૃતિ જ હતી. ઘરમાં પુરુષો પંચિયું જ પહેરે, નહાતી વખતે છીટી કે ગમછો વીંટી લે; ત્યારે બાથરૂમો નહિ પણ ચોકડીઓ હતી ને એમાં 'બર્થડે સૂટ' પહેરીને કદી નાહી જ ન શકાય ! યાદ છે, પિતાજી પાછળથી ઘરના નવા કરાવેલા બાથરૂમમાં નહાતા ખરા, પણ હંમેશાં છીંટી કે પંચિયું પહેરીને જ અને સ્નાનગૃહનું બારણું અધખુલ્લું રાખીને જ ! છીટી વળી કેટકેટલાં કામમાં આવતી ! —બેધિંગ-કૉશ્ચ્યુમ કે નાઈટ-સૂટથી માંડીને હાથરૂમાલ અને ફાળિયા - ફેંટા સુધીની એ ગરજ સારતી ! ને એનો કાપેલા તરબૂચના ગર જેવો લાલ રંગ ! ને પીળાં—કધોણાં પડી ગયેલાં પંચિયાં ! આજથી ચાળીસ-પચાસ વર્ષ પહેલાં શહેરોમાંયે ડોસાઓ, જુવાનિયા ને પ્રૌઢો ઓટલે બેસીને જ હજામત કરાવતા ને તે આ છીટી કે પંચિયું પહેરીને તે પછી નાહ્યા સિવાય કોઈને સ્પર્શમાત્ર ન કરતા ! તે કાળની સ્ત્રીઓ શૌચાલયે જઈ આવ્યા પછી અચૂક સ્નાન કરતી ને ક્યારેક તેમાં ઘણાં પુનરાવર્તનોનો સંજોગ ઉપસ્થિતિ થાય તો ચોકડી પાસેની ખીંટી પર પહોળો સાડલો રાખી નિઃસંકોચ નિર્વસનાવસ્થામાં ચોકડીમાં બે લોટા ઢોળી લેતી ! બરાબર યાદ છે, કે પિતાજી સ્નાન કરતી વખતે શરીર કરતાંયે પહેરેલું પંચિયું તસુએ તસુ પલળે એનો વિશેષ આગ્રહ રાખતા ! આપણો સ્નાનમહિમા અને એની ક્રિયા-પ્રક્રિયા વિષે તો આખું પુસ્તક લખી શકાય ! ચોકડીથી માંડીને સમુદ્રના સ્નાન સુધી વિસ્તરેલી આપણી સ્નાનધારાનું ફલક જ કેવું મોટું છે ! અને એની 'ફ્રિક્વન્સી' વિદેશીઓને અને વિધર્મીઓને તો ચકિત કરી મૂકનારી જ ! કોઈપણ ક્રિયા, પર્વ, પ્રસંગ, વ્રત, વ્યવહારનો આદિ, (ક્વચિત્ મધ્ય) અને અંત ઘણુંખરું સ્નાનથી જ આવે ! સ્નાનને ભારતીય—હિંદુ સંસ્કૃતિનો પર્યાય ગણી શકાય ! જોકે હવે આપણે શાવર-બાથ, સ્ટીમ-બાથ, ટૅંચ-બાથ અને સૉના-બાથ સુધી આવી પહોંચ્યા છીએ !

સભર પાણીનો વિશાળ પ્રવાહ જાણે દૃષ્ટિમાં સમાઈ શકતો ન હતો. આકાશમાં ઉજાસ ઊપસી આવ્યો હતો, પણ આંખો આંજી નાખે એવું અજવાળું ન હતું. 'ઉજાસ', 'અજવાળું', 'તેજ', 'અંજવાસ', 'પ્રકાશ', 'દ્યુતિ', 'આલોક', 'આભા,' 'કિરણ,' 'ભર્ગ,' —આ બધા પ્રથમ દૃષ્ટિએ સમાનાર્થી લાગતા શબ્દોની અર્થછટામાંના સૂક્ષ્મ ભેદો પણ માણવા જેવા છે, નહિ ? અંજવાળા-અંધારાની એક સંધિક્ષણે મને એકસાથે અકળાવ્યો છે અને આહ્લાદ આપ્યો છે. આ અનુભવ મારો એકલાનો નથી, બધાનો છે. ચિત્રગૃહમાં પ્રવેશીએ, મોડા પડ્યા હોઈએ, પહેલો કે બીજો શો હોય; બહારનું હોબ્બેસ અજવાળું અને અંદરનો નિબિડતાનો છેતરામણો આભાસ રચતો અંધકાર —કાંઠા પરથી અચાનક જ સમુદ્રમાં ધકેલાઈ જઈ ગૂંગળામણ અનુભવતા હોઈએ એવો એ અનુભવ ! સવાલ બે-ત્રણ મિનિટોનો જ હોય છે, પણ ખુરશીઓ, અગાઉથી નિરાંતે આવીને ગોઠવાઈ ગયેલા કે આપણા જેવા જ અનુભવમાંથી પાર ઊતરી ગયેલા પ્રેક્ષકો સાથે અથડાતાં-કુટાતાં, સીટનો નંબર શોધવાનાં ફાંફાં મારતા આપણે જેમતેમ આપણી બેઠક સુધી પહોંચીએ, ગોઠવાઈએ, દૃષ્ટિને પરદા પર સ્થિર કરીએ, બે-પાંચ મિનિટ એમ જ તમસની ખીણમાં વીતી જાય, અને પછી સકળ દૃશ્ય ઊઘડવા માંડે, પ્રેક્ષકોની હરોળો, સ્ત્રી-પુરુષોના ચહેરાઓ આછાં આછાં દેખાવા લાગે, અને ત્યારે હળવા અફસોસ સાથે થઈ આવે : અરે, અંધકારના આવા છીછરા પાણીમાં આપણે ડૂબી જવાની ભીતિ સેવી બાથોડિયાં ભરતા હતા ? ! અને પછી તો ચલચિત્રના પ્રવાહમાં તેજ-તિમિરની સંધિ-ક્ષણનો એ અનુભવ પણ આપણે વીસરી જઈએ— ફરીથી ફિલ્મ જોવા જઈએ અને મોડા પડીએ ત્યાં સુધી !

આકાશમાં ઉજાસ હતો, પણ ભડક અજવાળું ન હતું એટલે ડહોળાં પાણી વધારે ઠાવકાં લાગતાં હતાં. આમેય તાપી નર્મદા જેવી નીતરી, દર્પણિયા નદી નથી. તાપી ઉપરનું આકાશ પણ મને ઘણીવાર મ્લાન લાગ્યું છે. જળ ડહોળાં અને આકાશ મ્લાન; બન્ને પરસ્પરનાં પૂરક ! એકવાર જ્યારે સૂર્યપુત્રી જળપ્રલયથી રમણે ચઢી હતી ત્યારે પ્રથમ એનાં મલિન જળ જોયેલાં ને પછી ઘેરી મ્લાનતાથી લચી લચી પડતું આકાશ નિહાળેલું : આકાશનો એ વિષાદગ્રસ્ત ચહેરો આજ સુધી વીસરી શકાયો નથી—કોક મૃત્યુની અવસાદપૂર્ણ ક્ષણની જેમ ઓથાર શો હૃદયને તળિયે પડ્યો પડ્યો કદીક ધીમું કણસી લે છે.

એક તરફ ભિક્ષુકોની કતાર. આ બાજુએ ભૂદેવો. સ્ત્રીઓ અને પુરુષો કપાળે તિલક કરાવતાં હતાં, હાથ જોડતાં હતાં, દક્ષિણા ધરતાં હતાં. ભૂદેવના મુખમાંથી કશાક સ્પષ્ટ-અસ્પષ્ટ મંત્રો ઉચ્ચારાતા હતા. એ મંત્રો નાનપણથી સાંભળતો આવતો હતો અને ક્વચિત્ ક્ષોભપૂર્ણ સ્વરે ઉચ્ચાર્યા પણ હતા, તેથી મારા પૂરતા તો તે મહદ્ અંશે સ્પષ્ટ જ હતા. ભક્તિવાચિત લાગતાં એ નર-નારીઓમાં જોડાઈને કંકુનો ચાંદલો કે ચંદનનો લેપ કરાવવા જેટલા તો અમે શ્રદ્ધાળુ રહ્યા ન હતા, (ભારતીય સ્ત્રી-પુરુષોનાં કપાળ અને તેના પર કંકુ, ચંદન, સિંદુર, ભસ્મ, ગોરોચન આદિનાં થતાં તિલક, અર્ચા, ત્રિપુંડ, ટીલાં વગેરેના આકાર—પ્રકાર—રંગ—મહિમા વગેરેનું પણ એક

નાનકડું, અલગ વિશ્વ છે. ભારતીય સ્ત્રી કે પુરૂષ કપાળ પરનાં આ ચિહ્નો કે તેના અભાવ પરથી યે તમે તે વ્યક્તિના સામાજિક, ધાર્મિક, આર્થિક સ્થાન પરિવેશ વિષે ક્ષણાર્ધમાં કેટલું બધું કલ્પી-જાણી શકો ! હવે એ અનુકૂળતા માત્ર સ્ત્રીઓ પૂરતી મર્યાદિત રહી છે ને તેય એ ચિહ્નોની જોડાજોડ ભૂંસાતી-અળપાતી જાય છે !) એટલે 'અહીં છબી પાડવાની મનાઈ છે' એવા પાટિયા પર નજર નાખી અમે શરીરના ઉપલા ભાગનાં વસ્ત્રો ઉતાર્યાં.

એ સાથે જ મન પરથી યે જાણે કશીક કાંચળી ઊતરી ગઈ. જાહેરમાં વર્ષો પછી આ રીતે અર્ધ કે તેથી ય વધુ અંશે વસ્ત્રમુક્ત બની શકાયું હતું. આપણી વસ્ત્રપ્રીતિ તો શયનખંડમાંયે ક્યાં આપણો સાથ પૂરેપૂરો કે દીર્ઘ સમય માટે છોડે છે ? હમણાંથી મારી બિલાડી સાથે રમતાં મને ઘણીવાર વિચાર આવે છે, કે પશુ-પંખી નિર્વસ્ત્ર છે અને તેથી તેમાં કશુક અભદ્ર-અશિષ્ટ છે એવો આપણને સભાનપૂર્ણ ખ્યાલ હજી સુધી નથી આવ્યો એ આપણું કેવું મોટું સદ્‌ભાગ્ય છે ! કલ્પના કરો કે બિલાડી, કૂતરો, મેના, કોયલ કે વાઘ મૅચિંગ ને લેટેસ્ટ ફૅશનનાં વસ્ત્રોમાં સજ્જ હોય ! એમનું બધુંયે પ્રાકૃતિક ને નિરાડંબરી ને નિર્વિકાર રુદ્ર-રમ્ય સૌન્દર્ય તે જ ક્ષણે અળપાઈ જાય !

શરીરની સાથે મન પણ ખુલ્લું બન્યું હતું—ઊગતા સૂર્યનાં કિરણોને ઝીલવા તત્પર, સરિતાનાં પાણીમાં લંગોટીભેર કમ્મરપૂર ઊભા રહી સૂર્યને અર્ધ્ય આપતો કોક ઋષિ અને સમુદ્રતટે બિકિનીભેર સૂર્યસ્નાન કરતી પાશ્ચાત્ય મહિલા—એ બંને દૃશ્યો સરખાં જ રોમાંચક બનવાં જોઈએ ! ...પણ મારા શરીર પર જે ઝિલાતાં હતાં તે કિરણો ન હતાં; અતીતનાં સ્મરણોની તેજ ટશરો હતી.. વર્ષો પહેલાં બાલ્યાવસ્થામાં પિતાની આંગળી પકડીને તાપીતટે આવવાનું બનતું. એ ઘણુંખરું તો રવિવાર જ હોય. પિતાજી બજારમાંથી નવટાંક-પાશેર દૂધ એક ટબૂડીમાં લઈ લેતા. આ ટબૂડી એટલે ટબૂડી જ—ન લોટી, ન લોટો. હજી આજેય મારા એક સિવિલ એંજિનિયર મિત્ર મારે ઘેર આવે છે ત્યારે જળવાઈ રહેલી પિત્તળની એક ટબૂડીમાંથી સીધું પાણી પીવાનું ચૂકતા નથી, ને મારો એક બીજો જુવાન કવિમિત્ર ક્યારેય પ્લાસ્ટીક કે કાચના પ્યાલાનાં પાણી પીવાનું પસંદ કરતો નથી. સ્ટેનલેસ સ્ટીલ અને કાચ-પ્લાસ્ટિકના આગમને પિત્તળ, કાંસુ, તાંબુ, જર્મન, જસત ઇત્યાદિનું કેટકેટલું ધાતુ-વૈવિધ્ય આપણી પાસેથી છીનવી લીધું છે !

પછી અમે તાપી કાંઠે આવતા, પરિચિત ભૂદેવની 'છાપરી' પર બેસતા, થોડીક વાતો ઊપસતી, યજમાનો આવ્યે જતા. વાતોની સાથોસાથ જ યંત્રવત્ શ્લોકો ઉચ્ચારાયે જતા, ચાંદલો કરવા ભૂદેવના જમણા હાથનો અંગૂઠો લાકડાની કંકાવટીમાં ઝબોળાઈને યજમાન સ્ત્રી યા પુરુષ કે બાળકના કપાળ તરફ ઊંચકાતો. ત્રિપુંડ કે વૈષ્ણવી ટીલું કરવા માટેનાં પિત્તળનાં સાધનો ત્યારે મનમાં ખૂબ કુતૂહલ પ્રેરતાં. પાથરેલાં વસ્ત્ર પર સિક્કા પડતા. ભીનાં કપડાંની વિશિષ્ટ વાસ આવ્યા કરતી. એ 'છાપરી' પરથી જ છીટી મળી રહેતી—ઉછીની ! એ પહેરી લેવાની. કાદવથી ચીકણાં બનેલાં,

ઠેકઠેકાણેથી તૂટેલા ઓવારાનાં પગથિયાં પર સંભાળપૂર્વક પગ ટેકવી પાણી સુધી પહોંચવાનું. પાણી ઠંડુ લાગ્યા વિના ન રહે. કોણ જાણે કેમ પણ બધી ઋતુઓમાં નદી-સમુદ્રનાં પાણી ઘણું ખરું ઠંડાં જ હોય છે. શરીર ધ્રૂજારી અનુભવે. ટબૂડીમાંનું ચાંગળુક દૂધ અસ્ખલિત જળરાશિમાં પધરાવી દેવાય. પાણીની સપાટી પર સફેદ રંગનો એક લીસોટો—જેટ વિમાનની ધુમ્રસેર જેવો—ઊપસે-ન ઊપસે ત્યાં વિલીન થઈ જાય—ઝાડીમાં સરકી જતા સાપની માફક ક્ષીર અને નીર એકાકાર. કિનારા પરથી થોડાક ચણા ખરીદ્યા હોય તે પાણીમાં નાખીએ એ ખાવા આવતી અને ગતિના ચંચલ લય-વર્તુળો રચતી માછલીઓ જોવામાં અગાધ રસ પડે... પાણીનો ડહોળો રંગ, શ્વેત દુગ્ધ-રેખા, ચણાનો પીળો રંગ અને માછલીઓનું વ્યાપક રંગવૈવિધ્ય—એક કોલાજ રચાઈ જતું રંગોનું.

તાપી ત્યારે 'તાપી માતા'ને નામે જ ઓળખાતી, વહાલ અને વંદનીયતાનો બેવડો રણકો એ એક શબ્દમાંથી સ્ફુરી રહેતો. જેમ 'નર્મદામૈયા' તેમ 'તાપી માતા'. એ નામની વર્ષગાંઠ પણ આવતી. —હજીયે આવે છે, પણ આજના યંત્રયુગમાં તેનો મહિમા ઘટી ગયો છે. નદીની વર્ષગાંઠ હોઈ શકે એ સત્ય ત્યારે અને આજેય હૃદયને વિભોર બનાવી દે છે. શી રીતે નક્કી થતી હશે નદીઓની વર્ષગાંઠ ? એ તિથિ ? જેણે એ કર્યું હશે તેની કલ્પનાશીલતાને પ્રણમું.

અને તાપીની જન્મગાંઠ તો અષાઢ મહિનામાં આવે ! આમેય તાપી તેના જળબાહુલ્ય માટે સુખ્યાત છે. અષાઢમાં તો તેનો જળરાશિ સાચે જ જોબનવંતો બન્યો હોય. આવી વિપુલસલિલા તપ્તીની ત્યારે જન્મગાંઠ ઊજવાય એ સમુચિત અને સાર્થ ખરું જ. એ દિવસે તો ટબૂડી, દૂધ અને સ્નાનનો ક્રમ અચૂક જળવાતો. નદીકાંઠે લોકોની ખાસ્સી ભીડ રહેતી. પણ પછી એ ક્રમ ભૂંસાતો ગયો. આટલા બધા પાણીમાં દૂધ શા માટે વેડફવું એવો પ્રતિવાદ પણ ક્યારેક થઈ જતો. આ નદીને કાંઠે જ જન્મ્યો છું, ઊછર્યો છું, ઘરથી માંડ પાંચસો-સાતસો પગલાં તે દૂર. ઘર પર એકાદ માળ વધુ હોય તો તેને બારીમાંથીયે જોઈ શકાય. રોજ એનું જ પાણી પીઉં છું, છતાં આ નદીનો મારા જીવનમાં—એના એક સંતાનના જીવનમાં કશો મહિમા—મહિમા તો ઠીક, કશું મહત્ત્વ કે સ્થાન રહ્યું નથી એવો ખ્યાલ છેલ્લા થોડાક સમયથી વારંવાર તીવ્રતાથી મનમાં આવે છે. નદીકિનારે થોડોક સમય ગાળવાની વૃત્તિયે રહી નથી. એમાં સ્નાન કર્યે વર્ષો વીતી ગયાં છે. યાદ છે : બળેવને દિવસે નદીતટે યજ્ઞોપવીત બદલવા જવાનું એટલા માટે જ ગમતું કે તેમાં સરિતાસ્નાનનો અવસર મળતો. યજ્ઞોપવીત હજી ખભે, વળગણીએ લટકતા જૂના વસ્ત્રની જેમ, ટકી રહ્યું છે, પણ શુભ્ર યજ્ઞોપવીત જેવો નદીનો જળપ્રવાહ મારાથી ફંટાઈ ગયો છે.—અથવા કહો કે મેં વહેણ બદલ્યું છે. આવડો મોટો અને નિરંતર પ્રવાહ મારી નિકટથી વહી રહ્યો છે, છતાં તે પ્રત્યેની કશી મધુર સભાનતા મારા મનમાં બચી શકી નથી એના ડંખથી વારંવાર ઘવાઉં છું અને છતાં એ સભાનતા હવે, કલમ કરેલા ફૂલછોડની જેમ, ફરીથી મનમાં ઉગાડી શકાતી નથી. મનના કિનારાઓ પર વ્યવહારજગત

સતત સુક્કી રેતી પાથરતું રહ્યું છે.

જ્યારે સ્વાસ્થ્ય કથળે ત્યારે જ પુલ પર ફરવા જવું એવો અલિખિત નિયમ, કોક ગાંઠની જેમ, મનમાં બંધાઈ ગયો છે. સ્વાસ્થ્ય અવારનવાર કથળે તો સારું એવી ઇચ્છા પણ ક્યારેક મનમાં ફૂટી નીકળે છે, જેથી નદીનું સાંનિધ્ય માણી શકાય. પુલ પર ક્યારેક અભાનપણે ઉતાવળે પગલે ચાલતો રહું છું; અડધો પુલ વટાવું છું પછી જ ઓચિંતો ખ્યાલ આવે છે, કે મારે ડાબે-જમણે પડખે તો આવી મોટી નદી વહી રહી છે ને હું જ એના તરફ બેધ્યાન! અપરાધભાવનો અનુભવ ભીતરમાંથી ઊછળી આવે છે, પછી નદી તરફ ટગર ટગર જોયા કરું છું, 'મૉર્નિંગ વૉક' પૂરી કરીને પુલ પરથી પાછા ફરતી વખતે નદીનાં પાણી તરફ વારંવાર પાછળ ફરી દૃષ્ટિપાત કરી લઉં છું—જાણે એ ફરી ક્યારેય જોવા મળવાનાં ન હોય. હું પુલ પર અને નદી નીચે. અમારી વચ્ચે કેટલું બધું અંતર ! ત્યારે જાણે નદી સ્વયં એક કિનારામાં પલટાઈ ગઈ હોય અને હું બીજે—એટલે કે સામે કાંઠે હોઉં એવુંયે લાગે ! વચ્ચે રિક્તતા. શેનો બન્યો હશે એ રિક્ત પટ ? મારા વિચ્છિન્ન વિસ્મયનો ?...

શિયાળાની વહેલી સવારે અનેક યાયાવર પંખીઓ નદીતટે ઊમટી આવે છે. એ પંખીઓ મોટેભાગે સફેદ રંગનાં હોય છે. ધૂસર ઉજાસમાં વધારે મ્લાન લાગતાં પાણીની પાર્શ્વભૂમાં એ શ્વેત પંખીઓ વિશેષ સોહામણાં લાગે છે. માછલી પકડવા તેઓ વારેવારે જળની સપાટી પર ઝપટ મારે છે અને હું એ યાયાવર પક્ષીઓ જેટલોય મારા નગરની નદીથી નિકટ નહિ. 'નદીની રેતમાં રમતું નગર મળે ન મળે'ના રચયિતા આદિલ જેથી તીવ્ર વિરહભાવ પણ કેમ નથી ઊપસતો મારા ચિત્તમાં ? હું વિચ્છેદિત—જીવનધારાથી.

હવે તો આ નદીએ મારા ફળિયા સુધી સામે ચાલીને આવવાનુંયે ત્યજી દીધું છે. પહેલાં એ બેપાંચ વરસે એવું સાહસ કરતી. એ અભિસારિકા બની જતી. લોકો એના વિફરાટથી ભયભીત બનતા. એ વિનાશિની પણ બનતી, તોય વિરહી યક્ષની જેમ હું એનું સ્વાગત કરવા ઉત્સુક રહેતો. એ થોડાંક ડગલાં છેટી રહી જતી અને પછી પાછી વળી જતી. હવે એ મર્યાદાબદ્ધ ગૃહિણી શી ઠાવકી બની ગઈ છે. એની આ ઉપેક્ષા મને ડંખે છે. મારી બેદરકારીનું એ આ રીતે વેર વાળતી હશે.

અને છતાં ક્યારેક ક્યારેક એ નદીનું સાંનિધ્ય અનુભવ્યું છે—મારી વિષાદમય, વ્યથાપૂર્ણ ક્ષણોમાં. સ્મશાનો ઘણુંખરું નદી-કાંઠે જ શા માટે હોતાં હશે ? એવી ક્ષણોમાં નદી અને મારી વચ્ચેનું અંતર વધી જતું હોય છે—અથવા કદાચ ઘટી પણ જતું હોય—હા, ઘટતું જ રહે છે.

પેલી એક વહેલી સવારે નદીમાં ઝબોળાયો તે હું અને એમાંથી બહાર આવ્યો તે હું, એક ન હતા.

['શબ્દાતીત'માંથી]

13

# વસંત-મનની અવસ્થા

**હરીન્દ્ર દવે**

થોડાંક પરિચિત સ્વજનો સિવાય ઘણીવાર રસ્તામાં કોઈ મળે ત્યારે એમનો ચહેરો યાદ હોય, પણ એ ચહેરા સાથે સંકળાયેલું નામ હોઠે ચડે જ નહીં એવું બને છે. એવું જ ફૂલો સાથે બને છે. ગુલાબ કે સૂરજમુખી જેવાં પરિચિત ફૂલોને બાદ કરતાં ભાગ્યે જ કોઈ ફૂલને હું નામ પાડીને ઓળખાવી શકું. નામ પાડીને ઓળખાવી ન શકું, તોયે મને લોકો ગમે છે. એ જ રીતે નામ પાડીને ઓળખાવી ન શકું તોયે મને ફૂલો ગમે છે.

વૃક્ષોનું પણ એવું જ છે. ધીરુબહેન પટેલે 'કણજીનાં ફૂલ' પર એક લેખ લખ્યો ત્યારે કણજીના વૃક્ષને ઓળખાવ્યું હતું. મને ભય છે કે હવે એ વૃક્ષ પાસેથી પસાર થાઉં તો કદાચ વૃક્ષ મને ઓળખી કાઢે પણ હું એને ન ઓળખી શકું ! કેટલાક જાણે મિત્રોની વાત કરતા હોય એ રીતે વૃક્ષોની વાત માંડે ત્યારે એમને પ્રસન્ન ઇર્ષ્યાથી જોઈ રહું છું.

પંખીઓના ટહુકા ગમે છે. રંગો ગમે છે. ક્યારેક બારી પર બેસી કાગડો વ્યવસ્થિત રીતે 'કા' 'કા' 'કા' એમ ત્રણ વખત બોલી અટકી પાછું એના એ જ સૂરનું પુનરાવર્તન કરી કશુંક બોલતો હોય ત્યારે એમાંથી કોઈ અર્થ શોધવાનો પ્રયત્ન કર્યો છે. કબૂતરોના ઘુઘવાટા સાંભળ્યા છે, અને ક્યારેક ભોળાં મનાતાં કબૂતરો કાગડાને ઉડાડી મૂકે એવું દશ્ય પણ જોયું છે. પણ મુંબઈ શહેરમાં નજરે વાગે એવાં પક્ષીઓ આ બે જ—કબૂતર અને કાગડો. બીજાં કેટલાંક કાને અથડાય છે, પણ એને જોવાનો સમય જ હોતો નથી. પછી ઓળખવાનો સમય તો ક્યાંથી જ મળે ?

કવિ મકરંદ દવે સાથે ગોંડલના હાઈવે પર એકાદ સરોવર પર થોડાંક પંખીઓ જોયાં હતાં. જાતજાતનાં નામો સાંભળ્યાં હતાં. પણ ઓચિંતા એકવાર મળી ગયેલા માણસો ખૂબ ગમી જાય તોપણ તેમનાં નામ અને ચહેરાને એકસાથે સાચા ક્રમમાં ગોઠવી ન શકાય અને 'ટી'ના કોયડાની માફક બધું ગોઠવાયા વિનાનું રહી જાય એવું બને છે. આ કોયડામાં જે ગોઠવાતું નથી એ તો મન જ છે : પેલો 'ટી' તો ગોઠવાઈ શકતો જ હોય છે.

ન પંખીને ઓળખી શકે, ન વૃક્ષોને, ન ફૂલોને : આવા માણસ પાસે વસંત

ઋતુ પર લેખ લખાવવા જેવી બીજી સજા કઇ હોઈ શકે ?

મેં થોડી પદ્યરચનાઓ કરી છે, એટલે કદાચ તંત્રીને આ વિષય માટે હું યોગ્ય લાગ્યો હોઈશ. એટલે મેં વસંતની કોઈ કવિતા કરી છે કે નહીં, એની શોધ કરવા બેઠો : હા, ક્યારેક ફાગણની એમાં વાત આવી છે. પણ પેલા પ્રકૃતિના અસીમ સૌંદર્ય-લોકનો ઊંડો પરિચય તો હું આપી જ શક્યો નથી.

શૈશવમાં ગામડાં જોયાં છે. પણ સૌરાષ્ટ્રનાં ગામડાંમાં પીવાનું પાણી પણ એ જમાનામાં દુર્લભ હતું ત્યારે વસંતના કવિએ ગાયેલા વૈભવનો તો ખ્યાલ ક્યાંથી જ આવે ? કૉલેજમાં ભણવામાં આવેલી સંસ્કૃત કવિતામાં જે વસંતનો પરિચય મળ્યો હતો, એ તો જાણે અપરિચિત જ રહી છે.

છતાં વસંતની વાત લખવા માટે હું પાત્ર નથી, એવી કબૂલાત કરવા માગતો નથી. વસંતના રોમાંચક અભિગમની બાદબાકી કરી નાખું છું, એટલું જ કહું છું. વસંત એટલે ફૂલો, વૃક્ષો અને પંખીઓ-એ સત્ય હશે પણ એથીય સવાયું સત્ય છે, વસંત એટલે મનની સ્થિતિ.

ઉર્દૂ ભાષાના કવિ મીરની એક વાત છે કે એમના એક મિત્રે એક સરસ ઘર તેમને રહેવા કાઢી આપ્યું. એમાં મીર જ્યાં બેસી કવિતા રચતા એ ખંડની બારીની બહાર એક સુંદર ઉદ્યાન પણ હતું. મિત્રે એમ માન્યું હતું કે કવિ હંમેશાં બારીએ બેસી ઉપવનના વૈભવને નિહાળી પ્રેરણા મેળવતા હશે. એટલે જ એક દિવસ તેઓ કવિને મળવા ગયા ત્યારે બારી બંધ જોઈ સહેજ નવાઈ પામ્યા. પછી સહેજ સંકોચ સાથે પૂછ્યું 'આ બારીની પાછળ સરસ મઝાનો બાગ છે. તમને એ ગમે છે ?'

'ત્યાં બાગ પણ છે ?' મીરે વિસ્મયથી પૂછ્યું : અને પછી પોતાનાં લખાણોનાં કાગળો અને પુસ્તકો સામે જોઈને કહ્યું : 'એ તો મેં કદી જોયો જ નથી. મારા આ બાગની ચિંતામાંથી પરવારું ત્યારે બીજો કોઈ બાગ યાદ આવે ને !'

વસંત એટલે મનની સ્થિતિ એ વાતનો થોડોક અણસાર આ પ્રસંગમાંથી મળી શકે. નહીં તો થોડાક કાગળ અને એના પર પાડેલા થોડાક અક્ષરો : એમાં વસંત જોવાનું કઈ રીતે શક્ય બને ? વસંત એ છ ઋતુઓમાંની એક તો ખરી જ : આપણા કવિઓએ જેનાં ગીત ગાયાં છે એ ખરેખર વસંત ઋતુ જ છે ? કે પછી એમના ચિત્તની જ કોઈક અવસ્થા છે.

વળી વસંત એ કંઈ કવિની સુવાંગ સંપત્તિ નથી. કદાચ વસંત પર સૌથી છેલ્લો હક કવિનો પહોંચે છે. હવામાં, ધરતીના મૂળમાં, વૃક્ષો પર ફૂટતી કૂંપળોમાં, પંખીઓના રંગોમાં અને ટહુકાઓમાં, ફૂલોની પાંખડીઓમાં અને સૌરભમાં, પુષ્પોમાં અને પાંદડાંઓમાં માળો કરી વસતી જીવસૃષ્ટિમાં, તો ક્યારેક આવી કોઈ લીલોતરી દૃશ્યમાન ન હોય એવી નિર્જનતામાં, રેતીમાં, સૂર્યના તડકામાં કે રાત્રિના અંધકારમાં, વસંતનો સૌ પ્રથમ આવિષ્કાર થતો હોય છે. પછી એનો પ્રથમ અનુભવ થતો હોય છે, એ લોકોને, જેમને એ ગમે છે, પણ શા માટે ગમે છે એની ખબર નથી હોતી.

કશુંક બદલાયું છે એનો ખ્યાલ આવે છે; છતાં શું બદલાયું છે એની જાણ નથી થતી. એક વૃક્ષને રોજ જોતા હોઈએ ત્યારે એકાએક એના જીર્ણ પરિવેશનું રૂપાંતર સઘન લીલાં પર્ણો અને પુષ્પોમાં થઈ જાય, ત્યારે રોજ મળતા સ્વજનના દૂબળા થવાની કે સારા થવાની જાણ ન થાય એમ જ બનતું હોય છે ! આમ વસંતનો સૌ પ્રથમ અનુભવ માણસ તરીકે થતો હોય છે. એવા માણસમાં કોઈ કવિ હોઈ શકે, કોઈ ચિત્રકાર હોઈ શકે, કોઈ હિસાબનીશ હોઈ શકે, કોઈ ખેડૂત હોઈ શકે, કોઈ વેપારી હોઈ શકે ! તેઓ વસંતનો અનુભવ કરે છે, તેથી અજાણ પણ હોઈ શકે. છતાં વસંતનું તેમના જીવનમાં ક્યાંક કોઈક સ્થાન હોય છે.

એમ તો શહેરમાં પણ ઋતુઓ ઓળખાય છે. ક્યારેક વરસાદમાં ભીની માટીની સોડમ આવે છે; ક્યારેક ગ્રીષ્મનો તડકો ઓળખાતો હોય છે : પણ જ્યાં વૃક્ષો ભાગ્યે જ દેખાય અને પંખીઓ હોય તોયે જોવાનો અવકાશ ન હોય એવા વાતાવરણમાં પાનખર કે વસંત ક્વચિત્ જ ઓળખાતાં હોય છે !

છતાં વસંતનો અનુભવ સૌ કોઈ કરે છે. કુદરતમાં વસંત નથી, એવું તો કઈ રીતે માની શકાય ? વસંતનું ઇશ્વર જેવું છે. એ પોતે ક્યારેય હાજરી પુરાવવા સ્થૂળ દેહે દેખાય નહીં, પણ તન્મયતાથી તમે પ્રતીતિ માગો તો મળ્યા વિના રહેતી જ નથી. તમે જરા સજાગ રહીને અનુભવો તો સ્પર્શતી હવામાં વસંત ડોકાઈ જાય છે; પણ હવામાં કે ફૂલોમાં જેની પ્રતીતિ સાંપડે છે એ એક વસંત છે, એક બીજી વસંત છે — જે જ્ઞાનયોગીના ઈશ્વરની માફક દુરારાધ્ય છે. એ એનાથી તમે અજાણ હો ત્યારે હોય છે. પણ એ છે એવી થોડીક સભાનતા-સજાગતા આવી કે થયું; એ વરાળની માફક ઊડી જશે. એનો સંબંધ સુખ કે દુઃખ સાથે નહીં, મનની કોઈ અવસ્થા જોડે છે. દેખીતી રીતે જેને દુઃખ કહી શકાય એવી કોઈક અવસ્થામાં પણ ચિત્તમાં કોઈ પ્રસન્નતાની લહરી વહેતી હોય છે. દેખીતી રીતે સુખ કહી શકાય એવી સ્થિતિમાં ચિત્તમાં કોઈ વિષાદ પથરાઈ રહ્યો હોય. આ મનની અવસ્થાને તમે વસંત અને પાનખર સાથે સરખાવી શકો. અંગ્રેજ કવિ કીટ્સે કહ્યું હતું : 'વૃક્ષને જેમ પાંદડાં ફૂટે એમ મને કવિતા ફૂટવી જોઈએ ! એ કવિ હતો એટલે એણે આ ઝંખના વ્યક્ત કરી : પણ વૃક્ષને પાંદડાં ફૂટે એમ પોતાને પ્રસન્નતા ફૂટે એમ સૌ કોઈ ઝંખે. આવી ઝંખના એ વસંતનો સંકેત છે અને પોતાની ફૂટેલી પ્રસન્નતા ખરી પડે તો સારું એમ કોઈ ઉત્કટપણે ઝંખે તો એને પાનખર કહી શકાય.

એક બહુ ઓછી પ્રચલિત કથા છે. વસિષ્ઠ મુનિના આશ્રમમાં કોઈક શિષ્યે પ્રફુલ્લિત ફળને છોડ પરથી ખરીને નીચે પડેલું જોયું. તેણે મુનિને પૂછ્યું : 'આ ફૂલને વસંતનો સ્પર્શ થયો છે ?' વસિષ્ઠે કહ્યું : 'મારે કશું જ નથી કહેવું.' શિષ્યને સંતોષ ન થયો તેણે પૂછ્યું : 'આ ફૂલને પાનખરનો સ્પર્શ થયો છે ?' ફરી એકવાર વસિષ્ઠે માથું ધુણાવીને કહ્યું : 'મારે કશું જ નથી કહેવું !' શિષ્ય ગૂંચવાડામાં પડી ગયો. છેવટે વસિષ્ઠે કહ્યું : 'તને આ ફૂલ જોઈને વસંતનો વિચાર આવ્યો અને પાનખરનો પણ. એનો અર્થ એ કે તારા મનમાં એમાંથી એકેય મોસમ અત્યારે નથી

ચાલતી ! મને એ ફૂલ પ્રફુલ્લિત દેખાયું. જાણે આપણી પાસે, આપણી વાતચીતનું નિમિત્ત બનવા એ છોડ પરથી કૂદી નીચે પડ્યું એમ લાગ્યું. મારા માટે એ વસંત છે. પણ કોઈકને એ ફૂલ ન દેખાય પણ એની આસપાસની ધૂળ જ દેખાય તો એને ફૂલના પડી જવા માટે દયા આવે. એના માટે એ પાનખર છે. એકીસાથે અત્યારે વસંત છે, પાનખર છે અથવા તો બન્નેનો અભાવ છે !'

આ શિષ્ય કેટલું સમજ્યો હશે એ તો ભગવાન જાણે, પણ આ પ્રસંગ વસંત વિશેનો આખો અભિગમ બદલી શકે. કાલિદાસની પ્રચલિત પંક્તિ છે. : 'સર્વ પ્રિયે ચારુતરં વસંતે; વસંતમાં બધું જ ચારુતર—વધુ સુંદર થતું ચાલે છે !' આ જ વાત બીજા શબ્દોમાં કહીએ તો એમ કહેવાય કે જ્યારે બધું જ ચારુતર લાગે—મધુરતર લાગે ત્યારે જ વસંત આવી એમ કહેવાય.

છતાં વસંતનું એક પારંપરિક રૂપ છે : અને એ રૂપ આપણે કદી ભૂલી શકતા નથી. શહેરમાં બેઠેલો માણસ ક્યારેક આમ્રમંજરીની કવિતા વાંચે કે ફાગણફટાયાની વાત સાંભળે ત્યારે એને થોડોક સમય પોતાના વાતાવરણમાંથી બહાર આવી જવાનું મન થઈ જાય. મુંબઈ શહેરમાં તો રાજા દશરથે ક્યારેક વનમાં આવેલી વસંત જોઈ એની કલ્પનાય ક્યાંથી આવી શકે ! પણ કાલિદાસના 'રઘુવંશ'ના નવમા સર્ગ આગળ અટકવાનું મન થાય છે :

श्रुति सुखभ्रमरस्वन गीतयः
कुसुम कोमल दन्तरुचा बभुः ।
उपवनान्त लताः पवनाहेतैः
किसलयैः सलयैरिव पाणिभिः ।।

ઉપવનલતા પર બેઠેલા ભ્રમરોનું ગુંજન જાણે લતાઓએ જ ગાયેલું ગીત હોય એમ લાગે છે ! ખીલેલાં કોમળ ફૂલોમાં જાણે લતાના દાંતોની દમક દેખાય છે; પવનના સ્પર્શથી ડોલતી ડાળીઓ જાણે લયમગ્ન અભિનય કરતા હાથ હોય એવું લાગે છે !

આ વસંતનું વર્ણન છે. છતાં કવિના મનની સ્થિતિનું વર્ણન પણ નથી ? આમ જુઓ તો ઉપવનમાં એક છોડ છે તેના પર ભ્રમર છે, અને પુષ્પો છે; હવામાં એ છોડ હલી રહ્યો છે. આટલી વાત જો કોઈ સરખા મિજાજમાં ન હોય તો કેવી લાગે ?

બીજી કોઈ કલ્પના કરી કવિ કાલિદાસને એ ઉપવનલતામાં દેખાયેલી નર્તકીને આપણે ઉદાસ નહીં કરી દઈએ. પણ એ નર્તકી પ્રફુલ્લિત છે — ચાંરુતર છે : કારણ કે કવિને એ એ રીતે દેખાઈ છે !

જાદુના ખેલમાં રહસ્ય કહી દેવાથી મઝા ઊડી જતી હોય છે. પણ વંસતની વાત જરા જુદી છે. વસંતની વાત કરો, એ વિશેના રહસ્યને તમે ઉપાડી લ્યો તો તમને એની ઓર મઝા આવશે : કારણ કે વસંત એ મનનો અભિગમ છે : એટલે

તો તીવ્રતમ દુઃખની એક ક્ષણમાં એક કવિને વસંત દેખાઈ હતી. કવિ ગાલિબે કહ્યું હતું :

''ઉગ રહા હૈ દરોદીવાર પે
સબ્ઝા 'ગાલિબ',
હમ બયાંબાંમેં હૈં
ઘરમેં બહાર આઈ હૈ.''

કાવ્યનાયક દુઃખી છે, રણમાં નિર્જનતામાં ભટકી રહ્યો છે અને એકાએક પોતાના નિર્જન ઘર પાસેથી પસાર થાય છે. ઘરની દિવાલોમાંથી ઘાસ ઊગી નીકળેલું એ જુએ છે અને કહે છે : દીવાલ-દરવાજા પર લીલું ઘાસ ઊગી નીકળ્યું છે; અમે રણમાં છીએ અને ઘરમાં વસંત આવી ગઈ છે !

વસંત એ મનની સ્થિતિ છે એમ તો કહ્યું પણ પછી થયુંઃ આ લખાયું તે શું છે. વસંત કે પાનખર કે પછી બંનેનો અભાવ ?

['નીરવ સંવાદ'માંથી]

14

# વૃક્ષની માતૃભાષા મૌન

ગુણવંત શાહ

ઘરની સામે એક ઘટાદાર વૃક્ષ ઊભું છે. ઘણા લોકોને પૂછી જોયું, પણ કોઈ હજુ એનું નામ પાડીને એના કુળ અંગેની સાચી માહિતી આપી શકતું નથી. મેં એનું નામ પાડી રાખ્યું છે 'સત્યકામ'. નામ વગરનું, લેબલ વગરનું કશુંક હોય તે બધી રીતે પર્યાપ્ત હોય તોય, એમાં કશુંક ખૂટતું હોય એવી લાગણી રહી જવા પામે છે. ખરેખર તો આવી લાગણી માટે આપણી અપર્યાપ્તતા જ જવાબદાર ગણાય. આ વૃક્ષની એક ખૂબી છે. ત્રણે ઋતુમાં એનાં પાનની ચમક એવી, જાણે વરસાદમાં સ્નાન કરીને અધિક લીલાં બની રહ્યાં ન હોય ! આસપાસ ઊભેલાં વૃક્ષોની લીલાશ કરતાં આ લીલાશ જુદી પડી આવે. શહેરની ઇમારતી ફોજ વચ્ચે માંડ ટકી રહેલી વૃક્ષોની આ વસાહત ક્યાં સુધી ટકી રહેશે એની ચિંતા હું બહુ નથી કરતો કારણ કે, હું ક્યાં સુધી ટકી રહીશ તેની ખબર નથી.

આ વૃક્ષ પ્રત્યે પક્ષીઓને પણ થોડોક પક્ષપાત રહેતો હોય એમ લાગે છે. એક દિવસ એના પર અવનવું પક્ષી આવીને બેઠું. રંગે રૂડું અને રૂપે પૂરું એવું એ પક્ષી ક્યાંય સુધી બેસી રહ્યું. મૂળે માણસ, એટલે હું મારી જાત પર ગયો. ઘરના કબાટમાં પડેલું દૂરબીન લઈ એ પક્ષી અને મારી આંખ વચ્ચેનું અંતર ઘટાડવાનો લોભ મને જાગ્યો. દૂરબીન જડ્યું ત્યાં તો પક્ષી ઊડી ગયું ! પછી એ કદી ન આવ્યું.

આપણા જેવા સામાન્ય માણસોના જીવનનો સાર મને જે જડ્યો તે આ છે :

એક નદી
બે કાંઠે વહી જાય છલોછલ !
એક દી'
એના પર પુલ બંધાણો.
દુકાળ પડ્યો ને નદી સુકાણી
પણ
પુલ તો ઊભો, નદીની શોકસભા જેવો !

એવા તો કેટલાય પુલ જોવા મળે છે, જેને નીચે નદી જેવું કશું બન્યું ન હોય. ક્યારેક આવા પુલની માફક કોઈ યુનિવર્સિટી, ન્યાયાલય, ગ્રંથાલય, આશ્રમ કે સંસદ

ભવન ઊભાં રહી જાય છે; ઉજ્જડ ખેતરમાં ઊભેલા ચાડિયાની માફક !

રેલવેમાં મુસાફરી કરતી વખતે ક્યારેક સ્ટેશનેથી થોડેક દૂર મૂળ લાઈનથી આડા ફંટાયેલા વધારાના બે પાટા જોવા મળે છે. કટાઈને ઝંખવાણા પડી ગયેલા કથ્થઇ રંગના આ પાટા પર ડબ્બાઓની અવરજવર હોતી નથી. આ પાટા એ ડબ્બાઓને ક્યાંક પહોંચાડવા માટે નથી સર્જાયા. એ તો પડ્યા છે, બસ એમ જ કટાવા માટે ! પડ્યા પડ્યા કટાયા કરવું એ જ છે એમનું જીવનકાર્ય ! ચોવીસે કલાક, સાતે દિવસ અને બારે મહિના એમનું જીવનકાર્ય ચાલતું જ રહે છે. કોઈ ચાડિયાને તમે થાકીને આળસ મરડતો જોયો છે ? એક વિચારકે કહ્યું છે, જીવન કરતાં મૃત્યુ વધારે સાર્વત્રિક ગણાય છે. 'મરે' છે સૌ પણ 'જીવે' છે બહુ ઓછા !

મહામુનિ થૉરોએ ક્યાંક 'ઇરાદાપૂર્વક' જીવવાની વાત કરી છે. જીવનના ધ્યેય અંગે ઘણા લોકો ગડમથલ કરતા રહે છે. આવી ગડમથલ છોડીને જો તેઓ 'જીવવા' મંડી પડે તો કદાચ સમજાઈ રહે કે 'જીવવું' એ જ આપણું જીવનધ્યેય છે. થૉરો, હીરેક્લિટસ અને ખલિલ જિબ્રાન જેવા મહામાનવો આ રીતે 'જીવી' ગયા. તેઓ 'મરી ગયા' એવું કહેવાનું યોગ્ય નથી લાગતું. કારણ કે, તેઓ ઇરાદાપૂર્વક 'જીવી ગયા.' રોજ રોજ મરનારાઓ આગળ રોજ રોજ જીવનારાઓ કેવી ભારે લઘુમતીમાં છે, તે આપણે જોઈ શકીએ છીએ. બહુમતીને પક્ષે હોવામાં મળતી નિરાંતને વળગી રહીને આપણે આયખું વિતાવતાં રહીએ છીએ. નિરાંતની આવી પ્રેરણા આપણને પેલા નિર્જીવ ચાડિયા પાસેથી મળી છે. ક્યારેક બને છે એવું કે, એ ચાડિયાના ખભા પર એક પક્ષી આવીને બેસે છે. પણ ચાડિયો તો એવો જડ કે, પક્ષીના ચેતનનો ચેપ એને લાગતો નથી. લગભગ આ ચાડિયાની માફક આપણે સમય પસાર કરતાં રહીએ છીએ. અને પસાર થયા સિવાય બીજું કશું જ કરી ન શકે એ સમયની લાચારી છે. આવી લાચારી અનાદિ અને વળી અનંત્ છે.

આ વૃક્ષ સામે ઊભું છે ત્યાં સુધી કોઈ સત્સંગ કે સંતસમાગમની મારે ઝાઝી જરૂર નથી. એની માતૃભાષા મને થોડી થોડી સમજાય છે. વૃક્ષની માતૃભાષા એટલે મૌન. હું મૌન ધારણ કરું પછી વૃક્ષના મૌનનું થોડુંક રહસ્ય મને માંડ સમજાય છે. એ મૌનનાં અજવાળાંમાં વૃક્ષને વીંટળાઈને ચોમેર પડેલા આકાશનો ઉઘાડ મારા મનમાં ધીરે ધીરે ઊતરવા માંડે છે.

સવાર પડવા આવી છે. અંધારાંને હડસેલો માર્યા વગર અજવાળું અવનિને પોતાના પાલવમાં વીંટાળી લે છે. પક્ષીઓ જાગવાની તૈયારીમાં છે. સૂર્યોદય થવાની તૈયારીમાં છે. પવન પણ હજુ પૂરો હોશમાં નથી આવ્યો. હું જાગી ગયો છું; પણ સુષુપ્તિના કલાકોમાં પ્રાપ્ત થયેલું વિસ્મય હજી મેં ગુમાવી નથી દીધું. બેઠો બેઠો વૃક્ષ શું કહે છે તે સમજવા મથી રહ્યો છું, અને મથી રહ્યો છું, તેથી જ કદાચ સમજવામાં નિષ્ફળ જઈ રહ્યો છું. વૃક્ષ મને કશુંક કહેવા માટે જરાય આતુર નથી જણાતું. મારી મથામણનો કોઈ જ પ્રતિભાવ મળતો નથી તેથી માણસવેડા છોડીને હું કેવળ બેસી રહું છું. છેવટે ક્ષણો પણ જંપી ગઈ ત્યારે એ વૃક્ષ તરફથી એની માતૃભાષામાં એક

સંદેશો મળ્યો 'Just be what you are—તું જે 'છે'. તે થા.'

*   *   *

સવાર પડી એટલે પક્ષીઓ એવી રીતે હરખાઈ ઊઠ્યાં જાણે પહેલી વાર સવાર પડી ન હોય ! પ્રત્યેક સવારને પહેલી ગણવાનું અને પ્રત્યેક સંધ્યાને છેલ્લી ગણવાનું ભાન રહે, તો માણસની દિનચર્યાનો રંગ જ બદલાઈ જાય. ક્ષુલ્લક બાબતોમાં દિવસ વેડફી મારવાની ટેવ છોડવાનું સહેલું નથી હોતું. રૂપિયા વેડફાઈ જાય તે ખૂંચે પણ દિવસોના દિવસો, મહિનાઓ અને વર્ષો એમ જ વહી જાય તેનો ખ્યાલ સુદ્ધાં ન આવે ! સવાર થઈ ત્યાં તો આસપાસનાં વૃક્ષો પરથી મંગલ ધ્વનિ આવવા માંડ્યો. પ્રત્યેક ચાંચમાંથી વહી આવતા એ ધ્વનિમાં રામધૂનનો લય છે, બાંગીના કંઠમાંથી વહી આવતી આરઝૂ છે અને દેવળની પ્રાર્થનામાં રહેલું ગાંભીર્ય છે. આખો મહોલ્લો શાંત છે, પવનમાં ઠંડક છે અને આકાશની સ્વસ્થતા અકબંધ છે એટલે પક્ષીઓનું મંદ્રગાન હૃદયને ભાવથી ભરી દે છે.

સામેના 'સત્યકામ' વૃક્ષ સાથે છેલ્લા એકાદ વર્ષથી દોસ્તી બંધાઈ ગઈ છે. એ વૃક્ષને પાનખરે લૂંટી લીધું છે. એનો ઘટાવૈભવ, એની પર્ણસંપત્તિ અને એની લીલી મિલકત લગભગ ખતમ થઈ ગયાં છે. વૃક્ષની બીજી બાજુએ રહેનારાં પડોશીઓના અપરિચિત ચહેરાઓ હવે ડાળીઓ વચ્ચે સાવ જ ખુલ્લા પડી ગયેલા અવકાશમાંથી સ્પષ્ટપણે જોઈ શકાય છે. વૃક્ષની પાછળ થોડેક દૂર આવેલા રસ્તા પરની અવરજવર હવે જોઈ શકાય છે. પહેલાં તો રસ્તો જ નજરે નહોતો પડતો. માંડ થોડાંક પાન બચ્યાં છે તેય જવાની તૈયારીમાં છે. પોતાની લાજ ઢાંકવા માટે મથી રહેલી ચીંથરેહાલ સ્ત્રીની માફક ઊભેલા આ વૃક્ષની નિર્જીવ ડાળીઓ પર મકરસંક્રાંતિના દિવસોમાં ભેરવાઈ ગયેલા ફાટેલા પતંગો લટકી રહ્યા છે. એ વૃક્ષનો ભવ્ય ભૂતકાળ મેં નજરે જોયો છે તેથી મન આવા નિર્દય પરિવર્તનનો સ્વીકાર નથી કરી શકતું. માંડ એક પખવાડિયા જેટલા સમયમાં જ એક લીલું, ઘટાદાર અને પર્ણસંપન્ન વૃક્ષ આમ સાવ જ હારી બેસે તે કેમ ચાલે ! હવે પક્ષીઓ પણ ઊતરેલા નખ જેવી એની ડાળીઓ પર ઝાઝું બેસતાં નથી. વાસંતી વાયરો પણ એની ડાળીઓને પહેલાંની માફક રમાડતો નથી. ખરાબ દિવસોમાં વૃક્ષનાં સ્વજનોએ જાણે મોં ફેરવી લીધું છે.

ક્યારેક પરિવારમાં પણ પાનખરને પગલે બધું આમ જ બદલાઈ જતું હોય છે. ઉમળકાની જગ્યાએ નિસાસા અને આવકારની જગ્યાએ અહંકારનું અતડાપણું ગોઠવાઈ જાય છે. માણસને ઘડીભર લાગે કે ધોળે દિવસે લૂંટાઈ ગયો. બધા સંબંધો ખરવા લાગે અને વધામણીના શોરબકોરને સ્થાને ઉઘરાણીના ભણકારા સંભળાવા માંડે. બધું ઉજ્જડ લાગવા માંડે અને ભેંકાર-ભારેખમ લાગવા માંડે. આખું આકાશ વેરાન બની જાય અને જળ વગરની નદીનું રેતાળ તળિયું જોઈને મન ભાંગી પડે. કિનારો ક્યાં પૂરો થાય તે ન સમજાય અને અહીં ક્યારેક નદી વહેતી હતી તે વાત

માનવાનું મુશ્કેલ બને. સૂમસામ વગડાને જાણે કોઈએ મૂઠ મારી હોય અને બળતી બપોરની દાહકતા રોમેરોમને પ્રજાળી રહી હોય એવી લાગણી થયા કરે.

એવે વખતે દૂરથી એક વાસંતી ટહુકો સંભળાય છે અને માણસનાં અરમાનો થનગની ઊઠે છે, એની ઝંખનાઓ ઝણઝણી ઊઠે છે અને એની પ્રતીક્ષામાં નવા નવા રંગોનું ઉપવન લહેરાવા માંડે છે. જીવન જાણે આળસ મરડીને બેઠું થતું હોય એવું લાગવા માંડે છે. દુઃસ્વપ્નનો ઓથાર ઓસરવા લાગે છે અને શમણાં નવો શણગાર સજીને ટહુકાની આંગળી ઝાલીને વગડે ભમવા નીકળી પડે છે. સ્વજનોની અને પ્રિયજનોની અવરજવરમાં નવો થનગનાટ વર્તાય છે અને ઢળી ગયેલી આંખોમાં નવી મસ્તી હિલોળા લેતી હોય છે. મોસમ બદલાઈ જાય છે અને માણસનું મન એના સ્વાગતની તૈયારી કરતી વખતે પણ પાનખરિયા દિવસોની યાદમાં ભટકતું રહે છે.

સામેના ઊભેલા વૃક્ષની નિષ્પર્ણતાને જોઈ રહું છું ત્યારે શાખા-પ્રશાખાઓ પર ફૂટેલી હજારો કૂંપળો મારી નજરે પડે છે. આવતા દસ પંદર દિવસોમાં જ એ વૃક્ષને લીલો વૈભવ પ્રાપ્ત થશે. ફરીથી એ વૃક્ષની બીજી બાજુએ વસતાં પડોશીઓના ચહેરા અદૃશ્ય થશે અને રસ્તા પરની અવરજવર દેખાતી બંધ થશે. ફરીથી એ વૃક્ષની ઘટા કલરવથી છલકાઈ ઊઠશે. ફરીથી વાયરાની ગલીપચી શરૂ થશે અને આખું વૃક્ષ થનગની ઊઠશે, આખા વૃક્ષના દેદાર ફરી જશે અને આકાશનો ઠસ્સો બદલાઈ જશે. જેને સુકારો લાગ્યો હતો તે વૃક્ષને ફુટારો લાગશે. પછી તો વાસંતી ટહુકાઓને કદાચ આકાશ નાનું પડશે ! આવે વખતે મારે માટે સખણા રહેવાનું શક્ય બનશે ખરું ? શું હું પાનખરે શીખવેલો પાઠ સાવ ભૂલી જઈશ ખરો ? પાનખર અને વસંતની આવનજાવનમાં અટવાઈ જતી વખતે એક વાત મનમાં પાકી કરી લેવાનું મન થાય છે : બધા વૈભવ વચ્ચેય માણસે વૈરાગ્યનો એક ટાપુ રચવા માટે મથવું રહ્યું.

વૈરાગ્યભાવ વગરના વૈભવમાં ઝાઝો ભલીવાર નથી હોતો. એકાંતનું મંદિર હોય, મૌનનો ઘુમ્મટ હોય ત્યાં સદાય આનંદની ધજા ફરકતી રહે છે. સામેનું વૃક્ષ બોલ્યા-ચાલ્યા વગર જ મને પોતાની માતૃભાષામાં એક વાત હળવેકથી કહી દે છે : વૈરાગ્ય અને વૈભવ સદાય અડખે-પડખે જ વસે છે.

['બત્રીસે કોઠે દીવા'માંથી]

15

# મુંબઈ એટલે મુંબઈ એટલે મુંબઈ

**સુરેશ દલાલ**

આપણે મુંબઈને કયે ખૂણેથી જોઈશું ? હકીકતમાં આખા મુંબઈને જોઈ શકીએ એવો અહીં એકે ખૂણો નથી. મુંબઈ તો ઉઘાડું બજાર છે. કોઈ શહેર આટલું વહેલું જાગતું નહીં હોય અને આટલું મોડું સૂતું નહીં હોય. મુંબઈ આપણને એ વાતની પ્રતીતિ કરાવે છે કે નગરજીવનમાં જીવનનું નહીં પણ નગરનું મહત્ત્વ હોય છે.

ટ્રામના પાટા તો ક્યારનાય ઊખડી ગયા છે. ગોકળગાયની ગતિએ ચાલતી વિકટોરિયા રહી છે અને ચાલવાની મજા વધારવાના ઉદ્દેશથી જ કદાચ હાથગાડીઓ પગમાં અવારનવાર અટવાય છે. આ વિકટોરિયા અને હાથગાડીની સામે લોખંડની ખિસકોલી જેવી અમદાવાદની રિક્ષાઓ મૂકી જોવા જેવી છે. બે માળના મકાન જેવી નંબરધારી બસો અને ડ્રાઈવરના મિજાજ અને મીટર પર ચાલતી ટેક્સીઓથી આખું નગર ખખડે છે.

એરપોર્ટ પર તો કામધેનુનું ધણ પડ્યું હોય એમ કેટલીયે કાર પડી હોય છે. માણસની ચાલ પણ એરપોર્ટ પર બદલાઈ જતી હોય છે. પરદેશ જનારાઓની સંખ્યા એટલી બધી વધી ગઈ છે કે હવે સ્વદેશમાં રહેનારાઓના ફોટા છાપામાં છાપવાનો વખત આવે તો નવાઈ નહીં. પાર્કિંગ પ્લેસમાં આળસુની અદાથી પડેલી ગાડીઓને જોઈએ તો પણ મુંબઈના વૈભવનો ખ્યાલ આવે. ઝૂંપડપટ્ટીઓ અને ચાલીઓ તો મુંબઈના વૈભવને ઉપસાવવા માટે હોય, જેમ કરુણને ઉપસાવવા માટે હાસ્યની જરૂર હોય, એમ લાગે. મુંબઈના પરાંના કેટલાક રસ્તાઓ રેઈનકોટ પહેરેલી છોકરીઓ જોવા એકસરખા જ લાગશે. પરાંની ગાડીમાં માણસ લટકીને ટકી રહે છે. પત્તાંની રમત અને ભજનમંડળી પરથી પણ લોકલ ઓળખાઈ જાય છે. ઊભા રહેવાની જગ્યા ન હોય તો પણ માણસ હાથ પહોળા કરીને છાપું વાંચવામાં પાવરધો થઈ ગયો છે. સિનેમાનાં ગીતો એ કૉલેજિયનોનો જ ઇજારો નથી પણ મુંબઈના ભિખારીઓ પણ પોતાની બાપીકી મિલકત હોય એમ ગાતા હોય છે. પીપરમીંટવાળા ખાસ લયમાં લલકારીને પીપરમીંટ વેચતા રહે છે. છાપાંવાળા, ફુગ્ગાવાળા અને બેસુમાર ગરદી તથા ઘોંઘાટથી મુંબઈ ઘેરાયેલું છે.

ઘોંઘાટમાં જ આનંદ આવે એવી અહીં માન્યતા છે. શરદપૂનમે ખુદ ચાંદને

પણ આકાશમાંથી ચાલી જવાનું મન થાય એટલી હદે ટ્રક ભરેલાં પીપૂડાં વાગતાં હોય છે.

અર્જુનને કુરુક્ષેત્ર જોતાંવેંત જેવો ભય થયો હતો એવો ભય સૌ કોઈને પ્રથમવાર મુંબઈ જોતાં થાય. પણ જેમ જેમ મુંબઈનું વિશ્વરૂપ દર્શન થતું જાય તેમ તેમ ભયમાં વિસ્મય અને અહોભાવ ઘૂંટાતા જાય. યુરોપના કવિ ઍરિક કેસનરે 'નગર સંસ્કૃતિ' માટે જે કહ્યું છે તે મુંબઈને આબેહૂબ લાગુ પડે છે : 'વેપારીઓ સોદા કરે છે, પૈસો જાણે એના પર ફરજ લાદી હોય એ રીતે ફરતો ફરે છે. કારખાનાં ઊભાં થાય છે. અને ભાંગી પડે છે. દુનિયા ફરતી રહે છે. આપણે પણ સાથે સાથે ફરીએ છીએ એટલે એ ફેરફારને જોઈ શકતા નથી. પારકે પૈસે બૅન્ક-બુક બોલે છે અને બૅલેન્સશીટ મૂગાં રહે છે.'

મુંબઈના પ્રત્યેક લત્તાને પ્રત્યેક સમય પૂરતું વ્યક્તિત્વ હોય છે. સોમથી શનિવાર સુધી ફાઉન્ટનનું વ્યક્તિત્વ જુઓ—એક ક્ષણે એમ જ થાય કે આખી વસ્તી ઠલવાઈને અહીં જ પડી છે. આટલા બધા માણસો અને આટલાં બધાં વાહનો રાત પડતાં ક્યાં અલોપ થઈ જતાં હશે ? રવિવારે તો ફાઉન્ટનની ગલીઓ કોઈ ત્યક્તા જેવી લાગે.

તમારી સંકલ્પશક્તિ કેટલી છે એનો ખ્યાલ મેળવવો હોય તો ક્રાફર્ડ માર્કેટ પાસેથી પસાર થાઓ. ખરીદી ન કરવાના સંકલ્પોને ઓગાળવાની શક્તિ ત્યાંના વાતાવરણમાં છે. કાલબાદેવી પર તો પુસ્તકો, ચશ્માંની દુકાનો, પાનની દુકાનની ચાડી ખાતા અરીસાઓ, નાનીમોટી હૉટલો, આ બધાનું 'કોકટોલ' છે.

વોશબેસિન પાસે લટકતાં ટૂથબ્રશોએ દાતણને લગભગ દેશવટો દીધો હોવા છતાં દાતણનો મહિમા છેક ભૂંસાઈ નથી ગયો એનો ખ્યાલ સૌથી વિશેષ ભૂલેશ્વરમાં આવે. રાઈટ એન્ગલ પર ધોતિયાનો છેડો ઊંચો કરીને દોડતા 'સજ્જનો'ને તમે ભૂલેશ્વરમાં જોઈ શકશો. ભૂલેશ્વરમાં ભગવાન અને માણસ બંનેની હકડેઠઠ ભીડ હોય છે. સારું ડ્રાઈવિંગ કરવાનો મનમાં ફાંકો અને ફિશિયારી રાખતા હોય એવા સારથિઓને ભૂલેશ્વરમાં મૂકી દેવા જોઈએ.

મુંબઈની ભૂગોળ એવી છે કે એમાં જાણે ભૂ પણ નથી અને ગોળનું ગળપણ પણ નથી. અને છતાંય મુંબઈ છોડવું કોઈને ગમતું નથી. પ્રત્યેક વ્યક્તિ છેવટે એવો એકરાર કરશે કે હું મુંબઈને ખૂબ ચાહું છું. આ વિરોધો અને વિરોધાભાસ એટલે તો મુંબઈ અને મુંબઈના માણસો. અકસ્માત ન થયો હોય એવો એકે અકસ્માત હજુ સુધી કદાચ ક્યારેય નહીં થયો હોય !

મુંબઈના માણસોની જેમ મુંબઈના વરસાદનું પણ ઠેકાણું નથી. ઓચિંતા બંધાતા અને ઝડપથી વિકસતા તથા અચાનક તૂટી જતા સંબંધની જેમ મુંબઈનો વરસાદ સંબંધ બાંધે છે પણ ખરો અને પછી છત્રી લઈને નીકળીએ ત્યારે એ સાવ કોરોધાકોર થઈ જાય છે.

હાથમાં મરેલા ઉંદર જેવા 'પોર્ટફોલિયો' સાથે દોડતા માણસનું દૃશ્ય જોવા જેવું છે. આ દૃશ્ય ક્યારેય અદૃશ્ય થવાનું નથી. એટલે જ્યારે ફુરસદ મળે ત્યારે જોઈ શકશો.

પણ અહીં કોઈને ફુરસદ મળતી નથી. મુંબઈમાં માણસને ટાઈમ નથી એટલું કહેવાનો પણ ટાઈમ નથી. અને છતાંયે પોતાને કયું કામ છે એનો સ્પષ્ટ ખુલાસો પણ બહુ ઓછી વ્યક્તિઓ પાસે હશે !

'હેંડો' અને 'હાલો' બોલતા માણસોના બાળકો 'જેક ઍન્ડ જિલ, વેન્ટ અપ ધ હિલ'નું ગીત ગાય છે અને ઓળખીતાપાળખીતા આવે ત્યારે ગાવા માટે તૈયાર ન હોય તો પણ ફરજિયાત રીતે આ કવિતા બાળકો પાસે અભિનય સાથે ગવડાવવામાં આવે છે. ઘરે ઘરે ગેસ આવવાને કારણે મધ્યમવર્ગ સુધીની પ્રજાનાં સંતાનોને સગડી કે ચૂલો એટલે શું એનો ખ્યાલ આપવો પણ મુશ્કેલ છે. ફોન, ડાયરેક્ટ ડાયલિંગ, ટ્રાન્ઝિસ્ટર, ટેઇપરેકોર્ડર, ટી.વી. અને નવી મૉડેલની ગાડીની વાત કરતી વખતે વાત કરનારના ચહેરાને એક જુદો જ 'મેકઅપ' મળે છે. ટાઈટ પેન્ટ, લુઝ ચોકટ, મીની સ્કર્ટ તથા લુંગીનું આ શહેર છે.

અહીં સાંજે ધાર્મિક પ્રવચનો પણ ચાલે છે. અને સાંજ ઢળ્યા પછી નાઇટક્લબો ! નાઇટકલબનો માણસ પ્રવચનમાં પણ મળે છે અને ખુદ ધાર્મિકપ્રવચનકાર પણ નાઇટક્લબમાં મળી જાય તો એને જીવનની સ્વાભાવિકતા તરીકે સ્વીકારી લેવાની આપણી તૈયારી હોવી જોઈએ. ન્યાત ભૂંસાતી જાય છે અને જાતજાતની કલબની નાતા વિનાની નવી નાત ઊભી થાય છે.

મુંબઈ બધું જ ખાય છે : માણસ અને પૈસો એનો મુખ્ય ખોરાક છે. બાકી ભેળપુરી, ઇડલીઢોસા, વેજ અને નૉનવેજ સુધી એનું 'મેનુ' વિસ્તરે છે. ડ્રિંક્સની પાર્ટીઓમાં સુરાપાન કરતા દેવોની જેમ લહાવો લૂંટાય છે. ભરેલી બોટલોની પાસે ખાલી ગ્લાસ જેવો માણસ—અને આખો દેશ પડ્યો છે.' મંદિર, મસ્જિદ, દેવળ, દેરાસર, અપાસરાં અને અગિયારીનું સ્થાન હૉસ્ટેલ્સ, બૅન્કસ, કૉલેજ અને થિયેટર્સ લેતાં જાય છે. હૉસ્ટેલ્સ ગ્રેડ્સ નક્કી થયા છે, પણ માણસોના ગ્રેડ્સ નક્કી કરી શકાતા નથી. સ્કોર પૂછવો એ અહીંનો વહેવાર અને તહેવાર છે. બ્લડપ્રેશર અને ડાયાબિટીસ એ વાતના મુખ્ય વિષયો છે. એન્ટિક્સને એકઠાં કરવાં, આર્ટ ગેલેરીમાં નિયમિત જવું, હાથમાં ગાડીની ચાવી રમાડતા ઉસ્તાદી સંગીતમાં હાજરી પુરાવવી એ સુધરેલા દેખાવા માટે અનિવાર્ય છે. શાસ્ત્રીય સંગીતને સમજ વિના સાંભળનાર એક વ્યક્તિ સવારના પહોરમાં દિલથી ડોલતી હતી. એમને એમ કે રેડિયો પર કોઈ ઉસ્તાદનું ગળું રેલાતું હશે. પાછળથી ખબર પડી કે પાડોશી કોગળો કરતા હતા.

રાતોરાત પૈસાદાર થયેલા માણસો ગર્ભશ્રીમંતો રહે એ વિસ્તારોમાં રહેવા જાય છે. 'દેશી હારમોનિયમ પર વિલાયતી સંગીત' અહીં વાગતું હોય છે. અને છોકરાંનાં બાળોતિયાં 'ઇન્ટરનેશનલ ફ્લેગ્સ' હોય એમ બહાર સુકાતાં હોય છે.

રેસકોર્સ અને રાણીબાગ બંને તુલા રાશિના છે અને છતાં, રાણીબાગનાં પ્રાણીઓ પણ શરીરને સપ્રમાણ જાળવી શક્યાં નથી. રેસકોર્સ પર તો માણસો પાસે સમતુલા સિવાયનું બધું જ હોય છે. સરઘસ અને સરકસ સાથે મુંબઈને લોહીની સગાઈ છે અને હડતાલ એ મુંબઈનો તાલ છે.

મુંબઈનો ટ્રાફિક, એનાં સિગ્નલો અને પોલીસો આ બધું જોઈને એલિયેટની પંક્તિ યાદ આવે છે :

A thousand policeman directing the traffic
cannot tell you why you come or where you go.

મુંબઈને કયે ખૂણેથી જોઈશું ? મને લાગે છે કે મરાઠી ભાષાના કવિ સદાનંદ રેગેની કવિતાના ખૂણેથી મુંબઈ જોવા જેવું છે :

અહીંયાં ગુલમહોર યોગ્ય કાળે ફૂટે
બાજુમાં જ વહેતી હોય છે ઠંડા પાણીની ગટર.
અહીંયાં કેશિયા પર ધમધમતી હળદ
છાંયડે આવે ફક્ત ભેળપુરીવાળા.
અહીંયાં આંબો મ્હોરે નવવધૂ જેવો
લગ્નમાં આવે આંધળાં ભિખારીઓનું ટોળું.
અહીંયાં પીપળો થેઈ થેઈ નાચતો હોય છે.
પગમાં તેના હોય છે કોહ્યલું ઈંડું.
અહીંની સવાર ઊઠે છે 9-55ની વાટ જોતાં.
અહીંના બપોર ડબ્બાનું એંઠું-જૂઠું ખાય છે.
અહીં થાય સંધ્યાકાળ, પણ નહીં સાંધ્યદીપની વેળ.
અહીં હોય છે રાત્રિએ ફોરસ રોડ પર વરઘોડિયાનું સંગીત.
અહીંયાં સૂર્ય ભાગે... અહીંયાં ચંદ્ર શરમિંદો...
અહીંનાં નક્ષત્રોમાં નિયમિત દારૂભઠ્ઠીની દુર્ગંધ.
અહીંયાં હોય છે આંખમીંચકારાનાં ખાબોચિયાં.
અહીંના કુત્તાઓનું હનીમૂન બારે માસ !

['સુરેશ દલાલના શ્રેષ્ઠ નિબંધો'માંથી]

16

# મારી ડાયરીમાં ઊગેલી એક સવાર

જ્યોતિષ જાની

એ સવારે—

ઑક્ટોબરના રવિવારની એક સવારે, હવાના હળવા હળવા હિલોળાથી પારિજાતનાં ફૂલો ગરી પડે, એમ સૂરત શહેરની સમગ્ર પ્રજાની ચેતનામાંથી કવિતાઓ ટપોટપ ગરી પડી !

આગલી રાત્રે આંખો મીંચાઈ ત્યારેય ધુમ્મસ હતું—માત્ર એના સંદર્ભો જુદા હતા. સવારે આંખો ઊઘડી ત્યારે શીતળતાની છાયામાં ધુમ્મસ —mist !

સવાર નહિ, કવિતા ઊગી હતી—ચોગરદમ, ચારે બાજુએ.

કવિતાથી લીંપીગૂંપીને સવારનું આંગણું ચોકખું કર્યું હોય ત્યારે કેવું લાગે ? દેખીતી બધી વાસ્તવિક્તાઓ ઉપર અનેક શ્વેત ધૂમ્રવલયોથી આચ્છાદિત પડદો પડી જાય !

આછીપાતળી શીત હવાના કણોમાંથી ધુમ્મસની ધુમ્મસિયા લકીર ખસી નહીં ત્યાં સુધી આંખો બારીના બે સળિયાની વચમાં જડાઈ ગઈ.

રિલ્કે યાદ આવી ગયો. fogનો ચિરંજીવ ગાયક.

સૌંદર્યનિર્મિતી અને શબ્દો, રૂપનિર્મિતી અને ભાષા-ધુમ્મસ અને સવાર, ધુમ્મસ અને વાસ્તવિક્તા—કોઈક સમીકરણ મનમાં ગોઠવવા પ્રયાસ કરતો હોઈશ ?

કોઈ સમીકરણ ? સૌંદયનિર્મિતીનું ? સૌંદર્યનિર્મિતી તો કવિ કલાકારને એક રહસ્યમયી મુગ્ધતાની જેમ છેતરી જવામાં અનેરો આનંદ આપે છે.

બે શબ્દના પોલાણમાં સૌંદર્યનું નિવાસસ્થાન હશે ?

થોડી પળો માટે સમગ્ર શહેર અપરિચિત—alien બની ગયું.

શહેર અને વાતાવરણ alien છે કે ક્યાંક હું જ વિખૂટો પડી ગયો છું ?

ધુમ્મસમાં, ઝાકળભીના ધુમ્મસમાં કહે છે કે અતીતનો ભંડાર ભર્યો હોય છે.

મારી સ્મૃતિમાં આ પળે શું છે ? નવપલ્લવિત વસંતો અને કાંટાળી પાનખરો એક સાથે, અડોઅડ ઊગી નીકળી છે—સાવ નજદીક બંનેનું અસ્તિત્વ સાવ સાચુકલું.

—અને કવિ ક્વાસીમીદો, તમે પણ દોડી આવ્યા ?

I am a single man
a single hell !

અનન્ય ક્ષણોના ઢેર ઉપર બેઠાં બેઠાં બારીની બહાર હું શું જોઈ રહ્યો છું ?

પડછાયાઓ.. વહી ગયેલી..વહી જતી ક્ષણોના પડછાયાઓ !

શબ્દો, હું તને ધિક્કારું છું. આ સવારે અત્યારે આ પળે તારી નિરર્થકતા માટે હું તને શાપ આપીશ. (તું મને પણ ખુશીથી શાપ આપજે.)

કવિતા, તને...ના, તારા પ્રત્યેની ઉત્કટ શ્રદ્ધા હજુ સુધી મેં ગુમાવી નથી. આ ધુમ્મસમાં તો હું આ શ્રદ્ધાને તીવ્રતાથી અનુભવું છું

કવિતા; તારું રૂપ ક્યાંક આવું જ છે. રહસ્યમય... શ્વેત... ધુમ્મસથી આચ્છાદિત.

આજની સવારને શબ્દોની ક્યાં ગરજ છે ?

ભાષાને, શબ્દોને અતિક્રમી કવિતા ‘બની’ રહી છે —the poetry happens —આ ક્ષણે !

બે આંગળીઓના સ્પર્શ વચ્ચેથી સરકી જતી અનુભૂતિને એક કવિતા જ ક્યારેક સ્પર્શી લેશે.

‘ઓબ્જેક્ટ’માં ઈમેજને જોવાની અને ‘ઈમેજ’માં ‘ઓબ્જેક્ટ’ને જોવાની આંતરસૂઝ કવિતા જ પ્રગટાવશે.

જીવનની વાસ્તવિકતાના સમીકરણમાં પછી ભાષા નહીં હોય. ભાષા ઈમેજ-ઓબ્જેક્ટના સમીકરણનું રૂપાંતર આપોઆપ ઓબ્જેક્ટ-ઈમેજ-ઓબ્જેક્ટમાં સંક્રાંત થશે.

—અને ત્યારે જ શબ્દો દ્વારા શબ્દોને અતિક્રમી અનુભૂતિના વિસ્તારમાં કવિતાનો સંચાર થશે.

દોઢ કલાક પછી ધુમ્મસના આવરણને ચીરીને સૂર્યનો રથ મારી બારી પાસે ધસમસતો આવ્યો ત્યારે જ આ બધા વિચારો કરવાના હોશ આવ્યા હતા.

સવાર ઓગળી ગઈ.

હવે — રોજિંદી ક્રમિક ઘટનાઓ અને એકલસૂરીપણાની જાળમાં હું મારી જાતને બિછાવીશ.

આવા વિસ્મયને કોઈ રત્નજડિત દાબડીમાં પૂરીને સંઘરી ન શકાય ?

દિનભર મનના ખૂણામાં મારી રત્નજડિત દાબડીને હું શોધતો રહ્યો અને એ સાંજે જ—

એક અગાશીમાં, આભ સુધી અડકતા હિંચકા ઉપર હિલોળા લેતાં એણે કહ્યું :

‘આજની સવાર—’

મારી સમગ્ર ચેતના કર્ણમૂળમાં આવીને બેઠી.

‘આજ સવારે કરોળિયાનું એક મુલાયમ, રહસ્યમય જાળું મેં જોયું—ઝાકળનાં મોતીથી મઢેલું !’

રહસ્યમય—

કોણ ? સવાર, ધુમ્મસ, કરોળિયાનું જાળું—

કે કવિતા ! તું ?

[‘શબ્દના લૅન્ડસ્કેપ’માંથી]

17

# અનુરાગની લિપિ

વિષ્ણુ પંડ્યા

દરેક સ્થળવિશેષને કેટલાબધા ચહેરા હોય છે ? આપણો પરિચય તેમાંના એકાદ-બેથી થાય છે. પ્રવાસન વિભાગે તેની સુવિધા પણ કરી આપી છે : ટૂંકાગાળામાં, તે માહિતીનો ભંડાર ખૂલો કરી આપીને આપણાં 'સહેલાણી-પણાં'ને રીઝવી શકે છે.

પણ, આ જગ્યાઓના બીજાય કેટલાક ચહેરા છે : નિતાંત એકાકી, નેપથ્યપ્રિય અને સૌન્દર્યમણ્ડિત. તૂટેલો સ્તંભ, ઉપેક્ષિત જીર્ણ બારી, પરસાળની સુગન્ધ, અવકાશને આધાર આપી રહેલાં વૃક્ષો, આરસના ટુકડાઓ અને ખંડિયેરની છાયાનટ જેવી લીલા નિહાળતું રહેતું ખુલ્લું આકાશ : આ બધું એક યાત્રાના અનુભવ સરખું છે : અંદરની યાત્રા. હેમરશૉલ્ડની પેલી ઉક્તિ જેવું : The longest journey is the journey inwards...

*　　　*　　　*

માંડવગઢની આસપાસ ખંડિયેરો છવાયેલાં છે. રૂપમતી અને બાજબહાદુરની પ્રણયકથાને સાચવીને બેઠેલા આ સ્થળ સુધી હવે ઘણા સહેલાણીઓ આવે છે; અને ભાડે લીધેલી રિક્ષામાં જાણીતાં સ્થળો જોઈને પાછાં વળી જાય છે.

પાછાં વળીને જોવાનું થાય તો આ છિન્નભિન્ન ગઢના અનુરાગનો કદાચ અણસાર આવે !

આ ખંડિયેરોની પાસે કોઈ જાજરમાન બુલંદી નથી. આરંભે પ્રણય અને પછી ધર્મ—એવી એની નિયતિ ઇતિહાસે સાચવી છે. એમ લાગે કે ઇસ્લામ અને જૈન બન્નેએ પોતાની વિશેષતાઓને અહીં આરૂઢ કરવાનો પ્રયત્ન કર્યો હશે.

પરંતુ ત્યારેય માનવભીડની વચ્ચે રેલાયાં હશે રાગ-અનુરાગનાં છાંટણાં. તેની લિપિ આ પહાડીઓની વચ્ચે ગુપચુપ બેઠેલા માંડવગઢમાં પામી શકાય છે.

રાણી રૂપમતીના મહેલ તરફ જતાં વચ્ચે એક એકાકી ઇમારત આવે છે તેને દાઇમાનો મહેલ કહે છે. મહેલથી દૂર, રસ્તા પરની એક શિલા પર ઊભા રહીને તમે સાદ પાડો તો પ્રતિઘોષ કાને અથડાય.

શબ્દનો પણ આયનો હોતો હશે ? જેણે આ સ્થાપત્યની રમતનો કસબ અજમાવ્યો હશે તેને માનવરૂપ કરતાં માનવશબ્દની વધુ ચાહના હશે ?

કે પછી, પોતાનું અને પોતાનાં પ્રિય પાત્રનું—એ બે નામોની વચ્ચેના સંસારને વ્યક્ત કરાવવામાં સ્થપતિએ માનવજાતની ઉત્તમ મજાક કરવાનું ધાર્યું હશે ?

આ પગમાર્ગે પહોંચાય છે બાજબહાદુર અને રૂપમતીના મહેલદ્વય સુધી. બંને આમને-સામને ઊભા છે : વિસંવાદી અભિશાપ રૂપે નહીં; ચિર-પ્રતીક્ષિત મુદ્રામાં. એકબીજાથી દૂર હોવા છતાં તેમાં સન્નિકટ પદચાપ સંભળાય. બેમાંથી એકેયને ખંડિયેર કહી દેવાનું ગમે તેવું નથી; બન્ને છે પ્રણય-ઇમારતો. હવે તે મહેલાતોનું અર્ધ-રૂપ છે; ને છતાં તેના સૌંદર્યને પ્રણયકથાએ અખંડ રાખ્યું છે. રૂપ અને સૌંદર્યની વચ્ચે આટલું જ અંતર હોતું હશે ? રૂપમતી અને તેની કથાનું રૂપ હવે રહ્યું નથી, પણ સૌંદર્ય યથાવત્ !

મહાલયમાં ક્યાંય ઝીણવટભર્યું નકશીકામ નથી. પથ્થરની મહેલાતની ઉપરની છત સુધી પહોંચવા અંધારી ગલિયારીમાંથી પસાર થવું પડે. રૂપ સુધી પહોંચતી બાંદીઓ પણ નિશ્ચિત થયેલી હશે. અને અહીંથી...

હા, કહે છે અહીંથી સદ્યસ્નાતા રૂપમતી નર્મદાને અભિષેક કરતી; પ્રણયી બાજબહાદુર પોતાના મહેલમાંથી તેને નીરખતો હશે. એ ભીંજાયેલા પ્રણયસ્વરૂપનો થડકાર મહેલાતના ' ગ્રરમાં સંભળાય છે. શિલ્પવિહીન પથ્થરોએ પ્રેમની ભાષાને સાચવી રાખી છે; એટલે જ 'નામ ગૂમ જાયેગા ચહેરા યે બદલ જાયેગા, મેરી આવાઝ હી પહેચાન હૈ...' એવું ગીત કોઇનેય સૂઝે તેમાં નવાઈ નથી.

—પણ કયા અવાજની પહેચાન ?

રૂપમતીનો અવાજ ? બાજબહાદુરનો ? બે મહાલયો વચ્ચેની સૂમસામ પ્રણયરાત્રિઓનો ? કે, એ વિશ્રમ્ભકથાના સાક્ષી સમયનો ટંકારવ ?

હવે તો એ બધું સરી ગયું છે. નર્મદાનાં વહેતાં જળઝરણાં હવે નથી. ન ઝરૂખે બાંદીઓ થકી શૃંગાર સજતી રૂપમતી. ન નૃત્યાંગનાઓનો દેહલય. ન બાજબહાદુરના સાજિંદાઓ.

થોડીક દંતકથાઓ રહી ગઈ છે. સહેલાણીઓનો અવાજ. કૅમેરા. ઊડી જતાં પંખીઓ. ઢાળ પરથી નીચે ઊતરતા ગાતા જતા વનવાસીઓ.

અને પોતાનામાં સમાઈ ગયેલા અનુરાગને ગુમાવવા ન ઇચ્છતી પથ્થરની લિપિ.

હિંડોળા-મહેલનો વળી ઑર અસબાબ છે. મુગલકાલીન માનસને જિંદગીનાં ઝૂલતાં સ્વરૂપોમાં વધારે રસ પડતો હશે ? અમદાવાદના ઝૂલતા મિનારા જોઈને જે પ્રશ્ન થયેલો, તે ફરી વાર માંડવગઢના હિંડોળા-મહેલ પાસે પહોંચતાં પણ થયો. ઇતિહાસકારોએ આવા રંગીલા મનની કડીઓ તપાસવા જેવી છે. આ મુસ્લીમ નઝાકત બીજી દુનિયામાં દોરી જતી અનુભવાય. દૂરથી એ સ્થાપત્ય ઢળેલા હિંડોળા જેવું લાગે, અને મુખ્ય દ્વારેથી પ્રવેશ કરો એટલે લાંબી, ઠંડી, પરસાળો, મોટા ચકચકતા ઓરડા, ઝરૂખા, આરસસ્તંભો અને દ્વાર પાર કરતાં એવા સ્થાને પહોંચો, જ્યાં આમાંનું કશું જ નથી; માત્ર બસો-પાંચસો વર્ષની અલિખિત સ્મૃતિનું અવિરત નાટ્ય.

સમય અહીં થોભી ગયો છે.

તૂટી ગયેલા મહેલની ખુલ્લી છત પર આવીને અમે ઊભાં ત્યારે આંખ સામે મહેલનો પાર્શ્વ ભાગ અને દૂર સુદૂરનાં મેદાનો. જુઓ, તે જીવંત છે. સમય તેને પ્રશાંત બનાવી શકે છે, અવસન્ન નહીં. તેથી ઘેરી ઉદાસીનતા જ તેને જીવંત બનાવે છે; ને ખંડિયેરમાંથી એક બિલાડી ચુપચાપ સરકી જાય છે. એક નિરાવરણ વૃક્ષ ઊભું છે, તે આટલી હલચલમાંથી પોતાનાં અસ્તિત્વને પામી લેતું હશે.

...અને આપણે ?

એ કાળની કોઈ અણમાનીતી, પોતાનાં સુખદુ:ખ મનમાં સંકોરી લઈને ચુપચાપ જીવ્યે જતી, અંધકારમાંયે પગની મેંદીના રંગનો અનુભવ કરતી બાન્દી સરખાં — જેનાં ચરણની ઝાંઝરીની એકાદ ઘંટડી રણકતી-રણકતી છૂટી પડી ગઈ છે — આવતી કાલ વિનાની.

—એ રાત ફાગણની પૂનમની હતી. ગઢથી થોડેક દૂર શાંત ગેસ્ટહાઉસનું પ્રાંગણ. થોડેક દૂર વૃક્ષોથી ઘેરાયેલું છલછલ સરોવર, મેંદીની વાડનો દૂર દરવાજા સુધીનો માર્ગ. દરવાજાની વીજળીના અજવાળે આસપાસ ગામડાંના વનવાસી સ્ત્રી-પુરુષોની એક ટોળી એકઠી થઈ છે. ઢોલક બજાવતાં, ગ્રામીણ તરજમાં કોઈ ઉલ્લાસનું ગીત તેઓ ગાઈ રહ્યાં છે.

મિત્રે આકાશી ચંદ્ર બતાવ્યો.

હોલિકા પર્વ મનાવવા નીકળ્યો હતો એટલે તેય રક્તિમ ઘેરાશભર્યો હતો !

* * *

—લીલાંછમ ઘાસને જ મારી કબર પાસે છવાઈ જવા દેજો. એનાથી અધિક સુંદર ઓઢણી બીજી કઈ હોય ?

એંશીની વયે મૃત્યુ પામેલી જહાંઆરાની કબર પરની આ ઉક્તિ, પ્રકૃતિની આંગળીએ ચાલેલી કોઈ અભિસારિકાની જ સૌંદર્યયાત્રાને વ્યક્ત કરી દે છે ને ?

આગ્રા જતાં, મુમતાજની પહેલાં યાદ આવી હતી જહાંઆરા. આગ્રાના કિલ્લામાં તે રમી હતી, તરુણાઈનું મૌગ્ધ્ય પાંગર્યું હતું, યૌવનનો ફાગણ લહેરાયો હતો અને મુગલ રાજ્યપરિવારના લોહીનીતર્યા સંઘર્ષની વચ્ચે જોતજોતામાં યુવાની પણ પાછળ રહી ગઈ હતી. હવે હતા, એ બુઢ્ઢા પિતાનું સખ્ય સાચવવાના પ્રયત્નો. પિતા શાહજહાંને પુત્ર ઔરંગઝેબે જ કેદ કર્યો હતો, ને તે આગ્રાના કિલ્લામાં. આ ઝરૂખેથી આંખ સામે તાજમહેલ હોય અને શાહજહાંની આંખો છલોછલ ભરાઈ જાય : પુત્રને પિતાની સૌથી અમાનુષ સજાનો ખ્યાલ હતો. શાહજહાંને માટે આટલી જ સ્મૃતિ-સજા પર્યાપ્ત હતી : મુમતાજ તો નથી રહી, તેની સ્મૃતિમાં બંધાવેલો તાજ જ પ્રત્યક્ષ !

શાહજહાં-ઔરંગઝેબ-મુમતાજ બધાંની વિગતો સાંપડે છે પણ જહાંઆરાને તત્કાલીન ઇતિહાસકારોએ ન્યાય નથી આપ્યો. સાડા સાત વર્ષ કેદી પિતાની એકલતાને મથી મથીને છિન્નભિન્ન કરનાર આ મુગલકન્યાના આત્મીય સમ્બન્ધને ઇતિહાસ

હસે છે ! ખરી વાત તો એ છે કે એ અવિશ્વાસુ દિવસોની વચ્ચે મુગલ સંસારનાં બે ફૂલ જીવન અને જીવનની પેલી પારનાં સત્યને આંબવા મથી રહ્યાં હતાં : જહાંઆરા અને દારા શિકોહ. બન્ને ભાઈ-બહેન હતાં. રાજકુમાર ખુરમનું પહેલું સંતાન તે આ કન્યા. અને પછી એક વર્ષે જેનો જન્મ થયો તે 'ગુલેઅવલ્લીને ગુલિસ્તાને શાહી'—'સામ્રાજ્યનું પ્રથમ પુષ્પ' દારા શિકોહ. પરિવારની વિચિત્ર કરુણાંતિકા રૂપે, ત્રીજું સંતાન દાહોદમાં જનમ્યું, 24 ઑક્ટોબર 1668. એ ઔરંગઝેબ. ખુરમ-શાહજહાંના ચૌદ સંતાનોમાંથી જે સાત જીવતાં રહ્યાં, એ બધાં 'દોન ધ્રુવ'ની જેમ અસમાન હતાં. ઔરંગઝેબ તેમાં પૂરા અંતિમે પહોંચ્યો. બગાવત કરીને સત્તા હાંસલ કરી; બુઢ્ઢા બાપને કેદી બનાવ્યો, અને ભાઈ દારાને ગમે ત્યાંથી જીવતો કે મરેલો પકડી લાવવા સૈન્યને દોડતું કર્યું.

જીવનનું અસ્તિત્વ ટકાવવા મથતો દારા એ દિવસોમાં પણ, શસ્ત્રો અને શાસ્ત્રોનો વિનિયોગ કરતો રહ્યો હતો ! જહાંઆરાની પણ તેમાં આંતરસૂઝ હતી. બંનેના ગુરુ એક હતા. 'યોગવાશિષ્ઠ' સુધી, જ્ઞાનપિપાસુ દારાએ પોતાના રઝળતા જીવને દોર્યો હતો. વાસ્તવિક જીવનમાં તો તેના નસીબે થકવી નાખે તેવી રઝળપાટ, ખૂંખાર લડાઈ, અપમાન અને મૃત્યુ જ રહ્યાં. અસીમ પ્યારથી જેને પરણેલો એ નાદિરાને આક્રમણની વચ્ચે જ ખોવી પડી. એક સંતાન દિલાસો આપવા સાથે હતું એટલું જ આશ્વાસન તે લેતો.

...પણ, જીવનની છેલ્લામાં છેલ્લી અવમાનના પણ તેના નસીબે હતી : પકડાયો ત્યારે ભાઈ ઔરંગઝેબે દિલ્હીની બજારોમાં, અપમાનિત અવસ્થામાં જુલુસ કાઢીને ફેરવ્યો. હાંસીપાત્ર બનાવવા આ 'રાજકુમાર'ને વૃદ્ધ હાથણી પર, તૂટેલી મેલી શાલ વીંટાળીને બેસાડવામાં આવ્યો હતો. રાજમાર્ગ પર ન તેણે માથું ઊંચું કર્યું, ન લોકોની સામે નજર કરી. બસ, એકવાર એક બુઢા ભિક્ષુકનો અવાજ કાને અથડાયો : અરે દારા ! તમે રાજા હતા ત્યારે રોજ ભિક્ષા આપતા. આજે હું જાણું છું કે તમારી પાસે કશું નથી !' દારાએ શૂન્ય નજરે તેની સામે જોયું, તેણે ખભા પરની તૂટેલી શાલ તેના તરફ ફેંકી.1965ની 31મી ઑગસ્ટે તો ઔરંગઝેબે દરબારની સલાહ લઈને —(સલાહ આપનારામાં દારાની એક બહેન રોશનઆરા પણ હતી.) દારાનું માથું ધડથી કાપી નાખીને 'બદબખ્ત !' શબ્દથી નવાજીને, મૃતદેહને નગરમાં ફેરવ્યો. 'સત્તાને કોઈ સંબંધ હોતો નથી' એવું તેના પુરોગામીએ કહ્યું જ હતું ને ?

જીવન અને મૃત્યુના આ વિષમ અન્તિમો નિહાળનારી જહાંઆરાએ ભાઈ ઔરંગઝેબને માફ નહીં કર્યો હોય અને પોતે સાંસારિક્તાના આ ઘૃણિત દશ્યોથી નિર્લેપ પણ બની ગઈ હશે. એની વાત્સલ્યભરી—કરુણાભરી પણ—જાળવણીની બીજી કોઈ ઘટના મુગલ ઇતિહાસે સાચવી નથી. કદાચ, વિરલ જ હશે આ તાણાવાણા. આગ્રાના કિલ્લાએ તો જાળવી રાખ્યા છે. ડિસેમ્બરના શિયાળુ તડકામાં ત્યાં ફરતાં, જ્યારે 'ખાસ મહેલ'માં અમે પહોંચ્યા ત્યારે કોઈએ કહ્યું : અહીં, ઉત્તરના મંડપમાં રહેતી હતી જહાંઆરા. વૈભવના લસરતા દિવસોમાંયે તેણે લખેલું : મુનીસ-ઉલ-અખા.

શેખમુઇનુદિન ચિશ્તીની કબર પર આ રચના અંકિત થયેલી છે. જીવનનાં લગભગ બધાં જ વર્ષોમાં, જહાંઆરાએ પિતાની દારુણ અવસ્થા અને સત્તાપિપાસુ ભાઈના હત્યાકાંડ નજરે નિહાળ્યા હશે એટલે જ દુન્યવી માર્ગો પર દોડી નહિ હોય. જીવનસંગી પણ તેણે ન શોધ્યો.. કેદી પિતાની સુશ્રુષા માટે જાતે બન્દિની થઈને રહી. પિતાએ પુત્રીને પોતાની મિત્ર જ માની હશે, ને પત્ની મુમતાજને યાદ કરતાં, તાજ તરફ નજર જતી હશે ત્યારે એ ગણગણતો હશે :

ગર ફિરદૌસ બર રુએ જમીં અસ્ત
હમીં અસ્તો, હમીં અસ્તો, હમીં અસ્ત.

...પણ એ તો હતી ભગ્ન મનને મનાવવા માટેની પ્રવૃત્તિ. જહાંઆરા તે જાણવા છતાં બોલી નહીં હોય.

આગ્રાના કિલ્લાના ઠંડા આરસના પથ્થર પર પગ મૂકતાં આ અનુભવ થાય, ન થાય ત્યાં 'મુસમ્મન બુર્જ' તરફ નજર વળે. હા, 1666 ઇસવીસનની એક કડકડતી ઠંડીની સાંજે શાહજહાંએ છેલ્લા શ્વાસ લીધા ત્યારે આ બુર્જનાં પગથિયાં પરથી તેનો મૃતદેહ લઈ જવાયો હતો. નીચે દરવાજો કાયમ બંધ રખાતો તે તોડીને શાહજહાંનો જનાજો નીકળ્યો હતો—'તાજ' સુધી. મુમતાજની કબર પાસે.

* * *

તાજનાં અનેક રૂપ છે : આપણી હથેળીમાં એ બધાં પામવાં અસમ્ભવ છે. શાહજહાં પણ આંખો બંધ કરી ત્યાં સુધીમાં એનાં લાવણ્યને સંપૂર્ણપણે ભાગ્યે જ પામી શકયો હોય.

બસ-પ્રવાસથી થાકીને રાત્રે અમે આગ્રા પહોંચ્યા, પછી તરત તાજમહાલ તરફ જવા અમે નીકળ્યાં ત્યારે પણ ખાસ ઉત્સુકતા નહોતી. જઈને જોયું તો ચાન્દની રાતે તાજમહાલે પોતાના રૂપગૌરવમાં જરાકેય અધુરપ આવવા દીધી નહોતી ! દિલ્લીમાં પરિસંવાદમાં આવેલા, યુરોપિય પત્રકારોમાંના એક અચાનક અમને અહીં પણ મળી ગયા તો, આનંદાશ્ચર્યથી બોલ્યા : અરે વાહ, તમે ? આશ્ચર્ય ! કદાચ, તેમને કહેવું હતું તાજ માટે, પણ તે ફરી મિલનનાં નિમિત્તે કહેવાઈ ગયું !

તાજ સુધી પહોંચનારા માર્ગે પહેલીવાર નીકળીએ ત્યારે એમ લાગે કે કોઈ ઇતિહાસપ્રસિદ્ધ નગરી તરફ જઈ રહ્યા છીએ, પણ સહેલાણીઓને વીંધીને, તાજના મુખ્યદ્વારથી અંદર પ્રવેશો તો તરત અનુભવ થાય છે—કોઈ કલાકારની રચનાના સંસારની સંન્નિકટતાનો !

પ્રવેશદ્વાર પછી હજાર વર્ગફૂટનો ઉદ્યાન. વચ્ચે બે અસ્ખલિત ઝરણાં, ફુવારા, લીલાંછમ વૃક્ષોની છાયા અને એ પછી તાજ. સંગેમરમરનું આ શિલ્પ હાથ લંબાવતું નથી; બોલાવતું નથી. કોઇનીયે પ્રતીક્ષા નથી તેને. જે છે તેમાં અંશની અભિવ્યક્તિ શક્ય છે : કંઈક પ્રણયના શ્વેતકમળની સુગંધ, કંઈક અતીતની પીડા અને સમૃદ્ધ શિલ્પગૌરવ. શું મુમતાજનાં વ્યક્તિત્વની તો આ પ્રતિકૃતિ નહીં હોય ?

...અને, તે આકારિત થયો હશે એ પહેલાં કેટલી વાર શાહજહાંએ સપનાંમાં જોયો હશે ? એનો જવાબ આપી શકનારી જમુના પણ હવે અનુત્તર છે. તાજ પાસે રહી છે તે કિંવદતીઓ : આ સફેદ સંગેમરમરની પરસાળમાં, ક્યારેક પડ્યાં હશે રૂપગર્વિતાઓનાં પગલાં, તેનો ઠસ્સો અને ઝાંઝરના રણકાર ક્યાંક રહી ગયા હશે. પાસેના મહેલમાં નવાબોના રસાલા રહેતા એની ઝાંખી થતી હશે; શિલ્પીઓની યાદ તાજી થઈ હશે અને બુઢ્ઢા શહેનશાહની, મૃત્યુપૂર્વેના દિવસોની ડૂસકાંભરી વિશ્રમ્ભકથા.

મૃત્યુ પણ પ્રણયનો વિકલ્પ બની શકે એવો અનુભવ એમાં સચવાયો નથી ?

1631ની જૂનના એક બુધવારે બુરહાનપુરમાં મુમતાજે એક કન્યાને જન્મ આપતાં આંખો મીંચી. ત્યારે જહાંઆરા ત્યાં હતી. અલવિદા લેતી 'મહેલની શોભા'એ પુત્રીને કહ્યું કે તેના બાપને ગમે ત્યાંથી બોલાવી લાવે. શાહજહાં દોડતો આવ્યો. ત્યારે મુમતાજે તેનો સાથ છોડી દીધો હતો. પછીની જિંદગી બાદશાહે સ્મૃતિનાં ખંડિયેરોમાં જ વિતાવી; 1653માં તેની યાદને અક્ષત કરવા તાજમહાલ બંધાવ્યો. નાદાન પુત્રે એટલી રહમ જરૂર કરી કે કેદી પિતાને, માતાની કબર પાસે જ દફનાવ્યો !

... અને તાજને ઘડનારા હાથ ? દંતકથાઓએ એ સર્જકશ્રેષ્ઠ આંગળીઓની છાપ જાળવી છે. ઇતિહાસકારો પાસે ઘણાં નામો છે — આ રચનાની પ્રતિષ્ઠા અપાવવા માટે. ક્યું સાચું તેની આપણને ખબર નથી. પણ એક રોમાંચક ઘટના જરૂર ન ભૂલી શકાય તેવી છે : તાજના મુખ્ય શિલ્પકાર સ્થપતિ તરીકે જેનું નામ ગણાવાય છે છે તે ઇટાલિયન સ્થપતિ જેરોનિમો વિરોનિઓ જ્યારે લાહોરમાં મર્યો, ત્યારે તેનેય દફનાવવામાં આવ્યો, આગ્રામાં જ; કલા, કલાકાર અને તેના સ્વપ્નદૃષ્ટાઓ : બધાંની મિલનભૂમિ અહીં જ ! 'દીવાને ફરીદી'માં આવાં બીજાં નામોનો ઉલ્લેખ પણ છે : કંદહારનો અમાનતખાં શિરાજી, આગ્રાનો ઇસાખાં, દિલ્હીનો પીરા, બનુહર, જાટમલ અને જોરાવર, ગુંબજનિર્માતા ઇસ્માઈલખાં રૂમી, કાશ્મીરનો રણમલ...

ક્યાંક આ બધાંએ પણ સાથે રહીને ગોષ્ઠિ કરી હશે, એનો સ્વર સંભળાય તો કેવું ?

તાજે આનોયે પ્રત્યુત્તર ન આપ્યો. આકાશમાં એકાદ વાદળી સાથે ખેલતા ચાન્દને ગપસપ કરી લેવાનું મન થયું તોયે તેનેય હોંકારો ન જ ભણ્યો !

* * *

હલદીઘાટી તરફનો રસ્તો.

ચોતરફ વરસતું વાતાવરણ છે. સહ્યાદ્રિની પર્વતમાળ પર મંદ્ર ગતિથી વર્ષા અભિષેક કરવા માંડી છે. વનસૃષ્ટિની લીલાશ જલસીકરથી તાઝગી પ્રાપ્ત કર્યાનો અનુભવ કરવા લાગી. મંડરાયેલા આકાશ સાથે ઘણાંને ગોષ્ઠિની ઇચ્છા થઈ : પહાડી, ખીણ, વૃક્ષરાજી, ચઢાવઢોળાવવાળા માર્ગના વળાંકો, ખોબા જેવડાં ગામડાંઓ અને ઝૂંપડાંઓ, તળાવો. એ સ્વર કાને પડે ન પડે એ પહેલાં, નિષ્ઠુર વાહન તો દોડ્યું

જ જાય છે : નિશ્ચિત સ્થાને પહોંચવાના આદેશપાલનનો આટલોય ગેરલાભ. બસમાં વાતચીતો છે, ગાના-બજાના છે, ટોળટીખળ છે, ને બહાર અસીમિત પ્રકૃતિએ લંબાવેલો હાથ !

આ વનરાજિની વચ્ચે રહીને, રાણા પ્રતાપે અસ્તિત્વની લડાઈ લડી હતી, ને એમાંથી ઇતિહાસને પરાક્રમકથાઓ સાંપડી. પણ, મનમાં કંઈક જુદો જ પ્રશ્ન ઊઠ્યો : પ્રતાપસિંહે અકિંચન શી અવસ્થા ભોગવીનેય આ ભુમિ ખાતર શા કારણે લડાઈ લડી હશે ? શું પોતાના અદિકારને સાંથે ઠેરવવા ? સ્વ-દેશની વત્સલ ભાવુક્તાથી ? ફનાગીરીના અતિરેકથી ?

...કે, ભૂમિ પ્રત્યેના અખંડ સ્નેહને વશ થઈને જ ?

ઇતિહાસ ભલે ચૂપકીદી દાખવે. માણસનું જીવન એમ સીધાંસાદાં સમીકરણમાં બંધાઈ જતું નથી. જીવનકથાનાં પૃષ્ઠો પર આલેખાયેલાં ચરિત્રોનાં જીવનમાં ઘડેલી ઘટનાઓનું નિમિત્ત દર્શન અધૂરું જ રહે છે; અસ્પષ્ટ પણ. બુદ્ધનો પ્રભાવ, મીરાંનું મૃત્યુ કે શંકરાચાર્યનાં જીવનના આવાં ઘણાં ઉપેક્ષિત વળાંકોથી આપણે અજાણ છીએ.

શું એવું ન બન્યું હોય કે પ્રતાપ પણ દેશની માટીના અખંડ સૌંદર્ય માટે લડ્યો હોય ? માટી જો જીવનના સ્વરૂપનો અંશ ન હોય તો બંકિમબાબુનું 'વંદેમાતરમ્'ન રચાયું હોત. વ્યાખ્યાના સીમાડાને અતિક્રમીને જ્યારે માટીની ગરિમા સાથે વ્યક્તિ બદ્ધ થઈ જાય ત્યારે તે પોતાના સમર્પણની ક્ષણિકાની માલિકા જ સર્જતો હશે. એમાં કેવળ ભક્તિ ન હોય. સર્જન પણ હશે, કલા પણ હશે; મીરાંનાં ગીતોની જેમ.

પ્રતાપે જે ભૂમિને અસીમિત વહાલ કર્યું એ પણ આવી અપરિચિત સુગન્ધને છલકાવે છે. હલદીઘાટીની વ્યૂહરચના, સંઘર્ષની ચરમસીમા દેખાડતાં સ્થાનો, એક સ્થાને ઢળી પડેલો ચેતક, પન્ના ધાઈની સ્મૃતિ સાચવતું ખંડિયેર : બધે એ જ રક્તિમ રચનાઓ છે. પન્ના ધાઈના મહેલના આગલા ભાગમાં હવે અદ્યતન સુંદર સ્મારક બની ગયું છે. તેની પાછળ ઊભું છે આ ખંડિયેર. તેની સુંદરતામાં માનવીય ગરિમા ભળેલી છે. વિચ્છિન્ન થઈ ગયેલાં, તેનાં દ્વારેથી બહાર ઉદય તળાવ અને છુપાયેલું નગર દેખાય છે.

પાછા ફરતાં મારા યુવાન મિત્રે ઉદ્યાનમાંથી ખીલેલું શ્વેત કમળ હાથમાં થામ્યું ત્યારે ફરીવાર એ જ પ્રશ્નાર્થ થયો : જીવનસૌંદર્યની કમલ જેવી ખિલાવટ મૂકી ગયેલાં આપણાં ઐતિહાસિક પાત્રોની કેટલી ગોપિત બાજુઓ રહી છે ? ઇતિહાસ એના પર પ્રકાશ નહીં પાડી શકે : એ કાર્ય તો સર્જકસ્વરૂપોનું જ.

* * *

સિમલાની નયનરમ્ય પહાડી જોતાંવેંત યાદ આવેલો કિપલિંગ. મુંબઈમાં જન્મેલો અને સિમલાથી માંડલેના માર્ગ સુધી પહોંચતા પહોંચતા મધુર સ્મૃતિઓ સંગોપતો, આ અંગ્રેજ કવિ 'ઇસ્ટ ઇઝ ઇસ્ટ ઍન્ડ વેસ્ટ ઇઝ વેસ્ટ' એવાં બે અંતિમોનું ઉચ્ચારણ જ કરી ગયો હોત તો શાયદ, યાદ કરવાની જરૂરત ન રહેત.

—પણ તેણે અહીંની 'જખઉ શિખર'ની નિશ્રામાં માનવ સંબંધની રમ્ય કેડી પણ આલેખેલી, આમ :

Princess, behold our ancient state
Has clean departed, and we see
'Twas idleness we took for fate
that bound light bonds on you and me.
Amen ! here ends the comedy
where it began in all good will;
Since love and leave together flee
As driven mist on jakko hill.

એક પ્રવાસીની અમેરિકન મહિલાએ ભારતમાં રૂડ્યાર્ડ કિપલિંગના પ્રવાસમાર્ગના સગડ ખેડીને, ક્યાં આ કવિની કઈ રચનાનું સ્ફુરણ થયું હશે તેનો અંદાજ બાંધીને એક પુસ્તક લખ્યું છે : 'કિપલિંગનું ભારત'. તેમાં તેની રચનાઓમાં આવતાં ભારતીય પાત્રો અને સ્થાનોનો સંકેત છે. આ પુસ્તક તત્કાલીન બ્રિટિશરોના મિજાજનો યે ખ્યાલ આપે છે. એમને મન તો સિમલા જ હતું'એન્ગ્લો ઇન્ડિયા.' આ ગ્રીષ્મકાલીન રાજધાની તરફ તેઓ ભારતની પ્રાકૃતિક - રાજકીય ગરમીથી ત્રાસીને વારંવાર દોરાતા હશે અને 'મડમો'થી સીમલા લચી પડતું હશે. કિપલિંગે પણ મુંબઈથી સિમલા પહોંચ્યો કે તરત 'હાશ' કહી : At Simla, All things begin and many come to an evil end.

હવે તો તે હિમાલય પ્રદેશની રાજધાની અને સહેલાણીઓનું નગર માત્ર રહ્યું છે. પણ દેવદારનાં વૃક્ષો અને વરસતા બરફની આ દુનિયામાં હજુ ઈંગ્લાંડના મનને પ્રકાશતા સ્મૃતિતારલિયાઓ ક્યાંક ક્યાંક ઝળક્યા કરે છે.

મારે મન સિમલા એક વૃક્ષસ્મૃતિ જ રહી ગયું છે !

શિશિરની એક ઠંડી સંધ્યાએ 'રિટ્ઝ' હૉટેલની પાછળ દોર્યે જતી વનછાઈ પગદંડી પર અમે બંને મિત્રો ચાલ્યે જતાં હતાં. દેવદારનું ડોલન અને હવાનો સરસરાટ. આકાશમાંથી, ઈધરઉધર ખેલતા બાળકની જેમ સૂરજ ક્યારે વિદાય થઈ ગયો હશે, ખબર રહી નહીં. શબ્દોની અનિવાર્યતા ભૂંસાઈ ગઈ અને મૌને પ્રકૃતિનું સખ્ય સાધી લીધું.

એક વળાંકે આવીને પગલાં થોભી ગયાં. એક વૃક્ષ અને આરસની મેલી થઈ ગયેલી તખતી. અમે શબ્દો ઉકેલવા મથ્યાં : પહેલા વિશ્વયુદ્ધમાં દૂર દેશાવરમાં અંગ્રેજ પતિ લડાઈમોરચે મૃત્યુ પામ્યો હતો, તેની સ્મૃતિમાં પત્ની અને બાળકોએ આ વૃક્ષને જ સ્મરણસ્તંભ કલ્પી લીધું, ને લખ્યું હશે : પ્રિય સ્વજન, આ તમારું વહાલું વૃક્ષ તમારી પ્રિયસ્મૃતિમાં...

['શાહમૃગ અને દેવહુમા'માંથી]

૧૪

# સ્ટેચ્યૂ રમવાની મઝા

અનિલ જોશી

વરસો પછી મારા ગામની શેરીમાં પગ મૂક્યો ત્યારે આખીયે શેરી હું સાવ અજાણ્યો હોઉં એમ મને તાકી રહી. ડંકી પાસે પાણી ચૂંથતા છોકરાઓ, એકાદ-બે રખડતી બકરીઓ, પોદળો કરતી ગાય, જૂની ગટરોનાં કાટ ખાધેલાં ઢાંકણાં, અગાશી અને ધાબાં ઉપર શિયાળાનો તડકો ખાતા બીમાર વૃદ્ધો, ઊડતી સમળી—આ બધાં જ મને શ્વાસની માફક વળગી પડ્યાં, પણ આજે એમાંનું કોઈ મને ઓળખતું નથી. મારા શૈશવનું આઈડેન્ટિટી કાર્ડ બતાવું તો પણ મારી શેરી મને ઓળખવા તૈયાર નથી. આ શેરીવટો જોઈને હું ખૂબ વિહ્વળ થઈ જાઉં છું, પણ વીતેલા સમયમાં હું કેમેય કરી પાછો ફરી શકતો નથી. આંખમાં એ મકાનો ઠાંસી ઠાંસીને ભરી લઉં કે પછી એ શેરીને શ્વાસમાં લઈ ફેફસાંમાં ભરી લઉં એવી તીવ્ર ઇચ્છા થઈ આવે છે. પણ હું કશું જ કરી શકતો નથી. મારી શેરીમાં ભૂતકાળનાં જળ થીજી ગયાં છે.

સાંજ પડતાં હું એકડિયા-બગડિયા ઘૂંટતો હતો એ તાલુકા શાળાના કમ્પાઉન્ડમાં કોઈને ખબર ન પડે એ રીતે પગ મૂકું છું, એ શાળાનું મકાન હજી એવું ને એવું રહ્યું છે. રિસેસમાં અમે પાણી પીવા જતાં એ પાણીની ઓરડીની જગ્યાએ મોટું મકાન બંધાઈ ગયું છે. શાળાનાં પગથિયાં પાસેની ભીંતનો ઉપયોગ અમે પેનની અણી કાઢવા માટે કરતા, એ ભીંત એવી ને એવી સચવાઈ રહી છે. આજે એ ભીંતનો અમુક ભાગ પેનના ઘસારાથી આધુનિક શિલ્પકળાના નમૂના જેવો લાગે છે. હું એ ભીંતને હાથ ફેરવવા જાઉં છું ત્યાં મારી આખી બારાખડી ખળભળી ઊઠે છે. કક્કો ઊંધોચત્તો થઈ જાય છે. સાંજના ઊતરતા અંધારામાં હું એ શાળાનું કમ્પાઉન્ડ છોડું છું ત્યારે કોઈ મનમાં બોલે ને તોય મોટા અવાજે સાંભળી શકાય એવી શૂન્યતાથી હું આખો ભરાઈ જાઉં છું.

વહેલી સવારે શેરીમાં કેટલાક છોકરાઓને કેસૂડાનો રંગ બનાવતા જોઉં છું ત્યારે વસંત ઋતુનું આછું લખલખું મારા શરીરમાંથી વીજળીના કરન્ટની જેમ પસાર થઈ જાય છે. પાંડુ જેવો હું કેસૂડાને અડકવા જાઉં છું પણ અડકી શકતો નથી. કોઈ તોફાની છોકરો મને રંગ છાંટી જશે તો ? એની બીકથી થથરીને હું એકઢાળિયામાં ભરાઈ જાઉં છું. એ એકઢાળિયાની ગોખલા જેવી બારીમાંથી જેટલી દેખાય એટલી

શેરી જોઉં છું ત્યારે મને લાગે છે કે શેરી બદલાઈ નથી પણ હું બદલાયો છું. શૈશવની ઊછળકૂદ કુદરતી હતી. હવે એ ઊછળકૂદ મારે પરફૉર્મ કરવી પડે છે. શૈશવ તો પતંગિયા જેવું આવ્યું, બેઠું અને ઊડ્યું. પણ એ શૈશવના ઊડી ગયેલા પતંગિયા કોઈ વાર મારા ચશ્માંના કાચ ઉપર આવીને બેસી જાય છે ત્યારે મારાં ચશ્માં ઓગળીને રેલાઈ જાય છે. સાલ્વાદોર ડાલીએ જેમ ઓગળતી ઘડિયાળોનું ચિત્ર દોર્યું એમ ઓગળતા ચશ્માંનું ચિત્ર દોરવાનું મન થાય છે.

અમારી શેરીમાં 'સ્ટેચ્યૂ'ની રમત ખૂબ પ્રચલિત હતી. મારા બાળપણના ભેરુઓ સાથે મેં પણ 'સ્ટેચ્યૂ' બંધાવેલું. આ સ્ટેચ્યૂની રમંતની વિશેષતા એ હતી કે તમે સ્ટેચ્યૂનો આદેશ આપીને સામા ભેરુની બધી જ ક્રિયાઓ થીજાવી શકો છો. અમે બધા ભેરુઓ એકબીજાને 'સ્ટેચ્યૂ' કહીને થીજાવી દીધાનો આનંદ લેતા. મારા ભેરુઓમાં ઝીણો કરીને એક ભરવાડનો છોકરો હતો. એના લૂગડાંમાંથી ગાય, ભેંશ અને બકરાની વાસ આવતી. એના નાકમાંથી દ્રવ્ય સતત ટપકતું જ હોય. એ ગેટવાળી શેરીમાં રહેતો. ઊછળકૂદમાં એને કોઈ પહોંચી શકતું નહીં. એ છાપરા ઉપર કે ઝાડ ઉપર વાંદરાની જેમ સડસડાટ ચડી જતો. એ ઝીણો 'સ્ટેચ્યૂ' કહેવામાં ભારે ઉસ્તાદ હતો. એ એટલો બધો ચપળ હતો કે આપણને સ્ટેચ્યૂ કહેવાનો મોકો જ મળતો નહીં. અમે બધા મનમાંને મનમાં સમસમી રહેતા, પણ ઝીણાની ચપળતાનો કોઈ જવાબ નહોતો. ઝીણાને સ્ટેચ્યૂ કહીને થીજાવી દેવાના અમે અનેક પ્લાન કર્યા પણ અમારી કારી ક્યાંય ફાવી નહીં.

એક દિવસ અમે ફળિયામાં નારગોલ રમતા હતા ત્યાં શેરીમાં મોટો હોહો ગોકીરો થઈ ગયો. ડેલીઓ ફટોફટ ઊઘડી ગઈ. અમે નારગોલનાં ઠીકરાં એમને એમ મૂકીને ડેલી ઠેકતાંક ચોકમાં આવ્યા. ચોકમાં આવીને જોયું તો ઝીણો વીજળીના થાંભલા સાથે ચોંટીને સ્ટેચ્યૂ થઈ ગયો હતો. અમારો જીવ તાળવે ચડી ગયો. શેરીમાં ભેગા થયેલા લોકો ઊચક જીવે આ કંપારી છૂટે એવું દૃશ્ય જોઈ રહ્યાં. વીજળીનો પ્રવાહ અટકાવીને થાંભલા ઉપરથી ઝીણાનું શબ નીચે ઉતાર્યું ત્યારે આખી શેરી રોવા જેવી થઈ ગઈ. અમારા બધા ભેરુઓની આંખ સામે ઝીણો સ્ટેચ્યૂ થઈ ગયો. એ પ્રસંગ હજી આંખ સામેથી ખસતો નથી, પણ હવે ઝીણાને કોણ કહે કે અમે તને સ્ટેચ્યૂ કહ્યું નથી ને તું સ્ટેચ્યૂ શું કામ થઈ ગયો ? તને કોણે સ્ટેચ્યૂ કહ્યું ? આ સવાલનો મને કોઈ જવાબ આપતું નથી.

આજે એ વીજળીનો થાંભલો મારી ગોખલા જેવી બારીમાંથી હું જોઉં છું ત્યારે હું પોતે જ સ્ટેચ્યૂ જેવો થઈ જાઉં છું. ઉનાળાની બપોરે એ થાંભલા પાસે એક ગલૂડિયું સૂતું છે. કાગળના કેટલાય ટુકડાઓ હવામાં આમતેમ ઊડે છે. એકાદ કાગડો થોડી ક્ષણ માટે એ થાંભલા ઉપર બેસીને ઊડી જાય છે, એ સિવાય થાંભલા પાસે કાગળના છૂટાછવાયા ટુકડાઓને પાગલ પવન મન ફાવે તેમ ઊંચકે છે. આડાઅવળા કરે છે અને પછી ગમે ત્યાં ફેંકી દે છે. એ રઝળતા કાગળના ટુકડાઓ ભેગો હુંયે કાગળ થઈને મારી શેરીમાં રઝળ્યા કરું છું. બધાં જ સ્ટેચ્યૂ થઈ ગયા છે. કોઈ હાલતું નથી

કે કોઈ બોલતું નથી.

વિષાદભર્યા પગલે હું મારા ઘરની ઓસરીમાં આવું છું. એ ઓસરીમાં ઠાકોરજીના આળિયા પાસે અટકું છું. હળવે હાથે ધીમેકથી આળિયો ખોલું છું. આળિયો ખૂલતાં શ્રીકૃષ્ણની પિત્તળની મૂર્તિ જોઉં છું. એ મૂર્તિ જોતાં 'ભગવાન તમે પણ સ્ટેચ્યૂ થઈ ગયા ?' એવો સવાલ પૂછીને મૂર્તિ પાછી મૂકી દઉં છું. આળિયો બંધ કરી દઉં છું ને જન્માષ્ટમીના દિવસોનાં સ્મરણોથી હું મેળામાં પહોંચી જાઉં છું.

જન્માષ્ટમીના તહેવારની અમે કાગને ડોળે રાહ જોતા. પંચનાથ પાસે એ દિવસોમાં મોટો મેળો ભરાતો. એ મેળામાં જવાનો થનગનાટ અમે શ્રાવણ મહિનો બેસતાં જ અનુભવતા. એક જન્માષ્ટમીની આગલી રાતે મેં મેળામાં જવાની બધી જ તૈયારીઓ કરી લીધી. બજરિયા રંગનું બાંડિયું અને બ્લૂ ચડ્ડીને ગાદલા નીચે ઇસ્ત્રી કરવા મૂકી દીધાં. જન્માષ્ટમીની વહેલી સવારે મારી બાએ મને ખૂબ ધમાર્યો. માથામાં બાબરી પાડી આપી. આંખમાં આંજણ આંજી દીધું. હું બહુ રૂપાળો નહોતો છતાંય કોઈની નજર ન લાગી જાય એ માટે ગાલ ઉપર મેશનું ટપકું આપ્યું. એકાદ-બે રૂપિયાનું પરચૂરણ પણ વાપરવા આપ્યું. હું તૈયાર થઈને મેળામાં જવા નીકળતો હતો ત્યાં મારી બા બોલી : 'મેળામાં જતાં પહેલાં ઠાકોરજી પાસે દીવો મૂકી આવ ! લે દીવો ને બાકસ. ઠાકોરજીને પગે લાગીને પછી મેળામાં જજે.'

મેં બાકસ અને દીવો હાથમાં લીધાં. જલદી જલદી ઓસરીમાં જઈ આળિયો ઉઘાડ્યો. ઠાકોરજી પાસે દીવો મૂક્યો દિવાસળીથી દીવો પેટાવ્યો. ઠાકોરજીને અરધું-પરધું પગે લાગીને આળિયો બંધ કરતોક ભેરુઓ સાથે મેળામાં જવા નીકળી પડ્યો. આખો દિવસ મેળો ખૂંદ્યો. ખૂબ ઊછળકૂદ કરી. સાંજે હવા નીકળી ગયેલા ફુગ્ગા જેવો થઈને ઘેર પાછો ફર્યો ત્યારે ફળિયામાં વાતાવરણ તંગ હતું. ઘરમાં સૌનાં મોઢાં ચડેલ હતાં. ફળિયાની ચોકડીમાં જોયું તો કૃષ્ણની કાળી મેંશ મૂર્તિ ખાટી છાશમાં પડી હતી, ઠાકોરજીનો અર્ધો બળેલો આળિયો ઓસરીની થાંભલી પાસે પડ્યો હતો. ઠાકોરજીની મોરપિચ્છની સાવરણી, ગાદી, છત્ર અને વાઘા બળીને રાખ થઈ ગયા હતા. સવારે મેં દીવો સરખી રીતે મૂક્યો નહીં એટલે આ હોનારત સર્જાઈ છે એવું કહીને મને એ ગિલ્ટ ફીલ કરાવવા લાગ્યા. બાએ પણ મને ઠપકો દીધો. એ દિવસથી મારા મનમાં એવી ગ્રંથિ બંધાઈ ગઈ કે મેં ભગવાનને બાળી નાખ્યા છે. શ્રીકૃષ્ણની પિત્તળની મૂર્તિને મેં ખાટી છાશમાં પડેલી જોઈ એ દિવસથી હું નિરાંતે ઊંઘી શક્યો નથી. કૃષ્ણને મેં બાળી નાખ્યા છે એટલે કૃષ્ણ કાળા છે એમ હું ઝનૂનપૂર્વક માનતો થઈ ગયો. પણ એ બધી માન્યતાઓ અને પ્રસંગો આજે સ્ટેચ્યૂ થઈને થીજી ગયા છે.

પણ આ સ્ટેચ્યૂ રમવાની પણ એક મજા છે. કોઈ બાળકના રમતિયાળ ચાળામાંથી આ સૃષ્ટિ જન્મી હોય એવો ભાવ વધુ ને વધુ દૃઢ થતો જાય છે. કોઈ વસ્તુને ગંભીર સ્વરૂપ આપીને ફિલસૂફી ડોળીએ છીએ તો એની સામે હલકાફૂલકાં ઊડતાં પતંગિયાં પણ છે; ઊઘડતાં ફૂલ પણ છે. ખરો સવાલ દૃષ્ટિનો છે. મૃત્યુને

આપણે અત્યંત ગંભીરતાપૂર્વક સ્વીકારીને શોકાતુર થઈ જઈએ છીએ. ત્યારે કહેવાનું મન થઈ આવે છે કે ઈશ્વરે આપણી સાથે સ્ટેચ્યૂ બંધાવ્યું છે એટલે એ કોઈપણ ક્ષણે ગમે તેને સ્ટેચ્યૂ કહીને થીજાવી શકે છે. આપણે પણ ઇશ્વરને સ્ટેચ્યૂ કહીને મંદિરોમાં અને પુસ્તકોમાં થીજાવી જ દીધા છે ને ! જો આમ હોય તો શોકાતુર થઈને જીવ બાળવાનું કોઈ કારણ નથી. રમતમાં ખેલદિલીના આનંદ સિવાય બીજું કાંઈ ન ખપે. અહલ્યા પણ સ્ટેચ્યૂ થઈને રામના સ્પર્શથી હાલતી-ચાલતી થઈ ગઈ તો આપણે મૃત્યુ પામીને હાલતા-ચાલતા નહીં જ થઈએ એની શી ખાતરી ?

ઈશ્વર પણ ઝીણા ભરવાડ જેવો સ્ટેચ્યૂ કહેવામાં ઉસ્તાદ છે. ઊડતા પંખીને સ્ટેચ્યૂ કહે છે ત્યારે ક્રૌંચવધ થાય છે. એ વહેતા પવનને સ્ટેચ્યૂ કહે છે ત્યારે પવન પડી જાય છે. એ ખળખળ વહેતા પાણીને સ્ટેચ્યૂ કહે છે ત્યારે બરફ થઈ જાય છે. એ ઘટાદાર વૃક્ષને સ્ટેચ્યૂ કહે છે ત્યારે ટેબલ થઈ જાય છે. (લાકડાનું ટેબલ એ વૃક્ષને કહેલું સ્ટેચ્યૂ છે.) એ ભાષાને સ્ટેચ્યૂ કહે છે ત્યારે શબ્દકોશ થઈ જાય છે. એ સમયને સ્ટેચ્યૂ કહે છે ત્યારે ભૂતકાળ બની જાય છે. આમ શૈશવની સ્મૃતિ એ ભૂતકાળ બનીને સ્ટેચ્યૂ થઈ ગયેલા સમયની વાત છે. કાંડાઘડિયાળ સતત ચાલ્યા કરે છે. એક પછી એક ક્ષણ ઝડપથી સ્ટેચ્યૂ થતી જાય છે. સૂર્યનો ગોળો પૂર્વથી ઊંચકાઈને પશ્ચિમમાં ફેંકાય છે. ગુલમહોરના થડ ઉપર કાન માંડતાં ઉનાળો સંભળાય છે. ગુલમહોરને ફરી લાલચટાક ફૂલો આવશે સ્ટેચ્યૂ થયેલા આંબાને ફરી કેરી આવશે. માતાના ગર્ભમાં સ્ટેચ્યૂ થયેલું કોઈનું શૈશવ ફરી પાછું એ જ શેરીમાં ભાંખોડિયાં ભરતું ચાલશે અને મારી શેરીને સ્ટેચ્યૂની રમતથી ગજાવી મૂકશે.

['સ્ટેચ્યૂ'માંથી]

19

# સ્વપ્નતરુ

જયંત પાઠક

સ્વપ્નમાં વસ્તુ સ્થળ કાળ—બધું આપસમાં ને એકબીજામાં એવું તો ગૂંથાઈ-ગૂંચવાઈ જાય છે, સેળભેળ થઈ જાય છે કે એની સ્પષ્ટ ઓળખ પડતી નથી. વાસ્તવ અને અવાસ્તવ વચ્ચે ભેદ કરવો મુશ્કેલ બની જાય છે. અવારનવાર શમણે આવતા પેલા વૃક્ષને સ્પષ્ટ ઓળખવાનું આજ લગી બની શક્યું નથી, એના આકારપ્રકારની ચોખ્ખી ઓળખ પણ આળસ નથી; એ નથી કાલિદાસની વનસ્પતિના કુળનું ને એનું મૂળ શબ્દકોશમાં પણ જડતું નથી. એટલેસ્તો એનું નામ પાડ્યું છે સ્વપ્નતરુ — સ્વપ્નભૂમિમાં ઊગી નીકળેલું ને અવારનવાર દેખા દેતું ઝાડ. વસ્તુની રીતે જોઈએ તો એ કોઈ વૃક્ષ છે એટલું જ કહી શકાય એમ છે.

આ વૃક્ષને હું ઘણી વાર જોઉં છું. ક્યારેક નિબિડ અરણ્યની વચમાં તો ક્યારેક કોઈ પહાડની ઊંડી ખીણની ધાર ઉપર, ક્યારેક નદીને કાંઠે તો ક્યારેક વળી બાળપણના મારા ઘરના વાડામાં. હરેક વખતે એ ઉત્તુંગ ને ટટ્ટાર, લીલુંછમ ને ઘટાદાર હોય છે. એનાં લીલાં લીલાં પાનમાંથી ભીના ભીના તડકાને ટપકતો જોયો છે, અરે, એનો ટપ ટપ ગરવાનો અવાજ પણ સાંભળ્યો છે ! કોઈ વાર એ સૂર્યના પ્રકાશમાં નહાતું હોય છે તો ક્યારેક વળી ઠંડીમાં થર થર કાંપતું હોય છે. ક્યારેક એની ઘટામાં એટલાં બધાં પંખીઓ બેઠેલાં જોયાં છે કે આખું ઝાડ પંખીઓનું બનેલું હોય એવું લાગ્યું છે. ક્યારેક એની ઝૂલતી ડાળીઓ ઉપર સુવર્ણ પુષ્પો ખીલ્યાં હોય છે તો ક્યારેક વળી મદારીની મૌવર જેવા સુગરીના અસંખ્ય માળા લટકતા હોય છે. આ પેલું મચ્છીમાર નદીના ઊંડા પાણીમાં ડૂબકી મારીને, ચાંચમાં માછલી ઝાલીને તીરની જેમ ઊડતું એની ડાળ ઉપર આવી બેઠું ! આ એનું પાંદડું ખરીને પાણીમાં તરતું જાય ! આ પેલી હોલાશકરી, નીચે ચણતાં મરઘીનાં બચ્ચાં ઉપર ઓચિંતી ઊતરી આવી એકાદને પકડતીકને ઘટામાં સંતાઈ બેઠી !

નદી બે કાંઠે વહે છે. ડહોળાં પાણી ખડકોમાં અથડાતાં, ફીણ ઉડાડતાં, મહાઘોષથી બેય બાજુ ઊભેલા વગડાને ગજાવતાં ચાલ્યાં જાય છે. કાંઠે ઊભેલું પેલું વૃક્ષ ઝૂઝી ઝૂઝીને આખરે ઢળી પડે છે, પ્રવાહમાં તણાય છે, એની ઉપર બાંધેલા માળાંમાંનાં પંખી ઊડાઊડ કરતાં ઓ જાય આઘે ને આઘે, દેખાય ના ત્યાં સુધી.

મધરાતે ઓચિંતી ત્રાડ સંભળાય છે; એક દીપડો આ જંગી ઝાડ ઉપરથી છલાંગ મારી નીચે ઊતરી આવે છે ને થરથરતા ઘેટાંને દાઢમાં દબાવી પાસેના વગડામાં અલોપ થઈ જાય છે. અજવાળી છડાં જેવી રાત છે ને હું પેલા વૃક્ષના પડછાયાના અંધારામાં ઊભો છું, એકલો ! મોટેરાંની સાથે સાથે ચાલતાં હું થાકી ગયો છું, પાછળ પડી ગયો છું. ઝાડ ઉપર ઊંચે જોઉં છું તો કશુંક એની એક ડાળ ઉપરથી બીજી ડાળ ઉપર કૂદે છે, ધૂણે છે ને ખીખીઆટા કરે છે ! અરે આ એના બે હાથ તો લાંબા ને લાંબા થતા છેક મારી પાસે આવી ગયા ! બે હાથના સાંડસામાં હું ભીડાઈ જાઉં છું ને ઊંચકાઉં છું, બૂમ પાડીને કોઈને બોલાવવા જાઉં છું, પણ ગળામાંથી અવાજ નીકળતો નથી; શરીરે પરસેવો વળી જાય છે ! લાત મારીને ગોદડાને આઘું કરું છું, આંખો ખોલું છું ને મને અંધારા ઓરડામાં ખાટલામાં પડેલો જોઉં છું. બાજુમાં સૂતેલા દાદા જાગી જાય છે, બોલે છે : 'બેટા બચુડા, શું થયું ?' જાગી ગયેલો હું દબાયેલા અવાજે કહું છું : 'કશું નહીં દાદા, એ તો શમણું આવ્યું.'

આ વાડાનું ઝાડ રાતે મારા ખાટલા ઉપર કેવી રીતે આવ્યું ! એની ડાળીઓ મારા શરીરને વાગે છે, એનાં પાનની સુંવાળપથી મને ગલીપચી થાય છે ! આ એનાં ફૂલ ગોખલામાંની પેલી દેવની મૂર્તિઓ ઉપર કેવાં ગોઠવાઈ ગયાં છે ! સુગંધથી આખું ઘર મઘમઘ થઈ ઊઠ્યું છે ! કોઈ ઝાડ આવી રીતે ઘરમાં આવીને આપણને રંજાડે કે રાજી કરે એ કેવું ! પછી જાગીને જોઉં તો ઝાડ દીસે નહિ, એટલે ઊંઘના આવા અટપટા ભોગને વાગોળ્યા કરું. બાળભેરુઓને વાત કરું તો એમની આંખોમાં ચમક પ્રગટે, ચમકમાં આવા અનુભવના એમના કોડ રમતા દેખાય. વડીલોને વાત કરીએ તો તેઓ સ્વપ્ન વિશે લાંબીચોડી ડાહી ડમરી વાતો કરે ને સૂતી વખતે રામનું નામ દઈને સૂવાની શીખ આપે, સાથે એમ પણ કહે કે આપણે ઊંઘી જઈએ એટલે પછી આપણો જીવ શરીરમાંથી બહાર નીકળે, આખી દુનિયામાં ફરે. ને જાગીએ કે તરત પાછો શરીરમાં આવી જાય. એકવાર એક 'જીવ' પાણી પીવા માટલામાં પેઠો ને કોઈએ માટલાનું મોં ઢોંકી દીધું ને પાણીમાં જ ગુંગળાઈને મરી ગયો. વાત સાંભળતા કેવો રાંમાંચ થતો ! હવે તો એ અશક્ય, મોટા જ્ઞાની થઈ ગયા ને !

આ તો સ્વપ્નતરુ છે, એને કંઈ હું ચાહું ત્યારે જોઈ શકતો નથી, એ તો એની ઇચ્છા થાય ત્યારે આવે ને ગમે તે રૂપે આવે. ઘોઘંબા જતાં હરખાભૂતની આંબલી થઈને એ મને બીવડાવે, ને પરોળી જતાં રાયણની ઓળ બનીને સલામી આપતું ઊભું રહે; મોરડિયે, ડુંગરે જતાં રસ્તામાં એ માતાના પડછંદ પીપળારૂપે વાતો કરવા ઊભું હોય તો પાધોરા જતાં એક કોતેડીને કાંઠે મહુડો થઈને ટપ ટપ મહુડાં ગેરવતું હોય. ક્યારેક કરડ નદીને સામે કાંઠે ગણપતભાઈના કાચલામાં એ ખાખરો થઈને દેખા દે તો ક્યારેક વળી ઘોઘંબાને પાદર એક ટેકરી ઉપર સાગ થઈને સોનેરી ફૂલ ચમકાવતું ખડું હોય. હું ભણવા માટે ગામ છોડીને કાલોલ જવા નીકળ્યો ત્યારે દસ ગાઉના એ આખે રસ્તે એ મારી સાથે ચાલ્યું છે, એણે આશ્વાસન આપ્યું છે ને મારી પાસે વતનમાં એક દિવસ પાછા ફરવાનું વચન માગ્યું છે. કોઈ વિરલ પળે તો એ

અને હું એક જ છીએ એવુંય લાગ્યું છે. અરે એકવાર તો એણે મને મોંઢે ચઢીને કહેલું કે 'તું વૃક્ષ જ છે', ને મારાથી 'ખરી વાત છે' એમ પણ કહેવાઈ ગયેલું ! બસ, એટલે તો ઊંડા વનમાં કુહાડીના ટચકા સાંભળું છું ને મારાં અંગેઅંગ કડડ કરતાંકને તૂટી પડે છે; ગાડાંમાં નાખીને લઈ જવાતું થડિયું જોઉં છું ને થડ જેવો નિશ્ચેષ્ટ થઈ જાઉં છું. હોળીમાં મને હું જ ભળભળ બળતો ભાળું છું. ઘર વચ્ચેની થાંભલીઓમાં, કોંઢના ઢોર બાંધવાના ખીલાઓમાં, ભીંતમાં જડેલાં કોડિયાં મૂકવાના ચાડામાં, પરસાળમાં ઝૂલતા હીંચકામાં—બધે હું પેલું સ્વપ્નતરુ જોઉં છું, મને જોઉં છું. શમણાં સાચાં નથી હોતાં એમ ભલે કહેવાય ને મનાય, મારે તો સ્વપ્નતરુ ને હું ને તેથી 'હું' જેટલું જ સાચું. એ જ મારે તો કલ્પતરુ; દેવનું વરદાન. એની આગળ જે માગીએ તે મળે ને જે ઇચ્છીએ તે ફળે. એટલે તો તમને સૌને આ સ્વપ્નતરુવતી હાર્દિક ને આગ્રહભર્યું નિમંત્રણ પાઠવું છું—મહાકવિ શેક્સપિયરની વાણીમાં :

Under the greenwood tree
Who loves to lie with me
And turn his Merry note
Unto the sweet bird's throat
Come hither, come hither, come hither...

['તરુરાગ'માંથી]

20

# વૈકુંઠ નથી જાવું

બકુલ ત્રિપાઠી

દુઃખો, વિપત્તિઓ, વેદનાઓ.
અને અસહાયતા.

મારી પોતાની વિપત્તિઓ અંગેની અસહાયતા મને પીડે છે. પણ એ પીડા સહ્ય છે. કારણ કાં તો સ્વસ્થ બની વિપત્તિના મૂળ સ્થાને હું મારો કોઈ દોષ જોઈ શકું છું. જોઈ ન શકું તો કલ્પી તો શકું છું જ, અથવા તો પછી માની લઉં છું કે આ કોઈ વિરાટ ન્યાયતંત્રનો ચુકાદો છે, અને શરણાગતિ સ્વીકારી લઈ કંઈક શાંતિ મેળવી લઈ શકું છું. મારી વિપત્તિઓ જોડે મને કામ પાડતાં આવડી ગયું છે ! હજી હમણાંની જ વાત, મારી બાના અવસાન વખતેની. તે વખતે હું ખૂબ રડ્યો હતો. એક જ વર્ષ પછી પિતાજીના અવસાન વખતે ? નહીં. પિતાજીને પોતાને તો જવાનું એ આનંદ જ હતો, કારણ બા રાહ જોતાં હતાં.

વાત એમ હતી કે જ્યારેય કંઈ સાથે બહાર જવાનું હોય ત્યારે... પિતાજી સ્વભાવે ઉતાવળા. એ ઘરના દરેક ખંડમાંથી બીજા ખંડમાં જાય ત્યારે વીજળીબત્તી અને પંખો બંધ કરતા જ જાય. ચોકસાઈનો એવો એમનો ગુણ. ક્યારેક એ કંઈ શોધવા કે બીજા કામે અનેક ઓરડાઓમાં આમતેમ આમતેમ ફરતા હોય ત્યારે બત્તીપંખા ઉઘાડવાસ ઉઘાડવાસ થતાં જોવાની મઝા આવતી. એવા ઉતાવળા અને ચોક્કસ મારા પિતાજી. એટલે જોડે બહાર જવાનું હોય ત્યારે એ તૈયાર થઈ આગળ નીકળી પડે. શેરીને નાકે જઈને ઊભા રહે. બા બિચારાં કંઈનાં કંઈ ચઢેલાં કામ પતાવતાં મોડાં જ પડે. સાંજે બહાર જવાનું છે એ વીસરી જઈને, પડોશીઓએ દૂધ લઈ રાખવા તપેલીઓ મૂકી હોય એ સ્વીકારી લે. પણ બહાર જવાનું છે એ હવે યાદ આવતાં એ તપેલીઓ, પેલાં પડોશીઓ તો નિરાંતે બહાર જતાં રહ્યાં હોય એટલે, ત્રીજા જ કોઈ પડોશીને સમગ્ર પરિસ્થિતિ સમજાવી આપી આવે. અને પછી યાદ આવે કે આપણા દૂધનું શું ? એટલે વળી પાછો બીજો ફેરો ખાઈને અમારી તપેલી આપી આવવી, અને પેલા પહેલા પડોશીએ આપતી વખતે તપેલી સાથે ઢાંકણું નહોતું આપ્યું પણ ઢાંકણાં વિના એમના બિચારાના દૂધમાં કંઈક પડશે એ ચિંતાએ ઘરનું ઢાંકણું લઈને વળી પેલા પડોશીને આપી આવવું અને વળી પાછો એને સમગ્ર

પરિસ્થિતિનો ખ્યાલ આપવો કે જેથી કરીને ગેરસમજ ન થાય, અને કોઈને કંઈ માઠું ન લાગે અને કોઈ નકામું દૂધ વિનાનું ન રહે —એ બધામાં એ મોડાં જ પડતાં ! અને હંમેશાં પિતાજીને પાંચ-સાત પંદર મિનિટ રાહ જોવરાવીને જ એમની જોડે જઈ પહોંચતાં. પણ પછી ખરે ટાણે એમણે યુક્તિ કરી —પચાસ વર્ષની લગ્નજયંતી શાંતિથી સાથે ઊજવીને પછી જવાની તૈયારી પણ સાથે કરી, ને પછી એકદમ વહેલાં નીકળી ગયાં ! પિતાજી સ્તબ્ધ બની ગયા. પછી તો દિવસો મહિનાઓ વીતવા માંડ્યા, આંખમાં સહેજ સરખાં આંસુ, હાથમાં ગીતા. એક દિવસ સાંજે શાંતિથી કહે, સહેજ સ્મિત સાથે, 'તારી બા હોંશિયાર તો ખરી. છેલ્લે છેલ્લે મને છેતરી ગઈ. મને ખબર જ ના રહી, અને આગળ નીકળી ગઈ.' અમે સૌ હળવાં બન્યાં, અને બાની વાતો કરવા લાગ્યાં. દાદરા નીચે કોલસાની ગુણ રાખતા ત્યાંથી કોલસા કાઢતાં એમને કેવો વીંછી કરડતો, ચારપાંચ વાર કરડેલો, અને તેવે વખતે એ કેવું રડી પડતાં, અને અમે પણ રડી ન પડીએ એ માટે કેવું રડતાં રડતાં હસવાનો પ્રયત્ન કરતાં... અને એવી બધી વાતો. પિતાજી મનમાં કંઈ ગણતરી કરતા હશે, પણ અમારું ધ્યાન જ ન રહ્યું. બાના ગયા પછી બરાબર બાર મહિને, સુવ્યવસ્થિત રીતે... પણ વાત શી હતી ? હાં, દુ:ખની, વેદનાની, અસહાયતાની. હૉસ્પિટલમાં વહેલી સવારે ત્રણ વાગ્યે, ચાર વાગ્યે, ખૂબ ગમગીન - અને ભયાનક વાતાવરણ લાગે છે.

એક કવિમિત્ર કહેતા, 'સાંજ હંમેશાં ક્યાંય પણ મને ખૂબ ગમગીન લાગે છે' પણ હૉસ્પિટલમાં એવું નથી હોતું. ત્યાં તો સાંજે વસ્તી જ વસ્તી. પછી રાત્રે કોણ સૂવા રહે એની તૈયારીઓ. 'હું રહીશ, તમે આજે ઘેર જઈ આરામ કરો' —'ના રે ના, તમારે હજી...' 'અરે, એમાં શું ? આવે વખતે કામ નહીં આવીએ તો...' વગેરે વિવેકવચનો, રાતનું દૂધ, રાતની દવાઓ, ગોઠવણો, વ્યવસ્થાઓ... સાંજે નહીં, રાત્રે નહીં, છેક બે અઢી ત્રણ પછી વાતાવરણ ભયાનક બને છે. બધું તદ્દન શાંત. સવારે સાડા આઠ વાગ્યે જેમ ડૉક્ટરસાહેબ એમના વિદ્યાર્થીઓ સાથે રેકોર્ડ્ઝ જોતા જોતા દર્દીઓને તપાસતા તપાસતા સિસ્ટરોને સૂચનાઓ આપતા આપતા ખાટલે ખાટલે ફરવા નીકળે છે તેમ વહેલી પરોઢિયે સહેજ વહેલા, કદાચ મૃત્યુના દેવ એમના પાર્શ્વગણ સાથે ખાટલે ખાટલે જઈ નજર માત્રથી નિર્ણય લઈ, હવેના ચોવીસ કલાક માટેની સૂચનાઓ લખાવતા ફરે છે, ખૂબ જ હળવે પગલે. નાઇટ-ડ્યુટીની સિસ્ટર્સ ઝોકે ચડી છે તે જાગી ન જાય તેમ, ખાટલા પાસે બેસીને બરફની કોથળી દર્દીને માથે ફેરવતાં ફેરવતાં સહેજ જંપી ગયેલા સ્નેહીજનને કંઈ જ ખ્યાલ ન આવે તેમ, ઠંડા પવનની આછી લહેરખીની જેમ...

મને તે સવારે રડવું ન આવ્યું. પછીય ન આવ્યું. ડરી જવાય. અન્યમનસ્ક બની જવાય. ક્યારેક વળી 'પેલી દવા જો વખતસર લાવી શક્યો હોત... સહેજ...ત્યાં.. વધારે તપાસ કરીને...' એવા વિચારે ગુનાહિત મનમાં વેદનાનો સણકો ઊપડી આવે અચાનક ! પણ જીરવી શકાય છે આવાં બધાંય દુ:ખો, આપત્તિઓ, કરુણતાઓ, વિધિના અનંત ચક્રનું અનિવાર્ય ગતિસાતત્ય વિચારતાં. ક્યારેક તો જાતના દુ:ખે

રડતાં શરમ પણ આવે છે.

અને પછી હસવું આવી જાય છે—આપણી વેદનાઓમાંથી ક્યારેક વધારે પડતાં કરુણતાનાં ટીપાં નીચોવી લેવાની આપણી વિચિત્ર લોભવૃત્તિ પર !

હું મારાં સુખો જોડે પ્રેમમાં છું, હું મારાં દુ:ખો જોડે પ્રેમમાં છું. ચકડોળની મને ભારે ઘેલછા છે. એક તો પેલી જેમાં ગોળગોળ હાથી-ઘોડા પર ફરીએ છીએ તે. અમારે ત્યાં મેળામાં હાથી-ઘોડા ઉપરાંત થોડી લાકડાની પરીઓ પણ ખરી ચકડોળમાં. એને ગળે વળગીને ચગડોળ માણવા પડાપડી કરતા અમે ભાઈબંધો. એ હાથી-ઘોડા અને પરીઓવાળી ચગડોળ તો ગમે છે જ. ચગડોળમાંથી ઊતર્યા પછી દિશાઓ ચક્કર ચક્કર ફરે અને ધરતી ડોલમડોલ થાય ! પણ મને જે મોટી ઘેલછા છે તે તો પેલી ઉપરનીચેવાળી ચકડોળની, ફજેતફાળકાની. નાનો લાકડાનાં ઝુલણિયાંવાળો ફજેતફાળકો તો ખરો જ—બે જણ એને હંબો હંબો કરીને જમણેથી ઝીલીને ડાબે ફંગોળતા ચલાવે—એ તો ખરો જ, પણ આજેય મેળામાં ઉત્સવમાં ફનફેરમાં જાઓ તો દેખાય છે એ વિરાટ ફજેતફાળકો પણ મને ખૂબ ગમે છે. ખટાખટ્ ચાલતા યંત્ર અને ફટાફટ્ સરતા પટ્ટાની જોડે નીચે લાકડાનો મંચ હોય. એના પર પારણું આવે. તમે આડો, ઘરના આગળિયા જેવો, સળિયો ખસેડાવી ડોલતા એ પારણા પર ગોઠવાઓ. ખટાક કરીને આડો સળિયો ફિટ કરી દેવામાં આવે. તમે બે મૂઠીથી કચકચાવીને એને પકડો અને સળિયો છૂટી જશે તો નહીં ને ! એમ રોમાંચક કલ્પના કરતા હો ત્યાં, ફટાક કરતું ચક્કર ચાલે ! તમે ઊંચે ! બીજું પારણું મંચ પર. તમે ધરતીથી અદ્ધર. હવે ત્રીજું પારણું. બધું જ હવે નીચેનું આઘું દેખાવા માંડે છે ! નજર ભરીને જોઈ લો દીવા, દૂરના માણસો ઠીંગુજીઓ ! ચોથા પારણામાં સૌ બેસે છે, તમારું પારણું હવે ટોચ પર છે ! ક્ષિતિજનું કમળ હવે ફુલ્લપ્રફુલ્લિત છે. અદ્‌ભુત રસ તમે માણી રહો છો ત્યાં... અચાનક આંચકા સાથે નીચું ઊતરવા માંડે છે તમારું પારણું. હજી નીચે. વળી નીચે. તદ્દન પાછા આવ્યા કે શું ? હા, તમે લગભગ લાકડાના મંચ પાસે આવી ગયા છો, પેલી બાજુનું પેલું ઝૂલણું ભરાઈ ગયું છે અને હવે.. ફટ્ ફટ્ ફટાક ફટ્...ફટ્ ફટ્ ફટાક ફટ્ યંત્ર ધૂણવા માંડે છે, ગર્જવા માંડે છે. ઊછળવા માંડે છે. તમારું ચગડોળ ઉપરનીચે ગોળગોળ ઘૂમવા માંડે છે. કહે છે સમુદ્રમાં ડૂબતો માણસ ત્રણવાર ઉપર આવે છે, તમે ત્રણ વાર ચાર વાર, પાંચ વાર, વારંવાર, ડૂબકી ખાઓ છો, ઊંચે આવો છો. શ્વાસ ભરાઈ જાય છે, છાતી પર દબાણ, જાણે હમણાં નીકળી પડશે પ્રાણ. પેલા સામેના જ ઝૂલણા પર દૂર દૂર જોજનો દૂર કોઈ બાળક રડે છે. તમને થાય કે તમે બાળક હોત તો સારું થાત, બૂમો પાડી શકત. બૂમો પાડવાનું, રડવાનું, ખડખડાટ હસવાનું, ઝૂલવાનું, વાઘની તગતગતી આંખો સામે હરણાંની જેમ ઠરી જવાનું, પેલા સળિયામાંના તમારા પ્રાણને કચકચાવીને પકડી રાખવાનું, સેંકડો દીવાઓને એક નજરે પી જવાનું ! તમને ઘૂરી ચડે છે. મોજ આવે છે અને ખટાક્... ખટાક્.... ખટાઆઆક્ અવાજ ધીમો પડવા માંડે છે. તેડાં રે આવ્યાં ઘનશ્યામનાં. છેલ્લી વાર તમે પશ્ચિમ ક્ષિતિજે અધ્ધર ઝૂલી

રહો છો. ઊંચે જાઓ છો છેલ્લી વાર. તમે નીચે ઊતરવા માંડો છો, નીચે, નીચે, ચાર, ત્રણ, બે, એક... ચગડોળવાળો તમારું પારણું પકડી લે છે. બંધનમાંથી તમને મુક્ત કરે છે. ચાલો, તમારી જીવનયાત્રા પૂરી... પારણું બે ક્ષણ ખાલી ઝૂલી રહે છે... હમણાં... હમણાં જ ચાલશે ફરી ફટાક ફટ... તમે નહીં હો.... ચગડોળ તો ચાલ્યા કરવાનું !

પેલા ભયથી રૂંધાતા શ્વાસનો અનુભવ અને પેલું ખુલ્લું આકાશ એ બે કંઈ જુદાં નથી. પેલા ઊર્ધ્વગમન અને નિમ્નગતિ એ બે જુદાં નથી. એક વિરાટ ઉત્સવના જ એ અંશો છે મીઠું-કડવું, ગમતું-અણગમતું, રમ્ય-ભયાનક, સુંદર-અસુંદર એ બધું જ અહીં છે. પેલાં પગથિયાં ચડી લાકડાના મંચ પર પહોંચતાં સામે ગિલોટીન પણ કલ્પી શકું છું, ને સામે શુભ્ર આરસની ધ્યાનમૂર્તિ પણ કલ્પી શકું છું. ઘૂંટણિયે પડી હું માથું ધરીશ. પણ મહાનાટ્યના જે દૃશ્યમાં મને પાત્ર મળ્યું છે તેમાં નથી તો ફ્રેંચ ક્રાંતિની રક્તસરિતામાં તણાવાનું કે નથી બૌદ્ધ સંસ્કૃતિના કોઈ પિત સુવર્ણ પ્રકાશમાં ન્હાવાનું. મારે ભાગે આવ્યું છે આજના આ બહુ મોટા તો નહીં એવા મેળામાં પ્રસ્વેદસિક્ત ઘોંઘાટમાં લાકડાના પેલા મંચ પરથી ચગડોળના ઝૂલણામાં બેસીને યંત્રની ખટાખટ વચ્ચે ધીમે ધીમે ધીમે અધ્ધર ઊડી ઊંચે આકાશમાં તારાઓ જોડે ઝૂલવાનું, સરવાનું, નીચે ખીણમાં પડવાનું, પાછા અંધકારમાં ખોવાઈ જવાનું.

'આ બદ્દું તો ઠીક' મન કો'કવાર કાનમાં પૂછે છે, 'તારી બધી વાત બરાબર છે. પણ કોદરજીનું શું ?'

'કયા કોદરજી ?' મારા અવાજમાં ભય પ્રવેશે છે.

'પેલા... રૂઘનાથવાળા...'

હું ધ્રૂજી ઊઠું છું.

કોદરજી કાળા કાળા સીસમ જેવા. પણ સીસમ તો સુંવાળું હોય. કોદરજીની ચામડી કરચલિયાળી એટલે કેવી કરચલિયાળી ! ચૂંચળી આંખો, ઝીણકું શરીર. પેલા ઊભા સાવરણાથી રસ્તો વાળે ત્યારે સાવરણાનો વાંસ કોદરજીથી વેંત ઊંચો લાગે !

નાનું ગામ. એક દિવસ શેરીમાં અચાનક બૂમ પડી. રૂઘનાથ ફોજદાર કોદરજીને મારે છે ! હંટરે હંટરે !

ધડ ધડ ધડ ધડ દાદરો ઊતરીને અમે દોડ્યા. ધૂળમાં પડ્યો છે કોદર, ટૂંટિયું વળીને. કાળી ચામડી પર પરસેવાથી ચોંટી છે કાળીપીળી ધૂળ. પાંટે સોળ ઊઠ્યા છે. સોળ એટલે શું એ આજે જ ખબર પડી. લાલ ટશરો ફૂટી રહી છે. ફરાપી ફટકો પડે છે રૂઘનાથ ફોજદારના હંટરનો. ફરીથી. ફરીથી. સાલ્લા કમજાત.. સટાક ! સાલ્લા હરામજાદા.. સટાક ! હું કંપી ઊઠું છું. ચીસ પાડવા જાઉં છું. નથી પડતી.

કામના ચાર આના વધારે લીધેલા કોદરજીએ. એકવાર રૂઘનાથજીએ આપેલા. પછી રૂઘનાથજીના દીકરા જયંતિની વહુએ પણ આપ્યા ત્યારે કોદરજીએ ના નહીં કહી.. કે કહી હશે.. હશે.. કે જયંતિની વહુએ ઇનામના આપ્યા માન્યું હશે.. કદાચ જયંતિની વહુએ ખોટું કહ્યું હશે સસરાજીને અને ચાર આના આપ્યા જ નહીં હોય

કોદરજીને અને પોતે ગોરસઆમલી લઈને ખાઈ ગઈ હશે.. કશુંક હતું.

નેતરની સોટી પર ચામડાની પટ્ટી ગોળગોળ સજ્જડ વીંટી હોય. હંટરની ઉપર દટ્ટો. નીચે ઉંદરના કાન જેવાં અને કૂતરાના કાન જેવડાં બે ચામડાનાં પાંદડાં, એ શોભા માટે. સટાક સટાક. હંટર કોદરના વાંસા પર, પગ પર, ઢીંચણ પર, બોચી પર પડે. એ તરફડતો જાય તેમ તેમ જુદાં જુદાં અંગો હંટરના ઘા ઝીલતા જાય તેમ તેમ સોળ પડતા જાય...

રડી પડું છું. ડસડસી જાઉં છું. દોડતો ઘેર આવું છું. ફરી દાદરો એકશ્વાસે, લપસતાં, લથડતાં ફટાક્ બારણાં ખોલી બૂમ પાડુ છું, 'બા, રૂઘનાથ ફોજદાર કોદરને મારે છે... મારે છે.. બચાવો.... પિતાજી... રૂઘનાથ ફોજદાર છે ને તે...' ઘરમાં બા નથી. બાપુજી નથી. ઓરડે ઓરડે ભટકું છું. ડૂસકાં. રૂઘનાથિયાના ઘર બાજુની અમારી જે પશ્ચિમની બારી એના સળિયા પકડી સળિયામાંથી જોયા કરું છું રૂઘનાથ ગર્જી રહ્યો છે, 'સાલા ચોર...' ઘર દૂર હતું. સામે તડકો, ધૂંધળું બધું. રૂઘનાથનો ચહેરો ક્રુદ્ધ. એ નજર ઊંચી કરે છે. સૌ છોકરાં ભાગી ગયાં છે. રસ્તો સૂમસામ, કણસતો કણસતો કોદર પડ્યો છે ટૂંટિયું વાળીને...

પછી ફોજદારને કશું ન થયું.

કોદરને મોડી સાંજે આવીને એનાં સગાંવહાલાં લઈ ગયાં હશે.

આજેય સળિયામાંથી, મારા ઘરના, મારી જેલના, મારી અસહાયતાના સળિયામાંથી, ટૂંટિયું વાળીને પડેલા કણસતા કણસતા કોદરને હું જોઉં છું. જોયા કરું છું. આજે હવે ઈંટાળા ઊંચકી ઊંચકીને ફોજદારના માથા પર ઘા પર ઘા પર ઘા કરું છું. પણ એને વાગતું નથી. સળિયામાંથી જોયા કરું છું.

ધીરેથી આજે હું કોદરજીને કહું છું :

'કોદરજી, હું કંઈ જ નહીં કરી શક્યો...'

'હં.'

'એનું કાંડું પકડી લેવાની મારામાં શક્તિ નહોતી કોદરજી, તમે જાણો છો. મને માફ કરશો ને ?'

'હે ભગવાન...'

'કોદરજી... પણ મને યાદ છે તમે ઢોલક બહુ સારું વગાડતા.'

કોદરજીની આંખ સહેજ ખૂલે છે.

'તમારા વાસમાં અમે દોડી આવતા ઢોલક સાંભળવા. તમારું ઢોલકું સાંભળીને મને તો નાચવાનું મન થઈ જતું. અમને બધાંય છોકરાંવને....'

એમની આંખમાં સહેજ ચમક આવે છે.

'પિતાજી કહેતા, કોદરજી, મંજાકમાં અને પ્રેમથી, તમને યાદ છે ને ? કે આપણા ગામમાં રેડિયો આવશે ત્યારે કોદરજીનો ઢોલક વગાડવાનો પ્રોગ્રામ રાખીશું.'

કોદરજીના મોં પર આછેરું સ્મિત.

પિતાજી નથી. ગામમાં રેડિયો સ્ટેશન આવ્યું નથી. કોદરજી નથી. રૂઘનાથ

ફોજદાર પણ પછી તો મરી ગયા. પેલો ધૂળવાળો રસ્તોય હવે કાંકરિયાળો થઈ ગયો છે. જયંતિની વહુ હવે ડોશી બની ગઈ છે.

જાણું છું, જાણું છું, સાંભળું છું સટાક્ સટાક્ હંટરના સટાકા સંભળાય છે. હજી સંભળાય છે. સાથે સાથે કોદરજીના ઢોલકાંનો અવાજ પણ.

ઢોલકાંના અવાજની વાત તમને સૌને ડરતાં ડરતાં પણ કહી દઉં એમ થયું એટલે આટલું લખ્યું.

['વૈકુંઠ નથી જાવું'માંથી]

21

# ઈશ્વર, તમે હું—આપણે બધા જ !

પ્રવીણ દરજી

ચાલો, ભાઈ ચાલો. ચતુર નર ને નાર ચાલો. ચાલો આજે આપણે આપણી કથા જાણવાની છે. આપણા પૂર્વજો વિશે ઘણીબધી માહિતી મળવાની છે. એકઠાં થાવ, આનંદો, બસ આનંદો. કેવાં હશે આપણાં કુળ-મૂળ, કેવી હશે આપણી પૂંછ અને મૂંછ. શાણા જણ વિચાર કરો, માથું મોટું હશે અને હૃદય નાનું હશે કે પછી હૃદય ટચુકડું હશે અને માથુંય ટચુકડું હશે. શી ખબર ! રામ જાણે કે પ્રાણ જાણે, પૂર્વજ જાણે કે પંડિત જાણે. આપણે તો ભઈ ભેગા મળો. આદેશ આવ્યો છે આદેશ. છેક ઉપરથી વહીવંચો આવ્યો છે. મોટામોટા ચોપડાં લાવ્યો છે. કુળ અને કુળદેવીઓની વાતો કરે છે. બધું કડેડાટ બોલે છે. મારાંય બાપાના બાપા ને એનીય ઇકોતેર કે ઇકોતેર હજાર પેઢીઓની એ વાતો કરે છે. એની આંખોમાં ભારે જાદુ છે. ઘડીવારમાં તો કહે છે — તમે તે આ. તમારી જાત તે આ. તમારાં ઘર તે આ. તમારી સૃષ્ટિ તે આ. આ તમારા દરિયા અને આ તમારા ડુંગરા, આ તમારાં ઝાડ-પાન અને આ તમારાં ઝરણાં. લીલાલહેર કરો. કશી વાતે કમીના નથી. કામધેનુના પુત્તરો તમારે તો બધું છે સુતર સુતર. સુમેરુ પર્વત ઉપર તમારા બાપ-દાદા આળોટે ને એય મજો મજો કરે. ઘડીકમાં સુરદ્રુમ ઉપર એ કૂદકા મારે, તો ઘડીમાં એ સરરરર કરીને સરકી આવે સુરધનુના એક છેડેથી. એક પળે સુરનદીમાં એ સ્નાન કરે અને બીજી પળે તો એ ઊડતો જાય... ઊડતો જાય... ઊડતો જાય એ...એ... પેલા સુરપથ ઉપર. ઘડીકમાં એ સુરયુવતીની સંગ હોય તો ઘડીકમાં ટેશથી બેઠો હોય એ સુરાઈ પાસે. તમારા બાપદાદાઓ તો ભઈ, બધા જ સુરૂપ અને સુરેખ. આઈ મીન ઇન્દ્ર જેવા —સુરેન્દ્ર જેવા. સુરેન્દ્રનું નામ પડતાં અમે તો ચોંકી ગયા. વહીવંચાને કહ્યું—ભઈલા ઊભો રહે, જરા પોરો ખા અને પોરો ખાવા દે. આ ઉતાવળ શી કરે છે. જરા ટાઢેથી વાત કર.

અમે વહીવંચાને પૂછ્યું—હેં અમારા બાપદાદા ઇન્દ્ર જેવા હતા ? તો તો પછી એય ઇન્દ્રની જેમ સુરલોકમાં આનંદ આનંદ કરતા હશે ને ? ન કમાવાની ચિંતા કે ન પેટ ભરવાના પ્રશ્નો. સંઘર્ષ જ નહીં પછી દુઃખ તો ક્યાંથી હોય. માત્ર સુખ... સુખ ને સુખમાં જ ડૂબોડૂબ હશે ને ? સાલી મજા તો ખરી. બોલેલો એકે- એક બોલ

સાર્થક થાય. બધું જ કોઈ પાળે, તહેનાતમાં હાજર. આપણે તો જરા લૂલી જ હલાવવાની એમ જ ને ત્યારે ? વાહ, મારા વહીવંચા વાહ ! આજ તો અમે બેહદ ખુશ છીએ, કેવું રૂડું હશે એ સુરસદન અને કેવા હશે એમના નિવાસ, આંગણામાં રમતી હશે ઘૂઘરિયું ગાયો અને ઘી-દૂધની તો રેલમછેલ.. ખાવું હોય તે ખાઓ, પીવું હોય તે પીઓ—અરે, સોમરસ પીઓ, ના કશા ભાવતાલ કે ના કશી ભેળસેળ, સો ટચ લગડી માલ. ઇચ્છો તે મળે એ જ ક્ષણે, ન કશાની રાહ જોવાની કે ન કશે લાઈનમાં ઊભા રહેવાની ઝંઝટ ને નહિ ક્યાંય 'માલ સ્ટોકમાં નથી'નાં ઝૂલતાં પાટિયાં. મારાં બેટાં એમનાં ટેણિયાં રમકડાંમાં રમતાં હશે સુરમણિ. પારણાં કેવાં હશે ? નકરી ચાંદીનાં ને સોનાનાં જ ને ? ઓ પડી જતો હશે !

વહીવંચો જરા ખંચાયો. અમારા ચહેરા ઉપર ઊતરી આવેલી ગુલાબી જોઈને એ થોડો મરક્યો. મનમાં હશે કે ઠીક પલળ્યા છે માળા. બે પાંચ વધારે ગેરવી લઈશું. હા, ભઈ હા. અમે તો ભોળાભટ. સુખની વાત કરો તોય અમારે તો સુખ સુખ થઈ જાય. દુ:ખના કપડામાં સુખનો એકાદ આભલો જડીને અમે તો ચોરે ને ચૌટે સુખની છડી પોકારીએ એવા છીએ. પછી પગથી માથા સુધી દુ:ખ કેમ નથી હોતું. ચિંતા કરે છે મારી બલારાત.

વહીવંચો તો પોરસાયો. તેણે તો હસતાં હસતાં વળી એક ઓર ફોડ પાડ્યો. જુઓ, સુરેન્દ્ર અને ઇશ્વર-બીશ્વરની બધી વાતો તો ઠીક. ઈશ્વર તો તમારા બાપદાદાની પેદાશ છે. તમે આમ બધી વેળા સુખનો જ અનુભવ કરતા હોત તો આ ઇશ્વર-બીશ્વરની ક્યાં જરૂર પડત ? આ તો પેલા તમારા પૂર્વજોએ જરા વધુ સારા દિવસો આવ્યા એટલે માંડી સ્પર્ધા. પેલો પેલાનું કાપે અને આ વળી બીજાનું કાપે. ચાલી પછી કાપાકાપી, મારામારી અને મારું-તારું, તું નાનો અને હું મોટોની વાતો. પાપાચારોની હરીફાઈ જામી, ભારે અંધાધૂંધી જામી, કોઈ કોઈનું માને જ નહિ. સુખનો પાર નહિ અને સુખ કોઈથી પમાય નહિ. આવી અવ્યવસ્થા શી રીતે ચાલે ? થોડાક વડીલો ભેગા મળ્યા. તેમને ચિંતા થવા લાગી. તેમણે રોષ પ્રકટ કરતાં કહ્યું—'આ શો વેપલો માંડ્યો છે અલ્યાઓ ?' ને એ પ્રશ્ન સાથે દેવાધિદેવની વાત વહેતી મૂકાઈ. એક પરમ શક્તિ. આપણાં દુ:ખો અને સુખોનો હિસાબ માગનાર શક્તિ. આપણને માફ કરનાર કે શિક્ષા કરનાર શક્તિ. આપણને માલામાલ કરનાર કે મારી નાખનાર શક્તિ. અને સૌ ચૂપ થઈ ગયા. એ શક્તિની વાત આવતાં થરથર કંપવા લાગ્યા. ખોટું કરી નાખ્યું હોય તો એનું સ્મરણ કરી સીધે રસ્તે ચાલવાનું નક્કી કરતા. દુ:ખના દહાડાઓ એને યાદ કરી કરીને કાપી નાખતા. સુખ આવતું તો એને તે વહેંચતો, પાપથી તે ડરતો, મૃત્યુના વિચારથી તે કંપી જતો.

વહીવંચાની વાત સાંભળી હવે અમે ખંચકાયા. —વાત ત્યારે એમ છે એમ ને ? એવું બબડીને અમે થોડાક ઢીલા પડ્યા. ઢીલા શું પડ્યા... અરે પડ્યા પડ્યા... છેક નીચે સ્તો ! અમારા ચહેરાની લાલીનો રંગ ફિક્કો પડવા માંડ્યો. ભઈ, વહીવંચા, સાચું કહેજે, આ ઇશ્વર-બીશ્વરનું તૂત તને ગમ્યું ? આપણે જ પાપ અને આપણે જ

માફ ! એમાં વળી આ ત્રીજાના ડહાપણની જરૂર ક્યાં ઊભી થઈ ? પણ એ વાતનું હવે શું ? વડવાઓને ગમ્યું તે ખરું. ચાલો, એય હવે ટેવ પડી ગઈ છે. ન છૂટે એવી બૂરી આદત કહો તો બૂરી આદત. કંઈ નહિ તો આપણા વડવાઓએ ઈશ્વર તો આપણને આપ્યો ! સરસ, સરસ. રૂપાળો આધારસ્તંભ ! આનંદો દોસ્તો. ઈશ્વર આપણું ફરજંદ છે—આપણું. અને છતાં ઉપર ! ઈશ્વર આપણી મિથ છે, એની છત્રછાયા હેઠળ બધું જ કરી શકાય, આવડે તે બધું જ, ઇચ્છીએ તે બધું જ. એને નામે સોગંદ લઈ શકો, લડી શકો, ખાઈ શકો, ખોદી શકો. એ હંમેશાં દયાળુ છે. બધી જ વખત એ માફ કરે છે. આપણી એ એક સરસ મિથ છે. વહીવંચા, તુંય આનંદ ભાઈ, તને ખુશ થઈને ઈશ્વર આખો આપું છું. છૂટમૂટ લાકડી.. લહેર કરો લહેર. ઈશ્વર એક સરસ મિથ છે !

['વેણુરવ'માંથી]

22

# અરણ્યની આરપાર

મણિલાલ પટેલ

અંધકારની પીંછી ફરી વળી છે, વૃક્ષોએ નકશી કરેલી કાળી ચાદર ઓઢી લીધી.... એમાંથી ઝાંખોપાંખો જંગલનો આકાર પમાય છે.... અને હવે તો કાળો રાક્ષસ સમસમ કરતો વાય છે, જંગલમાં ચારેકોર એ ધાય છે...ડુંગરમાળાઓ વૃક્ષો ઓઢીને ઊંઘી ગઈ છે... વૃક્ષો એકબીજાના બાહુમાં બાહુ પરોવીને ઊંઘવા મથે છે. થડની કાળાશ હવે ટોચની કૂંપળના ચહેરા ઉપર પણ છવાઈ ગઈ છે, રંગો રાતવટે ગયા છે... ને સઘળે કાળો શોક પળાય છે. દિવસે લખોટીઓ રમતી પાંદડાંની લીલાશ વલોવાય છે હવે, એના મોઢે કાળાં ફીણ ટપકે છે, કાળાં પાણી લઈને વહી જતી નદી એ ટપકાંનો ટપોટપ કાળો અવાજ સાંભળીને શ્યામ શ્યામ મલકાય છે... નદીનું ગાન કાળા રાનમાં ફેલાય છે. રાત જાણે ખંડેરોનાં મરશિયાં ગાય છે. ઝરણાં એમાં સાદ પૂરાવે છે. અંધકારની ચોકી કરતું ઘૂવડ કાળાશને ઘટાક ઘટાક પીવે છે એનો અવાજ સાંભળીને ખંડેર મંદિરના ગર્ભાગારનો અંધકાર થરથરી ઊઠે છે. થોડાંક ચામાચીડિયાં અંધારામાં નાહવા પડ્યાં છે.... ગીધો કામરત છે, ક્યાંક કોકની ભૂખ અંધારાને ખાય છે, કાયા વગરનું કોક આખા અરણ્ય ઉપર છવાય છે !

પંખીઓની પાંખો ઉપર અંધકારના શીશાનો લેપ થઈ જતાં ઊડવાનું ભૂલી જવાયું છે. હૃદય જેવાં પંખીઓ આંધળા માળાની કાળી સળીઓમાં લથબથ પાંખો ઢાળી પડ્યાં છે... એમની નીચે ક્યાંક સવારનો તડકો સેવાતો હશે પણ એની કશી ભાળ નથી. કાળો વરસાદ વરસે છે. કાળું પાણી ટપકે છે. કાળા રસ્તા વહી જાય છે. વૃક્ષો કાળું પાણી પીને બેભાન થઈ ગયાં છે, હવે ક્યાંય કશોય સંચાર નથી... ઠરી ગયેલા સીસામાં કોરેલું જંગલ અચેતન પડ્યું છે.. ખંડેર ગઢ/ખંડેર મંદિર ઉપર અંધકારનાં ટોળાં ધજા-પતાકા ચઢાવવા નીકળ્યાં છે... કાળા લોહીમાં રાતા રાતા ઢોલ વાગે છે... અંધારું વૃક્ષો પીને નાચે છે... નજર પહોંચે ત્યાં સુધી ચારેકોર ડુંગરમાળાઓની આ પાર-ઓ પાર, અહીં-ત્યાં, ઉપર ટોચે-મૂળમાં, ડાળે, ઢાળે, પાળે અંધકાર હણહણે છે... પણ એનો અવાજ સંભળાતો નથી.... અંધારિયાં પાણી થીજી ગયાં છે. કળીમાં / કૂંપળમાં આગ ઓલવાઈ ગઈ હશે ? કે જંપી ગઈ હશે ભયની મારી... ના. ના. અંધકારના કાનમાં આવતીકાલની વાતો કરતી હશે. ગઢ તૂટી

પડ્યા છે, પહાડો પીગળી ગયા છે, વૃક્ષો વહી ગયાં છે ? કેમ બધું એકાકાર છે. અજવાળું આવવા માટેનું બારણુંય બંધ થઈ ગયું છે. શું થશે હવે ?

ખંડેર બેઠું થાય છે, એના દેહમાં વીજળીના કાળા લીસોટા પડે છે. એ સળવળે છે. જાસૂદનાં ફૂલેલાં ફૂલ જેવો ખીલેલો અંધકાર આગળપાછળ રાસડા લે છે. એક કાળો નાગ આગળ વધે છે, ફેણ ઊંચકે છે. એના માથે રાતા રંગનું ફૂલ છે, એની સુગંધ જાંબલી છે પણ ફેલાતી નથી. ચામડીની ગંધ ચાટવા નાગની જીભ લચકે છે. માથે અંધારાનો મણિ લઈને નાગ હવે ગાંડો થયો છે. કાળા જળને વહી જતી નદીની ઊંડી ખીણોની રાતી રાતી શેવાળભરી દીવાલોમાં નાગ અદૃશ્ય થઈ જાય છે.... થોડીવાર બધું ભીતરથી હાલકડોલક થઈ જાય છે. અંધકારમાં તરતાં રાતાં વહાણોના સઢો ફાટું ફાટું થાય છે, શ્વાસો સૂર્ય થયા છે, આગ ચન્દ્ર બનીને ઉત્સુક ધરતીને ચાટે છે. અંધકારની નદીઓ ફેલાતી જાય છે. જંગલનો ચહેરો એ નદીઓનાં કેશલ જળમાં તરે છે. ચગળે છે દાંત અંધકારને, ડુંગરાઓ ફાટી પડવાના હોય એમ અંધકારને વળગી વળગીને બચકાં ભરે છે, કોક ફસડાઈ પડ્યું. જંગલ મુક્ત થયું. હાશ, પેલો નાગ હવે ગૂંચળું વળીને અંધારાને સેવે છે. ઉત્તાપ શમી ગયા છે, થંભી ગયું છે કૂંપળનું કોળવુંય ! આકાશ સૂરજનું શમણું જોતું હશે ? દિશાઓની મીંચાયેલી આંખોમાં જંગલ ઝાડપહાડ પાનગાનરાન વ્યાપી વળ્યાં છે... ને કાળા વરસાદમાં સીદી સૈયદની જાળીમાંથી જંગલ જોવા મથતી કવિની આંખ હજીય કાગડાઓને કાળા જ જોતાં ચમકી–ચોંકી ઊઠે છે... બધે જ જંગલ ફેલાતું જાય છે. ઓ કવિ ! અંધકારને સળગાવીને એના અજવાળે સૂર્યશતક લખવાનો નિર્ણય કરી શકશો ? કહો...

* * *

પગલાંનો આકાર કળાય છે હવે, આ માર્ગ ઉપરથી જંગલ ગયું છે. વૃક્ષોની પગછાપ અકબન્ધ પડી છે... એની ભીનાશમાં અજવાળાનું શિશુ બગાસાં ખાતાં ખાતાં બેઠું થાય છે. નારીના ચહેરા ઉપર રીંછનાં પગલાં ક્યાંથી ? અજવાળાથી એ ચહેરો ધોઈ નાખે છે... એકાએક કશાકનો દરવાજો ખૂલે છે. તડકાનો વણજારો પોઠો ભરી લઈને નીકળ્યો છે. બધા જ માર્ગો ઉપર એની સાંઢણીઓ લહેરાતી જાય છે.... માળામાંથી પંખી ઊડ્યું એની પાંખોને આભનું તેડું છે. પેલું ઘુવડ વૃક્ષની બખોલમાં સંતાઈ ગયેલા અંધકારને આજીજી કરે છે, એનામાં સમાવી લેવા. ઝરણાંની કલકલતી ક્રિયાશીલતામાંથી પ્રગટતો ઉલ્લાસ સાંભળીને વૃક્ષો ઝૂમવા લાગ્યાં છે હવે. વૃક્ષોની ડાળ ઉપર પડેલું પવનનું શબ પાછું જીવતું થઈ ગયું છે... પવન હવે બાળક બનીને ગમ્મત કરે છે કૂંપળો-ફૂલો સાથે. ક્યારેક આ પવનપુરુષ વૃક્ષોનાં ઊંડાણોમાં દોટ મૂકે છે.... ને પહોંચે છે પર્વત ટોચે. ક્યારેક જીન બનીને ધૂણાવે છે વૃક્ષોને ને ખડખડ હસાવે છે લીલમ્લીલા રાનને !

નદી નવવધૂની જેમ જાગીને નિત્યકર્મમાં મગ્ન બની ગઈ છે. વૃક્ષો એકબીજાને

રાતે જોયેલાં શમણાંની વાત કહે છે—સાંભળે છે. કિરણો એમની વાતોમાં હોંકારો ભરે છે.... મર્યાદિત લાગતું રાન અમર્યાદિત દેખાય છે. ઝાંખાપાંખા પહાડો તાજામાજા થઈને એકબીજાને બોલાવતા ઊભા છે. ફૂલો કળીઓને ખૂલવાના પાઠ ભણાવે છે. પાંદડાં વિસ્મિત બનીને તડકાને જોઈ રહ્યાં છે. વૃક્ષો ચાંદરડાંભરેલી ચાદરમાં રમતાં છાયાનાં શિશુઓનો ચોકી-પહેરો ભરતાં ઊભાં છે. હજી ક્યાંક અંધારાનું પશુ ઊંડાણોમાં સળવળતું સંભળાય છે. લીલાશનો નશો ચઢ્યો છે જંગલને, એના ઉત્સવમાં ધુમ્મસનો ગુલાલ ઊડી રહ્યો છે. જંગલને ધુમાડો વાદળી ભૂરી-ભાષા શીખવવા નીકળ્યો છે. લીલાશને એ ધુમાડાની ભાષા ગમતી નથી. વણજારાની પીળી પોઠો પહાડે પહાડે પહોંચી ગઈ છે. આકાશ નાહીને ડિલ લૂછે છે. પતંગિયાં અંધકારના ઘરમાંથી છૂટ્યાનો ઉત્સવ મનાવે છે. પંખીઓ પ્રેમમાં પડ્યાં છે.... જંગલને ભૂખ લાગી છે, હવે એ થાકી ગયેલું લાગે છે. કવિ ! શું ખવડાવશો આ જંગલને તમે ? તડકો ખવડાવશો ને વરસાદ પીવડાવશો ? ! બોલો....

દિવસ છવાઈ ગયો છે ખીણો સુધી, થોડુંક ઊઘાડું પડી ગયું છે અરણ્ય. એને એની નિબિડતાને નષ્ટ કરનારી વસતિનો ભય લાગી રહ્યો છે. જોઉં છું તો ઋતુઓ જંગલ ઉપરથી પસાર થતી દેખાય છે. કેસૂડા-શીમળાની ઋતુ ગઈ પછી ગુલમહોર-શિરીષ મ્હોરે છે, પણ એ બે તો વસતિનાં વૃક્ષો છે. ચોમાસે મ્હોરતા બાવળ પણ વનના પાદરેથી પાછા વળી ગયા છે. અહીં તો અનામી વૃક્ષોની આદિમ છાયાઓનો મહિમા છે. એની નીચે બેસતાં કવિશ્રી ઉશનસ્‌ની સૉનેટમાળા ‘અનહદની સરહદે’ સાંભરે છે. ને પછી દૂરની નિબિડતામાં ચાલ્યો જાઉં છું. પર્ણોની ડુગડુગી સાંભળું છું, ઝરણાંનો રણકાર પણ. મારું ને મારા નગરનું નામ ભૂલીને વૃક્ષે વૃક્ષે ચઢી ઊતરું છું ! મારે રાનમય થઈ જવું છે. વૃક્ષ થઈ જવાની ઇચ્છા પ્રબળ બની છે. અચાનક વાદળાં કાળુંડમ્મર ચઢી આવે છે. ને જંગલ પાછું ગાઢ-ઊંડું થઈને વાઘની જેમ ત્રાડો નાખે છે, પહાડો ત્રાડોનો જવાબ આપતાં ઝળહળી ઊઠે છે....પાણી પાણી થઈને વનો પહાડો વૃક્ષો વહી નીકળ્યાં છે. વહી નીકળ્યો છું હું પણ એમની સાથે-વહેળે વોંકળે નદીનિર્ઝરે. ના. ના. હું તો આ પાંદડાં ઉપરથી ભીનાશ થઈને ટપકું છું ને પાછો શિશુના સ્મિત જેવો વન—તડકામાં ચળકી ઊઠું છું. વન કલરવી ઊઠ્યું છે... સંગીતના સ્વરો સંભળાય છે. વનસ્પતિએ પથ્થર-પહાડોના પથ્થરપણાંને ઢાંકી દીધું છે. ઘાસ કઠોરતાને ઢાંકીને ઊભું છે. વનની ભૂમિ હવે નરી શીતળ મસૃણ કોમળ લાગે છે. વૃક્ષો વસતિના જખમોને ઢાંકીને નવપલ્લવિત છે. અધૂરપો બધી મધુરપો બનીને મ્હોરી છે વનમાં. ઘાસ પથ્થરને બાહુમાં ભીંસીને પ્રેમ કરે છે. કવિ ! કવિતા કરશો આની ?

જંગલમાં એક આદિમ જંગલ દેખાય છે, દટાઈ ગયેલું. ખંડેર વાવમાં એની કથાવાર્તાનું શબ રઝળે છે. વનની ગીચતાએ એ શબને ઢાંકી રાખ્યું છે-મસૃણ લીલાશના રેશમી દુપટ્ટામાં લપેટીને. એ આદિમ અરણ્યમાં હજીયે સીતાજીનું હરણ થાય છે, માયાવી મરિચ મૃગવેશે ઊભો છે, લક્ષ્મણ ભીંત ભૂલે છે. જટાયુની કપાયેલી

પાંખો હજી ફફડ્યા કરે છે. પાંડવોની ભૂમિશય્યા દેખાય છે. ધર્મરાજા અને દ્રૌપદીના દુ:ખદ ઉદ્‌ગારો આજ પહાડોએ સાંભળ્યા હતા. પુરુરવાએ ઉર્વશીને અહીં જોઈ હતી. ચિત્રાંગદા આવા જ વનમાં વિહરી હતી. કચની વિદ્યા આવાં વનોની સાક્ષીએ સમ્પન્ન થઈ હતી. નળ અહીંથી જ દમયંતીને છોડી ગયેલો, ત્યાં પેલા દવમાં જ કર્કોટક હતો, પેલાં અજાણ્યાં વૃક્ષોને વૈદર્ભીનો વિલાપ યાદ છે આજેય. કોઈ વેલીમાં કૃષ્ણની રાહ જોતી રાધિકા ઝૂરે છે. આ ફૂલોની છાયાઓમાં કોઈ દેવકન્યાનાં પગલાં પડ્યાં હશે. આ અરણ્યની પેલે પાર એક અરણ્ય છે, એનીય પાર અરણ્ય છે. જ્યાં પહોંચી શકાતું નથી ! કવિતા કામ લાગશે ત્યાં જવા સારુ ? શાકુન્તલમ્ જેવું કોઈ અભિજ્ઞાન થાય તો... કવિ ! સંસ્કૃતિ ને પ્રકૃતિ વિના ચાલશે તમારી કવિતાને ?!

તડકો ઢળે છે વૃક્ષોની છાયા સાથે. રુધિરને અરણ્યની અપરંપાર માયા છે. પણ આ અરણ્યની પૈલે પાર થોડાંક ભાંગેલાં છાપરાં છે, એ ઉપેક્ષિતા વસતિમાં ભૂખ્યાં બાળકો ટળવળે છે. એની ઓ પાર ગામ. ગામમાં સમય શોષણ કરે છે ગરીબીનું. કોઈ ખૂણામાં સડી ગયેલા માણસની દુર્ગંધથી માથું ફાટી જાય છે, પણ વસતિનું નાક નકામું થઈ ગયું છે. કેટલાય શહેરો સંત્રાસ લઈને આંખ સામે ઊભાં છે. ત્યાં આતંકિત છે જીવન ! બપોરની આગમાં પ્રાણીની જેમ, સડક ઉપર, ગાડું ખેંચતા દંપતીનું ભૂખ્યું બાળક હવે રડી શકતું નથી. યોજનાની શીતળતાથી નકશાઓ ઠરીને ઠીકરું થઈ ગયા છે. કેટલાય લોકો પ્રકાશનો ભોગ બન્યા છે. અજવાળાની આગમાં માણસો જીવતાં સળગી ગયા છે. તો કવિ ! તમે સૂર્યની સાક્ષીએ 'અંધકાર-શતક' લખી શકશો ? કહો...

આપણે એકવાર અરણ્ય થઈ જવું પડશે. ફરીથી અવતારવા માટે નષ્ટ થઈ જવું પડશે. એ નર્યા સત્યની વાત કવિતામાં કરવાની છે, તૈયાર થાઓ, હે કવિ !

['અરણ્યોમાં આકાશ ઢોળાયશે...'માંથી]

23

# શેઈડો

## કિશોરસિંહ સોલંકી

હવે તો જ્યાં નજર નાખો ત્યાં કાળા કાળા રસ્તા ! અમારા ત્યાં કોઈક ખરાબ કામ કરે તો કહેવાતું કે, એણે કાળાં કામ કર્યાં. તો હવે લાગે છે કે, આપણી ધરતીમાતા પાસે પણ આપણે કાળાં કરમ કરવા લાગ્યા છીએ. વગડામાં કે ખેતરોમાં, શેઢે કે સીમાડે, ચરામાં કે ચૌટે જ્યાં જુઓ ત્યાં હવે કાળા કાળા રસ્તા આવી ગયા છે. કાળા રસ્તાની સંસ્કૃતિએ ધીમે ધીમે ભરડો લઈ લીધો છે આપણો ! એટલે આપણે ચાલી પણ શકતા નથી કાળા કાળા રસ્તા વિના !

પાદરને પાદર રહેવા દીધું નથી અને ધૂળને ધૂળ ! તમે નંઇ માનો પણ અમારા ગામમાંથી ખેતરોમાં જાવાનો શેઇડો તો આખા ગામનું દ્વાર હતો એક જમાનામાં ! હવે શેઇડા શું ને વાત શું ? માત્ર રોડ ! રસ્તા પણ નહિ, કેવું ?

'શેઇડો' શબ્દની સાથે યુગોનો કોઈ વૃદ્ધ દાઢી ફેલાવીને ઊભો હોય એવું મનમાં થાય જ ! અમારા લોહીમાં એ શેઈડો લોહી બનીને આજે ધબકી ઊઠે છે ! શેઇડો તો અમારું હૃદય છે, અમારો દેહ છે. એની વેળુમાં હજી પણ અમારાં પગલાં ક્યાંક દટાયેલાં પડ્યાં હશે !

શેઇડો પણ કેવો ? ઋતુએ ઋતુએ એનું રૂપ બદલાય ! કોઈ બહુરૂપી જ જોઈ લ્યો ને ! અને બે-ત્રણ માથોડું ઊંચાં થોરની વાડ ! વાડની ભેગા વગદા એવા તો ઝૂંડમાં ઊભા હતા કે, ચકલું પણ એમાંથી અંદર જઈ ના શકે. અને શેઇડામાં વેળુ તો એટલી બધી પડેલી હોય કે, એમાં ઢીંચણ સમા પગ અંદર ઘૂસી જાય એટલો !

આવા શેઈડામાં થઈને ગાડું કે ગાડી જાય ! ગાડાં પણ કેવાં ? લાકડાનાં પૈડાંવાળાં. તમારી જયમ નહિ કે ડનલોપનાં પૈડાં હોય ! એમાં વળી ક્યારે પંચર પડે અને ક્યારેક અડધા રસ્તે રાખે એ તો કહેવાય જ નહિ ! પણ અમારાં ગાડાંનાં પૈડાંના આરા તો સુથારે એટલા મજબૂત બનાવ્યા હોય કે, દસ-પંદર વર્ષ તો એને આંચ પણ ના આવે ! એના ખીલડાને પણ અઠવાડિયામાં એકવાર દીવેલથી ઊંઝવાનો ! એટલે એનું રોલિંગ સારું રહે અને બળદોના કાંધે વધારે જોર ના આવે—એવી તો એની માવજત !

લૈ, ગાંમમાં ગાડાં કાંઈ બધાના ઘેર ના હોય ! આખા ગામમાં માંડ ચાર-પાંચ

ગાલ્લાં કે ચાર-પાંચ ગાડી હોય ! પણ એ આખા ગામની અનામત કહેવાય. તમારા જેવું નઇ કે મારું મારા બાપનું અને તમારામાં મારો ભાગ ! ગામમાં ભલે એક આદમીએ ખર્ચો કર્યો હોય પણ એ ગાડું સૌના કામમાં આવે એવાં તો બધાંનો ભાયપો હોય !

હા, કોઈ કારણસર એકબીજાને ઝઘડો થયો હોય, મારા-મારી થઈ વોય પણ તોય સારા-માઠા પ્રસંગે તો બધા સાથે જ ! તમારી જ્યમ નહિ કે નાકનાં ટેરવાં ઊંચાં કરીને આખો જનમારો કાઢી નાંખવાનો ! ગામમાં તો ચાર વઈડીયા ઠપકો આલનાર બેઠા વોય અને ઈયાંનું માનવું પણ પડે જ !

ખેતરમાંથી અનાજ કે ઘાસ ઘેર લાવવું હોય, બળતણ ભરવાનાં હોય કે પછી ખેતરમાં ખાતર નાખવાનું હોય ત્યારે ગાલ્લું જોડવામાં આવે. ગાલ્લાને આડાં ઘાલીને એનો કઠેડો બનાવવામાં આવે. પછી તો બળદોની કરવામાં આવે સૂંઢેલ. ચાર-ચાર જોડી બળદ એકસાથે જોડવામાં આવે. બે બળદ ગાલ્લાની ધૂસરીએ અને પછી તો એની આગળ બે એમ બાંધવામાં આવે. પછી તો ખાતર ભરીને ખેતરમાં નાખવા માટે આખી રાત પાવડા અને સૂંડલીઓ, ઉકરડા અને રબારીઓના વાડામાંથી ખાતર ભરાય ! રાત્રે એક એક ફેરે ચા-પાણી થાય અને આમ આખી રાત ખાતરની સૂંડલીઓ ઊંચકવાની અને ગાલ્લું ખેતરમાં લઈ જઇને લાઈનસર પૂંજા પાડવાના. સવાર થતાંમાં તો બે-ચાર ખેતર ખતરાઈ ગયાં હોય !

પણ ખાતર ભરેલું ગાલ્લું જ્યારે શેઇડામાંથી પસાર થાય ત્યારે કટોકટીનો કાળ ઊભો થાય. ઢીંચણ સમાન વેળુમાંથી ગાલ્લું કાઢતાં કાઢતાં તો આદમીઓ અને બળદોની આંખે પાણી આવી જાય. હાકોટા-છાકોટા કરીને બળદોને જોમ ચડાવવામાં આવે તોય ગાલ્લું ફસાઈ જાય તો વળી બધા કેડનો ટેકો આપીને આગળ ધપાવે અથવા પાવડા લઈને મંડી પડે અને પૈડાં આગળથી રેત એકબાજુ ખેસવે.

અત્યારે તમારે તો ટ્રેક્ટર આયાં એટલે ગાલ્લાંનો યુગ પૂરો થયો. ટ્રોલીમાં ખાતર ભરાયું કે ફટ દઈને ચાવી આલવાની ભપ... ભપ... ભપ... અવાજની હારે ધુમાડો આંકવા માંડે અને આવજો ખેતર ઢૂંકડું ! પાંચ-દસ મિનિટમાં તો ખેતર ભેગાં ! ફટાક પાવડા લઈને મંડી પડો એટલે ખેતરમાં ખાતરના પૂંજા જ પૂંજા ! પણ એ વખતે તો ખેતરમાં ખાતર નાખવું એટલે મોટો અવસર કરવા જેવું હતું !

શેઇડામાંથી પસાર થવાનું છે એવું થતાંની સાથે સો મણનો નિસાસો નાખવાનો. પણ અમે નાના હતા ત્યારે એ શેઇડાની વહેલી સવારની ટાઢી ટાઢી વેળુમાં આળોટવાનો આનંદ લેતા ! અને કોઈનો ગરમલાય લાફો પણ ખાઈ લેતા. તમને થશે કે, વેળુ તો નદીના પટમાં હોય, શેઇડામાં ક્યાંથી ? તો તમારો પ્રશ્ન અસ્થાને નહિ ગણાય. મેં પહેલાં કહ્યું એમ શેઇડો ઋતુએ ઋતુએ રંગ બદલતા કાચીંડા જેવો હતો.

શેઇડામાંથી ઊંચાડા જાઓ એટલે ચરો આવતો. ચરાના ટેકરા થુંબડા જુઓ તો નાના પહાડો જેવા એટલે ચોમાસામાં જે વરસાદ આવે એ પાણીને જવાનો એક

જ માર્ગ તે શેઇડો ! અતારે તો હવે વરસાદ પણ ક્યાં રહ્યા છે ? માંડ એકાદ-બે ઝાપટાં થયાં ન થયાં. અને વરસાદ મોચમ વાળીને આવજો ને બીજા વર્ષે ! હવે તો લોકોને, ઢોરોને, પંખીઓને પીવા માટે પણ પાણીનો છાંટો મળતો નથી. દુકાળના ડુંગરા વરસે વરસે ખડકાતા જાય છે તમારા પાપે. ચ્યમ ખબર છે ? તમે ચ્યાંય જંગલ-ઝાડી રહેવા દીધી છે ? આખા વગડે નજર કરો તો ક્યાંય લીલું ઝઇડું કે તણખલું એકેય જણાય છે ? પછી ક્યાંથી આવે વરહાદ ? વરહાદને પણ તમારા કાળા કાળા રોડ ઉપર વરહવાનો અભરખો રહ્યો નથી !

પણ એ વખતે તો વરસાદ મન મૂકીને વરસતો ! જે ગાંમમાં વૉય એ ગામમાં રહે અને જે વગડે હોય એ વગડે ! ચારેબાજુ જળબંબાકાર ! અરે ! શેઇડામાં થઈને માથોડું માથોડું પાણી પૂરપાટ જતું વોય ! અરે ! ઇમાં જો કોઈ ઢોર, માંણ કે ઝાડ-ઝાંખરું વચી જાય તો આવજો સીધું જ પરબારું !

ત્યારે હું નાનો હતો. હું અને મારો લંગોટિયો ભાઈબંધ ખેતરમાં હતા અને વરસાદ શરૂ થઈ ગયો. જોતજોતામાં તો પાણી જ પાણી ! અમે, તોય ઘેર જવા નીકળ્યા. શેઇડાના ઉપરના નાકે આવીને ઊભા રહી ગયા. શેઇડામાં થઈને જે પાણી જતું હતું એ જોઈને અમારા ટાંટિયા તો ધ્રુજી ઊઠ્યા. માથે જબરદસ્ત વરસાદ પડે અને આગળ ઘોડા પૂર જાય ! તોય અમે તો એક આંબલીના થડ પાસે લપાઈને ઊભા રહી ગયા.

વરસાદની સાથે પવનનું પણ એટલું બધું જોર કે ના પૂછો વાત. અમે આંબલીના થડને બરાબર ચોંટીને ઊભા હતા પણ પવનની એક જોરદાર ઝાપટની સાથે જ આંબલી તો ઉછળી... ! પણ અમે ચેતી ગયા તે જોરથી આગળના આંધામાં કૂદા પડ્યા. આંબલી પેલી બાજુ, અમે આ બાજુ ! જોકે પાણીમાં થોડે સુધી તણાયા પણ આગળ જતાં ઝાડનાં મૂળિયાં મળી ગયાં ને પકડી લીધાં ! બચી ગયેલા ! પછી તો મોડી રાત સુધી મોટા મોટા ઘાંટા પાડીને બંનેએ રોયા કર્યું હતું ! અમને ઘેરથી બધાં શોધવા નીકળેલાં ! તોય અમે શેઇડામાં થઈને ઘેર આવી શક્યા નહોતા. આ અમારા શેઇડાનું એક રુદ્ર સ્વરૂપ હતું-ધસમસતી નદી જેવું. જેની રેતમાં અમે પગલાં પાડીને ગણતા હતા. એકબીજાના પગલાંમાં પગલું માંડતા હતા, જેમાં આળોટતા હતા, એ જ શેઇડામાં ત્યારે પગ મૂકવાની અમારી હિંમત નહોતી ચાલતી. એટલે જ તો અમે વરહાદનાં ફોરાં ભેગાં અમારાં આંસુઓને ભેળવતા હતા !

આ એજ શેઇડો છે કે શિયાળામાં એમાં સરવાણીઓ વહેતી ! શેઇડાની ઊગમણી બાજુ જ્યાં એક મોટો જાંબુ હતો એના થડ પાસેથી શરૂ થઈને વહેતી સરવાણીઓ આખા શેઇડાને નવડાવતી ! અને વહેલી સવારે ભળ-ભાંખડે અમે સેતરમાં જુવાર ટોવા જતા હોઈએ ત્યારે એ સરવાણીઓનું ઠંડુ પાણી અમને થીજવી નાખતું ! અમારે પગમાં પહેરવા તો કશું હોય નહીં, અડવાણા પગે, અડબંગ જેવા, વહેલી સવારે માંચામાંથી ઊભા થઈને, જો મોડું થયું વોય તો દાતણ ચાવતા ચાવતા કે આંખો ચોળતા ચોળતા કડકડતી ઠંડીમાં નીકળી પડવાનું ખેતરના રસ્તે-અડધા

શરીરે. અમારે તમારી જ્યમ નહીં કે, ઠંડીમાં ગોટમોટ ગરમ લુગડાં હોય, હાથે-પગે મોજા હોય કે માથે ટોપી. અમારે તો ફાટેલી—તૂટેલી એકાદ પછેડી હોય તે ઓઢાય એટલી ઓઢીને દાંતનાં ડાકલાં વગાડતાં વગાડતાં એવી પટી મારીએ (દોડીએ) કે આવજો ખેતર પાધરું !

શિયાળામાં શેઇડો ટાઢો હીમ જેવો લાગે. અમારે ઠંડીમાં પલળવું ના પડે એટલે અમે ટેણિયાં ભેગાં થઈને પાવડો-કોદાળી લઈને મંડી પડીએ તે વાડની લગોલગ મોટી નીક બનાવીએ અને આગળથી આવતા પાણીને આડું વાંધીને નીકમાં વાળી દઈએ, ત્યારે તો આખું ગામ અમોને આશીરવાદ આલે. એટલે અમને આવું જાહેર કામ કરવાનું પોરસ ચડે.

પણ શેઇડાનું રુદ્ર સ્વરૂપ તો જોવા મળે ઉનાળામાં ! જાણે કે ભગવાન શંકર આક્રોશમાં આવીને નૃત્ય ન કરતા હોય ! વૈશાખનો બપોર ધખતો હોય ત્યારે તો શેઇડાની વેળુ તો હીરા-માણેકની જેમ ઝળહળતી હોય. અમે શેઇડાના નાકે ઊભેલી આંબલીઓના છાંયડે ઊભા રહીને કરામતને જોઈએ તો પાણી છલકાતું હોય એવું લાગે. પણ એ તો બધો ભ્રમ ! તોય એવી લાયઝરતી વેળુમાં બપોરે માથે ભાત મૂકીને અડવાણા પગે અમે એમાં ચાલ્યા છીએ. અમારા પગમાં ફોલ્લા પડી ગયા છે એના કારણે તો ! તોય છૂટકો હોય ગયા વિના તો ! પગને અને જોડાને તો બાર ગાઉંનું છેટું ! તોય અમે શેઇડામાં પગ મૂકીએ એ પહેલાં આંબલીના છાંયડે બેસીને અમે પગને ગાભા વીંટતા. વીણી લાવેલા ગાભા એ અમારા એકવીસમી સદીના બૂટ હતા.

આ બપોર તો અમને 'શેષ'ની 'વૈશાખનો બપોર' કવિતા યાદ કરાવતો : 'વૈશાખનો ધોમ ધખ્યો જતો'તો !' એ તો જેણે માણ્યો હોય-અનુભવ્યો હોય એને જ ખબર પડે કે, વૈશાખનો તાપ શું છે ? હા, બપોરના સમયે ચકલુંય ફરકે નહિ, અરે વૃક્ષોનાં પાંદડાં પણ ચીમળાઈને નીચાં નમી ગયાં હોય, ખેતરમાં જો ઉનાળુ બાજરી કે રજકો હોય તો એ પણ ઢળી ગયાં હોય એકાએક ! ઢોર તો છાંયડે બાંધેલાં હોય તોય હાંફતાં હોય. પંખીઓ તો જ્યાં આશરો મળ્યો ત્યાં લપાઈને બેઠાં હોય. જાગતો હોય માત્ર શેઇડો !

શેઇડાની વેળુમાંથી વરાળો નીકળે ! જાણે ધરતીનો પરસેવો સૂકાતો હોય ત્યારે મારા પિતાજી અમને કહેતા કે, ઉનાળાની ગરમલાય વેળુમાં પથારી કરીને સૂવું જોઈએ. એ સૂતા પણ ખરા. પોતાનું આખું શરીર અંદર રહે એ રીતે ખાડા જેવું બનાવવું પછી એની ઉપર પછેડી પોતાના ઉપર ઓઢી લેવાની ! પછી બીજાની પાસે આજુબાજુની વેળુને પોતાના ઉપર વાળવાની ! કલાક દોઢ કલાક વેળુમાં શરીરને શેકવાનું. પછી કોઈ રોગ ક્યારેય ઊભો રહે ખરો ? અમે પણ બપોરે એ શેઇડામાં અમારી કબરો ખોદેલી છે. અને અમે પણ અમારા પરસેવાથી શેઇડાને ધોયો છે. પણ તમારે તો સોનાબાથ લેવાનું, નહિ ?

સોનાબાથ એટલે ગરમીનું સ્નાન ! ગરમી પણ કૃત્રિમ ! કુદરતી ગરમી નહિ

જ. એક મોટા બાથરૂમ જેવા ઓરડામાં એક ખૂણે ઇલેક્ટ્રીક હીટર ગોઠવીને એમાંથી ગરમી ઉત્પન્ન કરીને, સગડી સળગતી હોય એ રીતે જ. બાથરૂમમાં અંદર ચારેબાજુ પાઈનવુડ લગાડેલું હોય જે ગરમીને શોષે નહિ. એમાં જઈને બેસો એટલે શેકાવા લાગો. 180 થી190 ડિગ્રી ફેરનહીટ ઉષ્ણતામાનમાં બેસવાનું ! પણ આ બધું જ બનાવટીને ? 'માટીમાં કેટલી શક્તિ છે' એનો કેવો ઉપયોગ છે એ તમોને ચ્યાંથી ખબર હોય ? માટીના ઉપચારથી ગાંધીજી જીવી ગયેલા, એવી શ્રદ્ધા તમોને ચ્યાંથી હોય ? માટીનું મહેત્ત્વ તમોને નહિ સમજાય, મારા ભૈ.

તડકાને માણવો એ પણ એક લ્હાવો છે ! અમે શેઈડાના તડકાને સૂંઘ્યો છે, પ્યાલા ભરીને ગટગટાવ્યો છે, અમે શેઈડાની છાતીને બચબચ ધાવ્યા છીએ. અમારી નસેનસમાં એને રોપ્યો છે. શેઈડો તો અમારી કાયા છે, એ શેઈડાનાં સંતાન છીએ અમે તો !

અમારા બાપ જેવા શેઈડામાં અમે બીયાણા પણ છીએ. અંધારી રાતે, કોઈ કોઈને જોઈ ન શકે એવા કાળા ભમ્મર અંધકારમાં અમે હાથમાં લાકડી લઈને રાત્રે પસાર થયા છીએ શેઈડામાંથી ! ચારેબાજુથી ફૂંકાતો પવન જ્યારે માથોડુંથી ઊંચી વાડને અથડાતો ત્યારે જે અંધારી ભયાનકતા ઊભી થતી એણે અમારી છાતી ધ્રુજાવી છે ! એની આજુબાજુ ઊભેલાં વૃક્ષોના પર્ણેપર્ણમાંથી એક એક ભૂત ઊભું થતું અમે અનુભવ્યું છે. શેઈડાના કયા ખૂણેથી શું આવશે ? એવો ફફડાટ અમે અનુભવ્યો છે ત્યાંથી પસાર થતાં ! તોય અમને ગમે છે અમારો શેઈડો !

અજવાળિયાની ચાંદની રાતમાં શેઈડાનું સૌમ્ય સ્વરૂપ જોવું એ પણ એક લ્હાવો છે ! થોરની વાડ અને ઝાડવાંથી ચળાઈને આવતી ચાંદનીનું એક આહ્‌લાદક સ્વરૂપ હોય છે ! અમે એ ચાંદનીને ખોબે ખોબે વીણી છે, ઉછાળી છે અને એમાં નહાયા પણ છીએ. શેઈડામાં પસાર થતાં ચંદ્રમાના અજવાળામાં અમારો પડછાયો પકડવા અમે ધમાચકડી માંડેલી છે ત્યારે કોઈ વડીલ અમને ધમકાવતું કે, 'પોતાના પડછાયા સાથે રમત ના કરાય, એનાથી તો માંદા પડાય !' પણ તોય અમે માનતા નહિ.

શેઈડાનું ઋણ છે અમારા ઉપર ! અમારા પગનાં તળિયાંને વજ્ર સમાન બનાવનારો એ શેઈડો છે. તમને નવાઈ લાગશે પણ એ શેઈડાની વેળુને અમે મુઠ્ઠી એ મુઠ્ઠીએ ખાધી છે. અમારા દાંત વચ્ચે કચડ કચડ જે અવાજ થતો એનો રોમાંચ અમને આજે પણ થાય છે ! માટીનો સ્વાદ કેવો હોય એ તો તમને ક્યાંથી સમજાય ? કારણ કે, તમારે ને માટીને બાર ગાઉનું છેટું રહ્યું છે ! તમારે તો માટી જેવાં મન જોઈએ. અને વેળુ તો તમે તમારા જનમારામાં જોઈ પણ નહિ હોય ! આજે એ શેઈડો મારામાં ઊગી નીકળે છે ત્યારે હું ખોઈ બેસું છું સાન અને ભાન ! શેઈડો તો મારા જીવનનો સથવારો છે ભઈ !

અમે શેઈડાનાં પ્રવાસી... શેઈડે શેઈડે જઈએ રે ! શેઈડો મારી આંખોનું નૂર અને હીર છે. મારા શ્વાસોચ્છ્‌વાસમાં શેઈડો ભળી ગયો છે, હવા થઈને લોહીમાં

ઓગળી ગયો છે શેઇડો ! શેઇડો તો મારા જીવનનો ધબકાર છે આજે તો.

પણ તમને કાનમાં કઉં ? અતારે તો એ શેઇડો રહ્યો નથી પણ તમારો કાળો કાળો રોડ થઈને સાપની જેમ લબકારા લેતો થઈ ગયો છે ! થોરની અને વગદાની વાડનું નિશાન પણ રહ્યું નથી. નથી રહ્યા લીંબડા કે આંબલીઓ ! તમારો રોડ તો અમારા શેઇડાની આજુબાજુની લીલાશ પણ ગળી ગયો છે ! એટલે તો આખો વગડો ભેંકાર ભાસે છે આજે તો. પછી તમે જ કહો કે, વરહાદ આવે જ ચ્યાંથી ? ઘોડાપૂર ઉમટે કેવી રીતે ? તમારી કાળી કાળી સંસ્કૃતિએ તો અમારું સત્યાનાશ વાળી દીધું છે, એનું મનમાં ચચર્યા કરે છે. આ ધરતીમાની પાસે ચેવાં કાળાં કરમ કરાવા માંડ્યાં છો તમે ?

હું આજે શોધું છે મારા ગઈ કાલના શેઇડાને ! ચ્યાં ગયો અમારો શેઇડો ? ચ્યાં ગઈ અમારી ઢીંચણ સમાણી વેળુ ?

['ભીની માટીની મહેક'માંથી]

24

# તે આ શહેર

પ્રીતિ સેનગુપ્તા

જન્મની સાથે જે પોતાનું બન્યું હતું તે શહેર. બાળપણમાં સમજણ કે અપેક્ષા વગર અપનાવ્યું હતું તે શહેર. કિશોરાવસ્થામાં અભાનપણે માણ્યું હતું તે શહેર. એની ગલીઓની ધૂળમાં મુક્ત રીતે પગલાં પાડ્યાં હતાં, એનાં ખેતરોમાંનાં ઝાડના છાયામાં ગોઠડી કરી હતી, આગગાડીના પાટા પર સમતુલા રાખીને ચાલ્યાં હતાં, ઘણીવાર સાયકલ પરથી પડ્યાં હતાં, અભાનતામાં જ જે સ્વજન બની ગયું હતું તે શહેર. કેવળ પ્રેમના અધિકારથી જ મારું થયું હતું તે શહેર.

એને સ્વપ્નનું શહેર નહીં કહું. એમાં રહીને થોડાં સ્વપ્ન સેવ્યાં હતાં, પણ એને માટે નહીં. કદાચ એની સાથે મનના દરેક સ્તર પર એટલું તાદાત્મ્ય હતું તેથી. એ જ સંપૂર્ણ હતું, એને માટે સ્વપ્ન સેવવાની આવશ્યક્તા જ ક્યાં હતી ? મંદિરમાંના દેવતા, આકાશમાંના વાદળ, ફૂલોના રંગ, કે પંખીઓના કલરવની જેમ, જાણે બહુ લાંબો વિચાર કર્યા વગર જ, એનું પ્રમાણભૂત અસ્તિત્વ માની લીધું હતું.

જેને છોડીને જવાનો વિચાર સુદ્ધાં મનમાં નહોતો આવ્યો તે શહેર. એનાથી દૂર રહેવું કેટલું ભારે પડશે તેની કલ્પના પણ ન હતી. ત્યારે તો દુનિયાનાં બીજાં શહેરો જોયાં-જાણ્યાં-સમજ્યાં ન હતાં, પણ હવે તો છે ને ? તેથી જ કહી શકું છું કે સૌથી વધારે આનંદદાયક, ઉત્સાહપ્રેરક છે એ શહેર જે મારું જ છે તે, આ શહેર.

કોઈપણ શહેર ફક્ત એનાં મકાન, રસ્તા, દુકાન, રેસ્ટોરાં, નાટક-સિનેમાને લીધે પ્રાણ સમું પ્રિય નથી બનતું એનું કારણ તો વ્યક્તિના એની સાથેના સંબંધ અને વ્યક્તિને અભિપ્રેત એનાં સૂચન જ હોઈ શકે. મને આ શહેર આટલું ગમતું હોય કારણ કે એ મને મારી જાત જેટલું પરિચિત છે. અરે, ખરેખર તો, હુ એનાથી પરિચિત છું તે જ નહીં, પણ એ મારાથી પરિચિત છે તે જ બહુ મોટું કારણ છે. પરસ્પરની પિછાણ એ જ તો કોઈપણ સંબંધના મૂળમાં હોય છે.

આવા સ્થાનને આપણે કંઈ કેટલી રીતે ઓળખીએ છીએ. એનાં રૂપથી, રંગથી, વાસથી, સ્પર્શથી, એના અવાજથી. બેસતા વરસના વહેતા પ્રભાતે 'સબરસ-સબરસ'નો પોકાર; રોજ સવારે સંન્યાસ-આશ્રમની આરતીનો રવ; ગુજરાત કૉલેજના વર્ગો માટેનો ગંભીર ઘંટનાદ, અને પાકિસ્તાન સાથેના યુદ્ધ વખતે મૂકેલી [illegible] વગાડાતી

એની સાયરન; ગરમીની બપોરોનો આછો, આળસુ સળવળાટ; સાંજે પાછાં ફરતાં પંખીઓનો કલરવ; રાતે ઠેર ઠેર ચોકીદારોથી મરાતા કલાકના ડંકા; મોડી મોડી રાતે વળી નદીના પટમાં તાણેલા સરકસના તંબૂઓમાંથી વાઘ-સિંહોનો હુંકાર.

આ શહેરમાં એક સમયે મિલોની પાળીઓ માટે પડતી વ્હિસલોથી દિવસની ગતિ મપાતી. હવે ઓછી થતી ગયેલી આ વ્હિસલો વડે સમાજની આર્થિક સ્થિતિ માપી શકાય છે. ઘણા અવાજો બંધ થયા, ભુલાયા, ઘણા વધ્યા. હંમેશાં ગતિરત માર્ગો પર સતત ધસતાં વાહનોની ધમાલ, ધાંધલ, ઘોંઘાટ, હૉર્ન, એકસેલરેશન, દૂષણ, દુ:ખ, કલુષિત હવા. શ્વાસે શ્વાસે જીવન ઘટતું જાય છે—આરોગ્યની રીતે. સાંજો ધૂંધળી, રાતો મ્લાન, તારા આછા ને ઓછા દેખાય છે. ક્યારેક અગાશીમાં સૂતાં સૂતાં ગાઢ કાળાં આકાશમાં તેજસ્વી તારામંડળો જોયા કરેલાં ને બ્રહ્માંડના પ્રશ્નો ઉદ્ભવતાં મનમાં ગૂંચવણ થયેલી.

જીવનના સામાજિક સ્તર પર તો પ્રશ્નો બેધડક પુછાય છે. એના એ, ફરી ફરી, પુનરાવર્તિત થઈ થઈ અર્થવિહીન બનેલા, કંટાળાજનક પ્રશ્નો. કેટલાકનો ઉત્તર હોતો નથી, કેટલાકના ઉત્તર કોઈ સાંભળતું પણ નથી. ચાલો, વાતો કરીએ, સંવાદ રચીએ, પ્રશ્નો ના પૂછો. જ્યાં કોઈ કોઈને ગણકારતું નથી, પણ છતાં એકમેકનાં સંમતિ-સન્માન પર જ જીવનનું સુખ નિર્ભર છે તે શહેર.

વિરોધો, આભાસો, વિઘ્નો, અંતરાયોથી ભરપૂર શહેર. અગ્રગણ્ય જીવોનું એ જીવન છે, ને એને લીધે જ એ પોતે જીવિત છે. બદલાતું જતું, આઘાત પમાડતું આ શહેર ક્યારેક જાણે મારું રહેતું નથી. મારું જ રહે તે જરૂરિયાત છે, ને તેથી એને અનુરૂપ થવાના પ્રયત્નો કર્યા કરું છું. અહીં કશું અપેક્ષિત કે આકાંક્ષિત નથી. વર્ષોથી અહીં પડી રહેલી પેલી જૂની કાંચળીમાં ચૂપચાપ પ્રવેશી જાઉં છું. નવાઈ તો એ છે કે હજી સમાઈ શકું છું. આ માપ ઉંમર અને અનુભવ વધવા કે શરીરના જાડા કે પાતળા થવા પર આધારિત નથી. ચક્રવ્યૂહ જેવી વાસ્તવિકતામાં પ્રાણ પીડાય પણ ખરા, છતાં નવાં નવાં લઘુ નગરોના અજાણ્યા આકારોમાં ગોઠવાતી રહું છું, ક્યારેક નિમંત્રણ વગરના મહેમાન જેવી હોઉં છું, ક્યારેક અંતરંગ હોઈ વિસરાઈ જતી હોઉં છું.

જીવનની વિષમતા જ આ છે કે સગાંની સાથે રહેવું શક્ય ના હોય, ને વહાલાંથી દૂર હોઈએ. ને છતાં આ બન્નેનું સામીપ્ય—શબ્દોમાં તો ખરું જ—આત્મીયતાના તાંતણાથી વણાયું છે તે શહેર. જ્યાં મુગ્ધતાના અવશેષો પર પ્રગલ્ભતાનાં ચણતર થયાં છે તે શહેર. કેટલાય અધિકારોનું જ્યાં લિલામ કર્યું છે તે શહેર. જન્મતાંની સાથે ઇનામરૂપે જે મળ્યું તે શહેર. આખી દુનિયાના સંદર્ભમાં જે એકમાત્ર ઘર છે તે આ શહેર.

['ઘરથી દૂરનાં ઘર'માંથી]

25

# ગરમાળો અને ગુલમોર

મફત ઓઝા

સોસાયટી વચ્ચે રોડની બે બાજુ બે વૃક્ષ સામસામે હોડમાં આવી ગયાં છે. એમાં એક તો છે ગરમાળો અને બીજો છે ગુલમોર. એમની આસપાસમાં બીજાં વૃક્ષો છે, પણ એ ઉનાળાના તાપમાં આકંળવિકળ થતાં. એમનેય પગ હોત તો માણસની જેમ કોઈ બંગલામાં જઈ સૂતાં હોત. સૈનિકો જેવાં વૃક્ષો વચ્ચે બે સામસામેની છાવણીના સેનાપતિ જેવાં બે વૃક્ષ એવાં તો ખીલ્યાં છે તે—

આ ગરમાળો...

બીજી ઋતુમાં તો એના ભણી કોઈની નજર સરખી જતી નથી. સાવ શાણા છોકરા જેવો વૃક્ષોમાં લપાઈને ઊભો હોય છે. બીજાં વૃક્ષો ઋતુએ ઋતુએ વેશ બદલી નવાં બને છે એમ કંઈ ગરમાળો ઉછાંછળો નથી. એ કંઈ ગમે ત્યાંથી હવા આવી અડકે એટલે વાઘા ન બદલે. બરોબર વૈશાખનો તાપ તપતો હોય ત્યાં એ એક પછી એક વસ્ત્ર પહેરતો જતો હોય છે. મનમાં થાય કે હમણાં રાજા ગોપીચંદની જેમ ભેખ ધરી લેશે. પણ આ ગરમાળો કંઈ ઓછો સાધુ થવા ઊભો છે ? એ તો સંસારીની જેમ છાતી કાઢીને ઊભો છે તે છે જ. સૂર્ય તપે એમ તે તપે નહિ, ખીલે. આછો પોપટી રંગ પહેરીને ફૂલો ફૂટવા માંડે, ગઈ કાલે જોયો હતો એ ગરમાળો તો ક્યાંય અદશ્ય થઈ ગયો. આ તો રાજ્યાભિષેક થતો હોય એવા રાજકુંવર જેવો મોતીની સેરો લટકાવતો મલકતો હોય છે. એની ડાળીએ ડાળીએ પેલાં ફૂલો લચી પડ્યાં હોય છે. ઝીણી નજરે જોનારને સૂરજ એમાં સંતાકૂકડી રમતો લાગે. તો ક્યારેક એ પાંદડી પાંદડીએ ઓગળી જઈ રેલાતો લાગે. ગરમાળો સૂરજને ગળી જતો લાગે. આકાશમાર્ગેથી પાછી વળેલી અભિસારિકા વ્યથિત થતી એના હારને તોડીને ફેંકી દે તે અહીં ખલાયેલા લાગે. એની એક એક સેર જાણે હારની એક એક સેર ઝૂમખાંભરી.

તપતા તાપમાં તપ્ત આંખો ધરતી પર ક્યાંથી ઢળી શકે ? ઊંચે ઊડે તો એને ભસ્મ થવાનું જ. આ આભ-ધરતી વચ્ચે આકાશવૃક્ષ જેવો ગરમાળો જોતાં આંખ ટાઢકથી શીળી થતાં ઢળે છે. આંખનો એકમાત્ર વૈભવ તે ગરમાળો. મામાના હૈયા જેવો. એને જોતાં હરખી જવાય. એની નીચે જઈએ તો અડધા ઢાંક્યા અડધા ઉઘાડા. છાંયડી-તડકીમાં આપણે ઓઢવાનાં વસ્ત્ર મલમલનાં. એથી કંઈ ઓછી કાયા ઠરે, એ

માટે તો ઊંચી-ત્રાંસી દૃષ્ટિ કરી એનાં ફૂલોમાં ભ્રમર થઈ પુરાઈ જવામાં લિજ્જત છે, તારાઓનાં ઝૂમખાં દિવસે ગરમાળા પર આવી ઝૂલતાં હશે. આ ગરમાળો તો જાણે વૃક્ષોનો ઉદાત્ત-ધીર-વીર નાયક. એ એના સાત્ત્વિકપણાથી વૈભવને લઈ ઊભો છે. સિંહાસન પર બિરાજેલા રાજવી કરતાં એના સેનાપતિ જેવો વધુ મનભર અને મનહર લાગે તેવો ગરમાળો જોયા જ કરવાનું મન થાય છે. તો—

પેલો ગુલમોર...

આમ તો એ એનો જ ભાઈ લાગે. પણ એ જરા તીખો. ઊંચો તો ખરો પણ સાથે ફાલેલોય ખાસ્સો. એ બીજાં વૃક્ષોની તમા નથી કરતો. એ એની મસ્તીમાં બૂડાબૂડ છે એટલે આટલો ખીલ્યો છે. મન મૂકી ખીલતાં શીખવું હોય તો ગુલમોર પાસે જવું. ગઈ કાલ સુધી એય ઊંઘતા કુંભકર્ણ જેવો લાગતો હતો. બીજાં વૃક્ષો પાસે એ દયામણો હતો પણ હમણાં હમણાં તો એ એવો ચાનકે ચડ્યો છે કે નાના બાળકને નખ મારીએ ને ટશિયો ફૂટી નીકળે એમ એને ફૂલો ફૂટી નીકળ્યાં છે. એના કેસરિયા વાઘા તો જાણે કોઈ રાજપૂત રણે ચડ્યો. ના, હવે રાજપૂત તો ભૂતકાળ. મેનકાથી ચલિત થયેલો સાધુયોગી એની નબળાઈથી કોપાયમાન થયેલો. એનાં વસ્ત્રો લીરેલીરા કરતો જતો હોય, એ લીરા ગુલમોર પર લપટાયેલા લાગે. એ યોગી તે દુર્વાસા હોઈ શકે ?

હમણાં ટી.વી.માં 'મહાભારત' જોઉં છું. અભિમન્યુ મરાયો, એ અભિમન્યુએ કંઈ ઓછો કવિનો હતો ! એ તો એક નિર્માતાનો આભાસી. મહાકવિ પ્રેમાનંદે 'અભિમન્યુ આખ્યાન'માં ચારણી જેવા થયેલા અભિમન્યુને બતાવ્યો છે. એના ચારણી જેવા દેહમાંથી લોહી રેલાય છે એ વર્ણવતાં કવિ કહે છે કે જાણે પલાશ ખીલ્યો વનમાં. હવે વન તો નગર માટે કલ્પના માત્ર. નગરમાંથી વૃક્ષો વનવાસે ગયાં ત્યાં માનવીના હાથ કરવત થઈ લંબાયા છે. નગરમાં થોડાક ભાગ્યશાળીઓ એમના વૈભવને સાચવી બેઠા હોય તેમ ક્યાંક ક્યાંક ગુલમોર જોવા મળે છે, ત્યારે બચેલા વૈભવને માણી શકાય છે. સાત કોઠામાં એકલો અભિમન્યુ અટવાયો હતો એમ ગુલમોર અહીં ફસાયેલો લાગ્યો. પણ હવે—

બે ભાઈઓ જેવાં બેય સામસામે ઊભાં છે વૃક્ષો. એકે પીળી પામરી ધરી છે તો બીજાએ ભભકાદાર ભગવો. ગરમાળો જૈનસાધુ જાણે ને ગુલમહોર તો કોઈ મઠાધિપતિ સંત. એકની શીળી ઝાંય ને બીજાની તીખી ઝાંય. વૃક્ષોય આવાં બની બેસશે એની ક્યાં હતી ખબર ? કદાચ એમની છાયામાં માણસ બેસતો થયો એનું કારણ હોય—ગરમાળો ગરમી સામે લડી લડી લળે છે એના તપથી ને ગુલમોર સૂર્ય સામે આંખ કાઢી ડોક ઊંચી કરે છે. ઘડીભર થાય છે કે વૃક્ષોમાં ગરમાળો કોઈ બુદ્ધભિક્ષુક હશે ને ગુલમોર કોઈ રાજવી. આ વિના કંઈ એમના આવા નોખાં નોખાં ગુણ ન હોય.

બંને વચ્ચે ડામરની સડક છે રજોગુણ ઓઢેલી. બંનેનાં મૂળ એકમેકને ના અડે એની એ કાળજી રાખે છે. એય તપે છે ખૂબ, સૂરજ સાથે. ઉઘાડા પગે બંનેને અડકી

ના શકાય. આ સડક હશે ત્યાં સુધી સત્ય અને તમસ્ સામસામે ઊભા રહી હોડ બક્યા કરવાનાં. જો કે બંને છે તો રજપૂત વંશના. પોતાની શક્તિનું પારખું કરાવવા રજપૂત પોતાની તલવારથી પોતાનું માથું ઉતારી દે એમ બંને એમ ને એમ અધઝાઝેરાં પાંદડાં પહેરી ઊભા રહેવાના. આવતા વૈશાખ સુધી તેઓ તપ કરવાના ને પાછા મેદાને પડવાના.

બીજાં વૃક્ષો કંજૂસ જેવાં બની બેઠાં હોય છે. ટી. વી.માં હસતાં પાત્રો જેવાં વૃક્ષો થોડાં ખીલ્યાં ન ખીલ્યાં ને પાછાં હતાં એવાં ને એવાં. ટી. વી.ની ન્યુઝરીડર બહેન જેટલું ચપટીક એ હસી લેતાં શીખ્યાં છે ત્યાં ગરમાળો અને ગુલમોર તો ગામના પાદર મળેલા બે ગોઠિયા જેવા હસી રહ્યાં છે. આટલું હાસ્ય જે દિવસે કૃષ્ણ-સુદામા મળ્યા હશે તે દિવસે વેરાયું હશે.

બંને નીચે વેરાયેલાં ફૂલો વીણતો સડક પરથી આમતેમ આવજા કરી રહ્યો છું ત્યારે થાય છે કે મને કેમ ફૂલો ખીલતાં નથી ? ભૂલો કરી હોય તોય મને ખીલવાનો અધિકાર કેમ નહિ ? ચશ્માં પહેરેલી આંખે સૂરજ સામે તાકું છું તો વલયો જેવી કાળી ઝાંય છવાઈ રહે છે. મારો અને સૂર્યનો સંબંધ કપાયેલો લાગે છે, નહિતર એ વૃક્ષોની જેમ લૂમીઝૂમી કેમ ના શકું ? મારે વૈશાખના સૂર્ય સાથે હતો તે સંબંધ રચવો છે; પણ ખરેલા તારા જેવો હવે પ્રકાશને નહિ પામી શકું કે નહિ ખીલી શકું એ વૃક્ષો જેવો—

['માટીમાં ખીલેલાં મેઘધનુષ્ય'માંથી]

26

# ચ્યુઈંગ ગમ

નવનિધ શુક્લ

—અને એક દિવસ અમે ત્રણ ભાઈઓ વતનનું એ ઘર—'the house where I was born'—વેચીસાટીને 'રોકડી' કરીને સાંજની ગાડીમાં નીકળી ગયા. છૂટ્યા ! કોઈ વાપરતું ન'તું. દર વર્ષે નળિયાં સંચાવવાં, થાગડથીગડ કરાવવું... ઓછી કડાકૂટ હતી ? ને ઓહોહો ! પેલો ભાડવાતે ઓછા પજવેલા ? ચાલો, માથા પરનો એક ભાર ઓછો થયો...

...પણ ભાર ખરેખર ઓછો થયો હતો ખરો ? હા, મગજ પરનો ભાર તો ચોક્કસ ઘટ્યો હતો...પણ... હૈયાનો ભાર તો એટલો જ વધ્યો હતો. દબાવી દે તેવો નહીં પણ ગૂંગળાવી દે તેવો ભાર. આભને હૈયે વાદળાંનો હોય છે તેવો એ ભાર. મગજ અને હૃદયની આવી દોરડાખેંચ દરેક દેહધારીને કર્મે લખાયેલી જ હોય છે ! અમે ત્રણે ભાઈઓ ગાડીના ડબ્બામાં ચૂપચાપ બેઠા હતા. કોઈ બોલતું ન હતું, કેમ કે પ્રત્યેક શબ્દ અહીં એક સાહસ હતો. અમે જાણે કે કોઈ અપરાધભાવથી પીડાતા હતા. અમે 'ઘર' વેચ્યું ! અમે વતનથી વિચ્છિન્ન થયાં ! જીવનના યુદ્ધકાંડે જાણે અમારા 'બાલકાંડ'ને સળગાવી દીધો ! માતાપિતાના સ્મૃતિમંદિરનો અમે વિક્રય કર્યો !

બપોરે જ વળી, કુટુંબના એક વૃદ્ધે કડવી ટકોર કરેલી : 'લો, બાપની ખાંભી ય ઉખાડી નાખી ! 'Foolish Sentimentalism ! મૂર્ખાઈભર્યાલાગણીવેડા !) : બુદ્ધિ ઉવાચ. વતનથી વિદાયયાત્રાની એ રાત્રિનો અમારો એ વિષાદયોગ આજે પણ એટલો જ તાજો છે !

*　　*　　*

ત્યાર પછી તો આઠદસ વર્ષે હું દેશમાં કોઈ કામપ્રસંગે ગયેલો. દસ વરસમાં તો હવે દુનિયા કેટલીયે બદલાઈ જાય છે ! રેલવેસ્ટેશનથી પદયાત્રા કરતો, નગરની આકૃતિ અને પ્રકૃતિમાં થયેલું પરિવર્તન ઊર્મિલતાથી નિહાળતો, અપરિચિત - અર્ધપરિચિત ચહેરાઓનું અભિજ્ઞાન શોધવા મથતો, સમી સાંજે 'મારી' સૂની શેરીમાં પ્રવેશ્યો.

શેરી એટલે શેરી. બાલ્યની એ લીલાસ્થલી. સાંકડી એ શેરી. આર્થિક રીતે મધ્યમવર્ગની વિવિધ કક્ષાની એની વસ્તી. ધૂળ, એંઠવાડ-પાણી, વાસણકૂસણ,

નિંદા-કલહ, રાગદ્વેષ, મમતા-મમતની એની આબોહવા. માનવી અહીં જીવ્યે જતો મિષ્ટતા અને કટુતા તથા એની અવાન્તર ભાવસ્થિતિઓ સાથે. શેરી એટલે નાનકડો સંસાર. किम् अमृतमयः किम् विषमयः ? न जाने ।

મને જોઈને એ સૂની શેરી સળવળી. એક વૃદ્ધ મારો પગરવ સાંભળીને ઘરમાંથી ઓટલા ઉપર આવ્યા. મને ઓળખી (ના, જોઈ) ન શક્યા. એમની જરઠ આંખોના પોલાણમાં મેં મૃત્યુના બિલાડાને ઘૂરકતો જોયો.

''કોણ એ ?'' તેઓ બગાસ્યા. જાણે કે આખી શેરીએ મુખવ્યાદાન કર્યું, ને પૂછી રહી, ''કોણ એ ?'' મારા અંતરમાં એ પ્રશ્ન પડઘાયો : ''કોણ એ ?'' એનાં આંદોલનો ચોમેર પ્રસર્યાં. નવા આવીને વસેલા અપરિચિત નોકરિયાત કુટુંબની ભાર્યા કુતૂહલથી મને તાકી રહી : ''ક્યાંથી આવો છો ? કોનું કામ છે ?'' થયું ! શેરીનો સંસાર બદલાઈ ગયો છે એની અને સાથોસાથ હું અહીં ઊખડેલો આંબો છું. એની દારુણ પ્રતીતિ મને થઈ ! મારા વતનમાં, મારી શેરીમાં હું અજાણ્યો, આગંતુક છું !

વળી પાછી ચહલપહલ ચાલી. ''કુણ જીતુભાઈ ?'', ''કોણ એ ?'' ,''અમ, આપણા જ્યોન્તીકાકાના જીતુભાઈ. અમદાવાદ છે ઇ. નો ઓળખ્યા ? આવો આવો.'' અને પરિચિતતાની લહરી ફરી વળી.

ઘણું બદલાઈ ગયું હતું. જૂનાં કુટુંબો પરગામ જઈ વસ્યાં હતાં. તેમનાં ઘરોમાં નવા ચહેરાઓ ઘૂમરાતા હતા. કેટલાંક મકાનો બંધ જ રહેતાં. જૂના 'ખટમીઠા સોબતીઓ' ચાલ્યા ગયેલા, રોટલો રળવા મારી જેમ પરગામ.

ઓટલે પાથરવામાં આવેલા કોથળા પર હું બેઠો. ખબરઅંતર પૂછાયા. એ ઓટલા પાસે ફળિયામાં બે બાળકો ધિંગામસ્તી કરતાં હતાં. એકના હાથમાં ફરકડી હતી જે દોડવાથી પવનને લીધે ફરકતી હતી. બીજો મોંમાં કૈંક મમળાવતો એની પાછળ દોડતો હતો. એ બોલવા લાગ્યો : 'ચિંગમ... ચિંગમ...' (પછીથી જાણવા મળ્યું કે એ 'ચ્યુઈંગ ગમ' બોલતો હતો).

ત્યાં તો કોણ જાણે શો ચમત્કાર થયો ! પેલી વિક્રમ રાજાવાળી વાત જેવું સ્તો ! વિક્રમ રાજાના સિંહાસનવાળી ટેકરી પર બેસનારા પેલા ગોવાળિયાના છોકરામાં કેવી ન્યાય આપવાની શક્તિ આવી જતી ! હુંય જાણે કે પેલા અમારા ચિરપરિચિત ઓટલાના સ્પર્શથી મારામાંથી બહાર નીકળી ગયો ! ચડ્ડીખમીસ પહેરેલો, હાથમાં ભમરડો; ભમરડાની જેમ ઘૂમતો, જન્માષ્ટમીના મેળામાંથી લીધેલા લાલ અબરખનાં ચશ્માં પહેરેલો મેં મને એ બાળકોની પાછળ દોડતો જોયો.

ત્યારે દુનિયા રંગીન હતી. ત્યારે સૂરજ પૂરેપૂરો પ્રકાશતો હતો. ચાંદો સોએ સો ટકા ચમકતો. રંગો પૂરા રંગીન હતા. માણસ પૂરો માણસ હતો. રાત્ત રાત્ત હતી; દિવસ દિવસ હતો. જે-તે જે-તે હતું. જીવનમાં સભાનતા પ્રવેશી ન હતી. નરી સહજતાનું સામ્રાજ્ય હતું. દાદાજીની વારતા એકચિત્તે સાંભળતા શિશુની આંખમાં જે ચમક ઊપસતી હોય છે એ ચમક જેવું ચમકતું એ જીવન હતું. અહીં વિસ્મયનો વિપુલ વૈભવ હતો. આંખમાં ભોળો અચંબો હતો. અમે પરીઓ સાથે રમતાં. પેલા અવાવરુ, મેડીવાળા

''ભૂતિયા' મકાનમાં વસતી ડાકણ અમારી સ્વપ્નસૃષ્ટિમાં સાથીદાર હતી. પેલી હજી ન વિયાયેલી કૂતરીનાં ભાવિ ગલૂડિયાં અમારા સ્વામિત્વનો વિષય હતો.

શેરીનો એ સમાજ પણ 'અસલી' હતો. બાલપણથી વૈધવ્યનો બોજ વેંઢારતી કેટલીક નિરાધાર વૃદ્ધાઓ પણ ત્યાં હતી, તો ગોર્યમાને પ્રસન્ન કરતી ને જાગરણ વેળાએ શેરીમાં ધમાચકડી મચાવતી ચકલીઓ જેવી કુંવાર્યકાઓ પણ ત્યાં હતી ને જેની સાથે ન જાણે કેમ પણ માંગલ્ય કરતાં કારુણ્યનો અધ્યાસ ચિત્તમાં સવિશેષ રહેલો છે એવી ઘરકામના બોજાથી કંતાયેલી ગૃહિણીઓ પણ ખરી જ. સારી પેઠે ખાઈને, મોટો ઓડકાર ખાઈ કામે જતો, રજાના દિવસે મોટેથી ઝઘડતા હોય તેવા અવાજે વાતો કરતો ને સ્ત્રીબાળકોને વારંવાર ધમકાવતો પુરુષવર્ગ પણ ખરો જ.

ગરીબી પણ ખૂબ હતી એ દિવસોમાં. વૃદ્ધ કંકુમા અકિંચન હતાં. ઘરમાં ખાવા ન મળે. બપોરે મોડે સુધી કોઈ પડોશીનો સમભાવ જાગે એની રાહ જોતાં બેસી રહે. પછી ધીરજ ખૂટે એટલે બિચારાં ઘર ગણવા નીકળી પડે. ક્યાંકથી ઢોકળું-ઢેબરું મળે; તો ક્યાંકથી થોડી મશ્કરી ને અપમાન પણ.

એવાં જ બીજાં હતાં સંતોકમા. ઘણીવાર લોટો પાણી પીને મોટો ખોટો ઓડકાર ખાઈ મનને અને તનને મનાવતાં ને જગને બનાવતાં. આ બંને ડોશીમાઓ તો લોકજીભે જોડકણામાં પણ વણાઈ ગયેલાં :

''કંકુ કહે સંતોકને
'સગડી ખાશું કે દેવતા' ?''

એમાં દારિદ્ર્યની વિડંબના ન હતી, કારુણ્યની કાતિલ કેફિયત હતી. મને યાદ છે, બા એમને ત્યાં રોજ કૈં ને કૈં ઢાંકી આવતાં. મને એ બંને બોખી ડોશીઓની બહુ દયા આવતી.

આવો એ સમાજ હતો. અહીં નિંદારસ મહારસ હતો. માણસો સ્વભાવની ઘણી મર્યાદાઓવાળાં છતાં એકંદરે સાલસ હતાં. ભ્રષ્ટાચાર પણ હતો, પણ એણે શિષ્ટાચારના વાઘા પહેરવા પડતા ન હતા.

સ્ત્રીઓ દિવસે ઢોરની જેમ કામ કરતી, રાત્રે વ્રતોના દિવસોમાં જાગરણ અને નિત્યના દિવસોમાં ઉજાગરા કરતી; નિંદા કરતી, ઝઘડા કરતી, પેટનાં જણ્યાંનું લાલન-પાલન કરતી ને તાડન પણ કરતી. છોકરાંઓનો ઉછેર વધુ લાડથી થતો. છોકરીઓ કૈંક ઉપેક્ષિત રહેતી. આ અસમાન વ્યવહાર અમને અચૂક ખૂંચતો. ધૂળીમા એક જોડકણું વારંવાર ગાતાં :

'સવલી મરી ગઈ, માથે ધૂળ વળી ગઈ,
છનિયો કૂટે પેટ મારી બોન મરી ગઈ.'

(કોઈપણ ભાઈ-બહેનનાં નામ મૂકી શકાય). બહેનનું મરી જવું, માથે ધૂળ વળી જવી, ને ભાઈનો વિલાપ... આ બધું મારા હૃદયને વીંધી નાખતું. ધૂળીમા એવી કોઈ લાગણી વિના ઠંડા કલેજે (હસતાં હસતાં) કોઈપણ ભાઈ બહેનનાં નામો

સાથે એવું કેમ ઉચ્ચારી શકતાં હશે એનું અમને ખૂબ આશ્ચર્ય થતું.

*　　　　*　　　　*

ઋતુઓના રંગો ત્યારે ઘેરા હતા. તહેવારોમાં તાજગી હતી. બાલ્યની એ નિર્વસન દશામાં નહોતી વ્રીડા કે નહોતો વિકાર.

અમે સુલતાન હતા—હોળીના ઘેરૈયા બની 'કર' ઉઘરાવવાની સત્તા ધરાવતા.

અમે ફકીર હતા—નવરાત્રીના દિવસોમાં, રાત્રે, માટીના ઘોઘાબાપજી હાથમાં લઈ ઘેરઘેર ફરી તેલ-ધૂપના પૈસા માગી આશીર્વાદ આપવાની શક્તિ ધરાવતા. એ અમારું 'રાષ્ટ્રગીત' હજી યે યાદ છે :

ઘોઘા ઘોઘા ઘોકૂ સલામ,
નાથી બાઈના વીર સલામ,
તાવડીમાં ટેટો,
જીવે તમારો બેટો.
તાવડીમાં ઠીંકરી,
જીવે તમારી દીકરી.
દીકરી દીકરી દિવાળી,
ટકાની ઘાઘરી સીવાડી.
ટકો મેલ્યો ટોડલે,
જમાઈ આવ્યો ઓટલે,
લે જમૈડા, લેતો જા.
ઢીંકાપાટુ ખાતો જા.
તેલ દે, ધૂપ દે
બાવાને બદામ દે,
તેરા બચ્ચા જીવતા રહે.

આમ બધા જ સ્વાંગ ભજવવાની અમારામાં પાત્રતા હતી.

આ ઓટલો એટલે અમારો બાળકોનો ચોતરો. અમારી સભાભૂમિ, સ્વાધ્યાયભૂમિ, ક્રીડાભૂમિ અને ક્યારેક યુદ્ધભૂમિ પણ ખરી. પેલો ગાંડીયો પણ ગળચટ્ટો ગજિયો, પેલો બુધ્ધુ પણ બારકસ બુધિયો, પેલો નટખટ નટુ, પેલો ભોલો-ભટાક ભાનુ, પેલી 'પીળી પીળી' પુષ્પા, પેલી શેડાળી સવલી, હિંમતબાજ હરિપ્રસાદ, હસામણો હીરયો. ડરામણો ડાહ્યલો ને લાલચુડો લાભુડો... એ અમારો સમાજ. શિયાળાની સવારના શીરાના કોળિયા જેવા તડકામાં અહીં લેશન થતું. રાત્રે અમારી પરિષદ પણ અહીં જ ભરાતી. એમાં રમતગમતની યોજનાઓ ઘડાતી. અલકમલકની વાતો ચાલતી, લૌકિક-અલૌકિક બંને પ્રકારની. શેરીની ને શાળાનીય ખરી. ભૂતની ને ભગવાનનીય ખરી...

આ જ ઓટલે બેસી ચૈત્ર માસના બપોરે રાવળજી ડોસા સ્ત્રીવર્ગને 'ઓખાહરણ'

વાંચી સંભળાવતા. એ 'ઓખાહરણ'નાં મીઠાં કડવાં ગાતા ત્યારે એમના ઘોઘરા ગળામાંથી ને બોખા મોંમાંથી 'કવિતારસ' તો નહીં પણ 'જિહ્‌વારસ' તો સ્રવતો. ઊડતો પણ ખરો.

શેરીનો આ ઓટલો એ અમ બાળકો માટે કેરીનો રસભર્યો ગોટલો જ હતો. બહુ ચૂસ્યો છે.

હા. તો એ ઓટલા પરથી.. સામે જ દેખાતી અમારી ખડકી...

હવે 'અમારી' શેની ? ... [અને છતાં 'અમારી' શા માટે નહીં ?—એનો જવાબ કોઈની પાસે છે ? મારો આ મમ-તાનો અધિકાર જન્મસિદ્ધ છે, ભલે દ્રવ્યસિદ્ધ ન રહ્યો !]

'અમારી'એ ખડકીનાં દીદાર પલટાઈ ગયાં હતાં. બારણાંને સુંદર રંગો ચડ્યા હતા. (ઉપર એના નવા માલિકની નેમપ્લેટ ટિંગાતી હતી.) આ બારણાં અમ જીવનનાં કૈંક શુભાશુભનું સાક્ષ્ય ધરાવે છે.

जीवत्सु तातपादेषु नवे दारपरिग्रहे ।
मातृभिश्चिन्त्यमानानाम् ते हि नो दिवसा गता : ।।

હું ભવયભૂતિના રામની ભાવદશાને પામ્યો. પિતાજીની છત્રછાયા ત્યારે માથે હતી. માતા અમારા કલ્યાણની અહર્નિશ ચિંતા કરતી હતી. એવા સુખસમયે દારપરિગ્રહ માટે ઉદ્યત એવા 'હું'ની વરયાત્રા આ દ્વારેથી નીકળી રહી હતી. ઓટલે બૅન્ડ ગાજતું હતું. બારસાખ પર 'લાભ' ને 'શુભ' લાલાશભર્યા મુખર હતા. અને પરણીને પાછાં ફર્યાં ત્યારે બાએ અહીં જ અમને પોંખેલાં. ते हि नो दिवसा गताः । એ રામભદ્રના નિઃશ્વાસનો પડઘો ત્રેતા અને કલિયુગોને જાણે કે સાંધી રહ્યો !

અને મારી વરયાત્રા જ્યાંથી નીકળી, ત્યાંથી જ એક શબ સમી શીતળ સાંજે પિતાજીની સ્મશાનયાત્રા નીકળી ને અમારી જીવનકથાનો એક અધ્યાય પૂરો થયો. શેષ તો હજી ઘણું છે. પણ અમારા એ દિવસના આક્રંદના પડઘા હજી શમ્યા નથી.

* * *

ત્યાં પેલાં બાળકો 'ચિંગમ' માટે ઝઘડતાં-રડતાં આવી પહોંચ્યાં. બંને ઉગ્ર હતાં. ''મારી 'ચિંગમ' આણે લઈ લીધી.'', ''મેં નથી લીધી.'', ''તો કોણે લીધી ?'' ''મને શી ખબર ?'' કંટાળેલી માએ મોટાના બરડા પર ધોકાના ધબાકા જેવો ધબ્બો માર્યો. (આ શેરીમાં હજી તાડનયુગ પૂરો થયો ન હતો.) પેલાનું રુદિત દ્વિગુણ બન્યું. માના પ્રબળ હાકોટાથી બંને નાસી ગયાં.

ક્યાં ગયું મારું બચપણ ? આજે મારી યુવાની એને શોધે છે ! કાલે મારું વાર્ધક્ય, દલપતરામની ડોશીની જેમ, નીચું નમી જુવાનીને શોધશે... જેમ પેલું બાળક એના 'ચ્યુઈંગ ગમ'ને શોધતું હતું તેમ. ને એ શોધનો ક્લેશ શમે ન શમે ત્યાં તો કાળનો ધબ્બો પડશે ને શોધ-બોધ-ક્રોધ બધુંય પૂરું થશે ? ના. પાછું મૃત્યુ ફરી જીવનને શોધશે ને પુનઃજીવન મૃત્યુને. એકબીજાનાં 'ચ્યુઈંગ ગમ'ને.

['ચ્યુંઇગમ'માંથી]

27

# એ કોનું વાદ્ય હશે ?

કુન્દનિકા કાપડિયા

પવનનું ગીત સાંભળ્યું હતું. સરુના વનમાંથી કે વાંસ-વનમાંથી વહેતો પવન કંઈક ગાતો જતો હોય, કંઈક વગાડતો જતો હોય, એ સંગીત સાંભળ્યું હતું. પણ અત્યારે અહીં નંદિગ્રામમાં પવનનો જે અવાજ છે તેને ગીતની સંજ્ઞા કોઈ રીતે આપી શકાય તેમ નથી. આ તો ઘુઘવાટ છે, ગર્જન છે, ક્યારેક કડાકા-ભડાકા અને ત્રાડ છે. રોષે ભરાયેલા સાપની જેમ એ ફુંફાડા મારે છે. બંધ બારીબારણાંને તોડી પાડવાં હોય એમ સાંગોપાંગ હચમચાવી મૂકે છે. આ પવનની વચ્ચે ઊભા રહેવાનું સાહસ થાય તેમ નથી. ઊભા હોઈએ તો સામી દિશામાં એક ડગલું પણ ન ભરવા દે, એવું પ્રચંડ એનું જોર છે.

વૈશાખ પહેલાં, આ જ પવન ધીરો ધીરો-હળવો હળવો, મલપતો, મલકતો, પાંદડાંમાં સિસોટી વગાડતો અને ઘટાઓમાં ગુંજન કરતો હતો. ફૂલોની અને એની દોસ્તી હતી. સિલોની પોર્ટુલકાનાં પીળાં ચમકદાર ફૂલો પર આવી બેસતાં અસંખ્ય પતંગિયાં સાથે એ હાથમાં હાથ ભેરવી—કે પાંખમાં પાંખ ભેરવી જાણે ઊડતો હતો. આપણને અડે તોય સાવ મંદ મૃદુ રીતે, વાળની એકાદ લટ ફરકાવી કે સાડીનો પાલવ જરાતરા ઉડાડી એની હાજરીની પ્રતીતિ આપતો હતો. અહીં નાનાં ગામડાંગામમાં વારેવાર વીજળી ચાલી જાય; એટલે નાની મીણબત્તી પેટાવી રાખીએ. એની જરાઅમથી જ્યોતનેય એ પવન સહેજે છેડતો નહિ.

પછી કોને ખબર શું થયું. પૃથ્વીએ પાસું ફેરવ્યું, કે ઋતુની રાણી તોફાની અશ્વો પર સવાર થઈને વેગપૂર્વક ચારે દિશામાં ઘૂમી વળી. પવન એકાએક ગાંડોતૂર બની ગયો. 'બ્યૂટીફૂલ પીપલ' ફિલ્મમાં વનનાં પ્રાણીઓને વીજળી જેવી ઝડપે દોડતાં જોયાં હતાં. આ પવન પણ જાણે આફ્રિકાનાં એ પ્રાણીઓને અડીને આવ્યો હોય, એમની ખૂનખાર ઝડપને ચાખીને આવ્યો હોય એમ એકાદ બેપરવા બાદશાહની જેમ ચારે બાજુ પોતાના નશીલા ઘોડા દોડાવતો આવ્યો. સવાર હજુ કંઈક સૌમ્ય રહેતી. પણ સૂરજ જરા ઉપર ચડે કે બસ મગજમાં ધૂરી ભરાઈ હોય એમ એનું હા હા હૂ હૂ ચાલુ થઈ જતું. એક પછી એક પછી એક એનાં પ્રચંડ મોજાં થપાટો વીંઝતાં બસ અફળાયાં જ કરતાં હતાં — ધરતી સાથે, વૃક્ષો સાથે, મકાનો સાથે, માણસો સાથે.

પવન સાથે સુગંધ આવે. પવનનું એક નામ એટલે તો ગન્ધવાહ છે. પણ વૈશાખના આ પવનમાં ગંધ કે સુગંધ નહોતાં. આ તો કાળવૈશાખીનો કોપ હતો. ઉન્મત્ત બનીને એ ગર્જના કરતો હતો. આંખો બંધ કરીએ તો લાગે કે દરિયાનું ગર્જન છે. પવનનો એ દરિયો જ હતો. અને એ પણ તોફાને ચડેલો દરિયો. આ પવન જો પાણી હોત તો અમે બધાં એમાં ડૂબી ગયાં હોત. ઘરમાં એક્કે વસ્તુ ઠેકાણે રહી શકતી નહોતી. કાગળિયાં ને છાપાં-ચોપાનિયાંનું તો જગ્યા પર સ્થિર થઈ રહેવાનું ગજું જ નહિ. પણ અભેરાઈ પરથી કપડાં ઊડતાં હતાં. પાણિયારા પરથી પ્યાલા નીચે ઊડી પડી ગબડતાં હતાં. ખુરશી પરથી આસનિયાં ફેંકાતાં હતાં. કપની કિનારી પાસેથી ચા પણ ઊડી જતી હતી. નાની નાની વસ્તુઓ તો ચકરડીભમરડી ફરતી હતી. નવા વાવેલા છોડવા બધા નમી પડ્યા હતા. એમને લાકડી ખોડી દોરી વડે સીધા કરી બાંધ્યા; પણ પવનને એ મંજૂર નહોતું. લાકડી અને દોરીને તે પ્રાણપણે ઉખેડી કાઢવા મથતો હતો. સ્થિર ઊભેલી દરેક વસ્તુ પર એને એનો ડંડો ઝીંકવો હતો. એને બધું જ ગતિમાન કરી દેવું હતું. ગતિના દરિયામાં બળપૂર્વક બધું વહાવી દેવું હતું.

પવનનું આવું રૌદ્ર રૂપ કદીક જોયું હતું. ઘણાં વર્ષો પહેલાં દૂર દેશના, દરિયામાં ઘૂસેલા એક ભૂમિખંડના છેવાડે આવેલી દીવાદાંડીના છ માળ ચડ્યાં હતાં. છઠ્ઠા માળને ફરતાં ઝરૂખામાં ચારે બાજુનું દૃશ્ય જોવા બહાર નીકળી તો ધસમસાટ કરતા પવને આવીને જે જોરદાર ધક્કો તે દિવસે માર્યો હતો ! સઘળી શક્તિ ભેગી કરી તોયે એક પગલું આગળ ન મૂકી શકાયું. હિન્દી મહાસાગર અને દક્ષિણ મહાસાગરના એ સંગમસ્થાને પવનનું રાક્ષસી જોર અનુભવ્યું હતું. અહીંના એવા જોરદાર વૈશાખી પવનને વૈશાખી વાયરા જેવું કાવ્યાત્મક નામ આપી શકાય તેમ નહોતું. આ તો કાળનું કરાલ રૂપ હતું.

પછી એક દિવસ એ આવ્યો હતો તેવો જ ચાલ્યો ગયો. એની પાછળ આવ્યો જયેષ્ઠ માસનો સૂર્ય. ગરમીનું એક મહાપૂર આવ્યું. ધરતી દાઝવા લાગી. જમીનમાં ફાટ અને તિરાડો પડી. ઝાડવાંને ગમે તેટલું પાણી પાઈએ, બીજી પળે એ કોરાંધાકોર. ઋતુઓનાં આવાં પ્રબળ રૂપ શહેરમાં જોયાં નહોતાં. શહેરમાં તો બધી ઋતુઓ પર સ્ટીમ રોલર ફેરવી દેવાય. પંખા, ઠંડા પીણાં, ઍરકન્ડિશનર અને મોજીલાં રોકાણોની વિસ્મૃતિ ઉનાળાના રૂપને, કોઈપણ ઋતુના રૂપને ફિક્કું કરી દે. અહીં વિશાળ મેદાનમાં ચારે ધારે આગ ઊતરે. અહીં પંખા નથી, આડશ નથી, ખુલ્લી ધરતી પર ખુલ્લું આકાશ, વચ્ચે ખુલ્લી બારીઓવાળું નાનું ઘર. અહીં મેદાનો ઘરનો જ ભાગ લાગે છે. મેદાનની આગ ઘર-સોંસરવી પસાર થાય છે. અહીં સવાર-સાંજ રાત, અંધારું ને સૂર્યોદય, આકાશ ને વિસ્તીર્ણ દિશાઓ, તારાઓ ને જ્યોત્સ્નામય વૃક્ષો, પવન અને તાપ બધાંને સઘનપણે અનુભવી શકાય છે.

વાંસળીમાંથી સૂર થઈને પ્રગટતો પવન અને આ પાંદડેપાંદડાંને પીંખી નાખતો, વાંસવનને વીંખી નાખતો પવન-બન્ને મૂળે એક જ તત્ત્વ છે, એમ માનવાનું અઘરું લાગે છે. ગૂઢદર્શી કવિ વિલિયમ બ્લેકે પ્રશ્ન પૂછેલો : જેણે નરમ ઘેટું બનાવ્યું છે

એણે જ શું અરણ્યના સળગતી આંખવાળા વાઘને બનાવ્યો છે ? નરસિંહ મહેતા યાદ આવે છે : પવન તું, પાણી તું, ભૂમિ તું... અંતે તો હેમનું હેમ. અંતે એક જ તત્ત્વ. એક તત્ત્વનો જ આ સઘળો પ્રસાર. આ પ્રસારની અનુભૂતિ દ્વારા એ એકની અનુભૂતિ થાય તો કેવું સારું !

..આ બંધ કરતાં વળી યાદ આવે છે શેલીનું ''ઓડ ટુ વેસ્ટ વિન્ડ.''

પશ્ચિમના ઉન્મત્ત પવનને ઉદ્દેશીને રચેલું આ કાવ્ય આવી પવનભરી રાતે કદીકમદીક વાંચવા જેવું છે. એની પેલી જાણીતી પંક્તિ —

'મને ઊંચકી લો એક મોજાંની જેમ,
એક પર્ણની જેમ, એક વાદળની જેમ,
જિંદગીના કાંટા પર હું પટકાઉં છું
લોહીલુહાણ થાઉં છું....'

શેલીનાં કાવ્યો આજે કોઈ વાંચતું હશે ? જંગલને એણે પવનનું વાદ્ય કહ્યું હતું. પણ આ ગરજતો, ઘૂઘવતો, ત્રાટકતો, ત્રાડ પાડતો પવન પોતે કોનું વાદ્ય છે ?

['ચંદ્ર-તારા-વૃક્ષ-વાદળ'માંથી]

28

# 'ળ' કોઈનો નહિ

પન્ના અધ્વર્યુ

એક વાર મને કોઈ પ્રાધ્યાપકે સાપેક્ષતા સમજાવી હતી : જ્યારે ગાડી આવે છે ત્યારે સ્ટેશન ઉપર ઊભેલા માણસો કહે છે કે ગાડી આવી, ગાડી આવી—પરંતુ એ જ પરિસ્થિતિમાં, ગાડીના માણસો કહે છે : 'સ્ટેશન આવ્યું, સ્ટેશન આવ્યું.' આઇન્સ્ટાઇન પોતે કદાચ આ રીતે સાપેક્ષતા ન સમજાવતા હોય, પરંતુ મને તે પરિસ્થિતિની સાપેક્ષતા આ ઉદાહરણથી સચોટ રીતે સમજાઈ ગઈ.

પરિસ્થિતિનું આકલન જેમ સાપેક્ષતાના સિદ્ધાંત પર આધારિત છે, તેવી જ રીતે સૌંદર્યનું ખરું સ્થાન જોનારની નજરમાં છે એ વાત પણ અને થોડા દિવસ પર સમજાઈ ગઈ. મારી ઑફિસની એક બેહદ કદરૂપી સ્ત્રીએ પ્રેમલગ્ન કર્યાં; એટલું જ નહિ, પણ લગ્ન કર્યા બાદ બે વર્ષે એ એક નવા પ્રેમી જોડે ભાગી ગઈ. તે દિવસે સૌંદર્યની સાપેક્ષતા સ્પષ્ટ થઈ !

મેં લખેલું પીપળાનાં પાંદડાંની 'સળ સળ', તે જ્યારે પીપળાનાં પાંદડાંની 'સમસમ' છપાયું, તે દિવસે મને અવાજની સાપેક્ષતા સમજાઈ ! મને પીપળાનાં પાંદડાં સળવળતાં સંભળાય, કોઈ બીજાને સમસમતાં સંભળાય, ખરો અવાજ કદાચ 'સડસડ' હોય ને પીપળાની નીચે રોજ બેસતો ભરવાડ વળી કહેશે : ''પીપળાનાં પાંદડાંને તે વળી અવાજ હોતો હશે ? મહેરબાની કરી હસાવો નહિ, ભાઈસા'બ !''

આપણી નજરે શાશ્વત ને ધ્રુવ લાગતી બધી વસ્તુઓ કદાચ સાપેક્ષ જ હશે ! સૌંદર્યનું, સ્વાદનું, ધ્વનિનું, સુગંધનું, સ્પર્શનું, પરિસ્થિતિનું — બધાઓનું સ્થાન, એનો અનુભવ લેતું મન જ છે, આ બધી વસ્તુઓના નિજી ગુણધર્મો ગમે તે હોય તો પણ ! શબ્દોનું પણ એવું જ છે — દરેક શબ્દનો મારે મન જે અર્થ હોય છે તે કદાચ તમારા મનમાં ન પણ હોય ! (તો પછી હું તમારી સાથે સાહિત્ય દ્વારા સંવાદ શી રીતે કરી શકું છું ? (આ પણ એક ભ્રમ જ છે ! કોણે કહ્યું કે હું તમારી સાથે સંવાદ કરું છું ? બે છાયાઓ એકબીજાને ઉપરછલ્લી રીતે ફંફોળી રહે છે !)

ખેર, એ ગમે તે હોય, મેં લખેલો 'ળ' 'મ' જેવો લાગે છે એ વાત કદાચ સાચી હોય તો પણ, 'સળ સળ'ની બાબતમાં થયેલી આ ભૂલ મને ખૂંચી રહી છે. 'ળ' એ મારે હિસાબે સૌથી વધુ ઉપેક્ષિત છતાંયે સૌથી વધુ પ્રભાવશાળી મૂળાક્ષર

છે. એ મારો બહુ પ્રિય મૂળાક્ષર છે. (છતાંય હું એને બરોબર લખી શકતી નથી-કેમ ? એમાં ગૂંથાયેલી લાગણીઓ-બીજું શું ?)

'ળ'નો ને મારો પ્રથમ પરિચય વર્ણમાળાના રંગીન ચાર્ટમાં, બાળપોથીના વર્ગમાં થયો હતો. એ ચાર્ટની છેલ્લી હરોળમાં, ભડભડતી અગ્નિજ્વાળાઓવાળા હવનના 'હ' અને એક મૂછાળા, તીરકામઠાવાળા ક્ષત્રિયના 'ક્ષ'ની વચ્ચે લપાઈને બેઠેલો મિત્ર વગરનો 'ળ' બહુ જ દયામણો લાગતો હતો. અમારા શિક્ષકે જ્યારે એના પર લાકડી મૂકીને 'ળ' કોઈનો નહિ એમ ગોખાવ્યું ત્યારે તો મને બહુ જ ઓછું આવી ગયું.

આજે જ્યારે વિચાર કરું છું ત્યારે થાય છે કે એમ તો આગળ 'ઙ' ને 'ણ' પણ કોઈના નહોતા. એ બોલતી વખતે ઓછું ન આવ્યું, ને માત્ર 'ળ' તરફ જ પક્ષપાત થવાનું કારણ શું ? એક તો એનું સ્થાન. યજ્ઞવેદી (હવન) અને ધનુષ્યબાણ સાથેના ક્ષત્રિયના ચિત્રની વચ્ચે આવેલો 'ળ' એ યજ્ઞવેદીમાંથી જન્મેલા, કોઈ બ્રાહ્મણકન્યા ને ક્ષત્રિયકુમાર વચ્ચેના સંબંધોના ફળ જેવો, કોઈ શાપિત રાજકુંવર જેવો લાગે છે ! એ બિચારો આગળ ભાગે તો લાલપીળી અગ્નિજ્વાળા ને પાછળ નિશાન તાક્તો ક્ષત્રિય, એ બેના ડરથી બેવડ વળેલો તે, ઊભી પૂંછડીએ ભાગતો નથી લાગતો ?

એના તરફ પક્ષપાતનું બીજું કારણ એનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે ! બાળવાર્તામાં આવતી ત્રીજી રાજકુમારી જેવો એ આપકરમી છે, બાપકરમી નથી. 'ઙ' બન્યો છે 'ડ' પરથી ને 'ણ' બન્યો છે 'ગ' પરથી (માત્ર બાહ્ય આકારની વાત છે !). પરંતુ 'ળ'ને પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે ! ભલે એ કોઈનો નહિ હોય, વળેલો હોય, ઢળેલો હોય, ઊભી પૂંછડીએ ભાગેલો હોય, બધાએ હડધૂત કરીને કાઢી મૂકેલા અનાથ બાળકની જેમ ટૂંટિયું વળીને બેઠેલો હોય-પણ એ કોઈના જેવો નથી, એને કશામાંથી બનાવાતો નથી; એ સ્વતંત્ર મિજાજનો છે, કોઈની મદદ વગર ઊભો છે —એકાકી, અટુલો, સ્વમાની !

વર્ણાક્ષરમાળામાં એને ચિત્રથી વંચિત રખાયો ને એને અન્યાય થયો, નિશાળમાં એને છેલ્લી હરોળમાં બેસાડવામાં આવ્યો ને 'કોઈનો નહિ' કહીને એને અપમાનિત કરવામાં આવ્યો, પણ ઉચ્ચારમાં એને થતો અન્યાય તો એથી પણ વધુ ભયંકર છે. અંતકડીમાં જ્યારે જ્યારે 'ળ'નો 'લ' બનાવવાનું કહેવાય ત્યારે મારું મન વિદ્રોહ કરી ઊઠે ! (એ બિચારો કોઈનો નહિ એટલે જ એની આટલી ઉપેક્ષા થાય છે એ ખ્યાલે મારું મન દ્રવી ઊઠે !) કાળા, સુંવાળા, રેશમી 'વાળ'ને કોઈ ગંધાતા 'વાલ' બનાવી દે ત્યારે તો એવી ચીડ ચડે ! ઊંચાં-ઊંચાં, આભલાને અડતાં માળવાળાં મકાનને કોઈ 'માલવાળાં' મકાન બનાવે ત્યારે એને એ 'માલ' પરથી ધકેલી દેવાની જ ઇચ્છા થઈ આવે. ઊકળવાની ક્રિયા જ્યારે 'ઉકલી' જાય કે ગંદી 'ગાળ' જ્યારે ગુલાબી 'ગાલ' બની જાય ત્યારે મારું મન ત્રાહિમામ્ પોકારી ઊઠે ! છેલ્લે બેસાડેલાં આ ઉપેક્ષિત અક્ષરને ધીમેથી હડસેલી દઈને, એનો લોપ કરી નાખવાના આ પ્રયત્નો,

'ળ'નું નામોનિશામ મિટાવી દેવાનાં કોઈ વ્યવસ્થિત કાવતરાં જેવા લાગે છે.

આ કાવતરાં કેટલીક ભાષાઓમાં સફળ થયાં છે. આપણી રાષ્ટ્રભાષા હિન્દીમાં 'ળ' ઉચ્ચાર છે જ નહિ—વિશ્વની એક અગત્યની ભાષા અંગ્રેજીમાં પણ 'ળ'નો લોપ થયો છે. જે જે કઠિન, એનો ત્યાગ કરવાની ભાવનાને લીધે આમ થયું હોય તો નવાઈ નહિ. નાની-નાની ભાષાઓ હજી 'ળ'ના સૌંદર્યને જાળવી રહી છે (કદાચ આ જ કારણને લીધે તે વિશ્વભાષા ન બની શકે.) પરંતુ 'ળ'ના લોપને લીધે પેલી ભાષાઓ કેટલા અસરકારક અને પ્રભાવશાળી શબ્દોથી વંચિત રહી ગઈ છે એ તો આ બન્ને ભાષાના વિદ્વાનો જ જાણી શક્યા છે !

વીજળીનો ઝળહળાટ, રોશનીની ઝાકઝમાળ, પાણીની છોળ, હળાહળ વિષ, પાણી વિનાનો ટળવળાટ,—આ બધા શબ્દોમાં 'ળ'ના બેવડાવાથી જે સૌંદર્યસ્થાનો ઊભાં થયાં છે તે સમજાવવાની જરૂર છે ખરી ? આ બધા શબ્દો વગર, 'ળ' વગરની ભાષાઓ કેટલી સૂની-સૂની બની જતી હસે એની કલ્પના કરી શકો છો ?

પરંતુ આગળ જે સાપેક્ષતાની વાત કરી એના સંદર્ભમાં એટલું કહેવું આવશ્યક છે કે, અમુક એકાદ શબ્દ વાંચીને, લખીને કે એનો વારંવાર પ્રયોગ કરીને પણ એ શબ્દની વિભાવના કદીક પકડાતી નથી; એને માટે કેટલાક વિશિષ્ટ અનુભવમાંથી પસાર થવું પડે છે. 'ઝળાંહળાં તેજ' એ શબ્દ મેં ઘણીવાર વાંચ્યો હતો, લખ્યો પણ. ઝળાંહળાં તેજ એટલે શું, તે હું સમજી શકી નહોતી ! ગયે વર્ષે કન્યાકુમારીના મંદિરમાં મારો ને આ ઝળાંહળાં તેજનો સામનો થઈ ગયો !

સાંજના સમયે, સૂર્યાસ્ત પછી, જ્યારે મંદિરના પાછળના ભાગમાંથી ત્રણ-ત્રણ સમુદ્રોની ભરતી મદમસ્ત હાથીની જેમ ઘુઘવાટા કરી રહી હતી ત્યારે હું એ નિર્મનુષ્ય મંદિરની અંદર પ્રવેશી. મંદિરના ગર્ભદ્વારમાં, શાંત દીવાની જ્યોતમાં ચમકતી એ સફેદ મૂર્તિ જોતજોતાંમાં તો વિરાટ બની ગઈ ! તેજનો એક આખો ધોધ એ મૂર્તિની આંખમાંથી વછૂટ્યો અને આસપાસના પરિસરને તથા મારા મનને આલોકિત કરી રહ્યો ! હું સ્તબ્ધ બનીને એ મૂર્તિ સામે જડાઈ ગઈ ને મૂર્તિમાંથી નીકળેલ તેજનાં મોજાં, વિસ્તરણ પામતાં પામતાં મને આપાદમસ્તક પોતાનામાં ડુબાડી રહ્યાં; એ તેજ તપ્ત પીળું નહોતું, ચાંદની સમાન શીતળ ને નીલાકાશ સમાન ભૂરું હતું. એ અણબોટી કન્યાની નાકની નથણીમાં જડેલા હીરામાંથી વિસ્તરતું તેજ જ્યારે મેં જોયું તે જ દિવસે હું 'ઝળાંહળાં તેજ'નો ખરો અર્થ સમજી શકી !

આ જ રીતે, પીપળાનાં પાંદડાંની સળ-સળ-સળ-સળ એક અનુભવની ચીજ છે ! ગામડાંની ઉનાળાની બપોર, જ્યારે આકાશ લૂ વરસાવતું હોય, ગામના ધૂળિયા રસ્તા પર પગ મૂકીએ તો પગનાં તળિયાં ચંપાઈ જવાનો ભય હોય, માણસ ને પશુપંખી જ્યારે ચુપકીદીથી ગરમીનો આ સિતમ સહેતાં હોય; ત્યારે છેલ-છબીલો પવન, પહેલાં ગરમ ધૂળને છેડીને એની ઓઢણી ઉડાડી જાય ને પછી પીપળા પાસે થોભે ! તળાવને આરે, ઝોકાં ખાતાં સુસ્ત પીપળાને એ મસ્તીથી ઢંઢોળી કાઢે ને દરેક પાંદડાના કાનમાં ગણગણે 'આજે તો તને નહિ જ સૂવા દઉં !' પવનનો ઉત્સાહ

પાંદડાંમાં પ્રસરી જાય ને પાંદડાં આળસ મરડીને ડોલી ઊઠે, 'ભલે, ભલે !' આ જે અવાજ તે જ પીપળાનાં પાંદડાંની સળ-સળ-સળ-સળ !

મને એવું લાગે છે કે 'ળ' એક પ્રકારના વળાંકનો એક સ્પંદનનો, હલનચલનનો. એક સતત થતી ગતિનો સૂચક છે—ખાસ કરીને જ્યારે એ બેવડાય છે ત્યારે ! આ જ કારણે 'સળ-સળ' શબ્દ સાથે હલનચલનનાં મોજાં ઊઠે છે ! શરીરને ઘટ્ટ લપેટેલી રેશમી સાડી જ્યારે પુષ્ટ વળાંકો સાથે હિંદોલ લે, ત્યારે એમાંથી નીપજતી રેશમી સળસળ હોય કે સૂકા ઘાસમાંથી સરસરીને ચાલી ગયેલા સાપના ભયથી કંપતા ઘાસમાંથી ઊભી થતી સળસળ હોય, યૌવનના સોપાને પગ મૂકતાંની સાથે જ પ્રિયતમના પ્રથમ સ્પર્શે, ઉદરના પોલાણમાંથી ગાલ પર ધસી જતા ગરમ ગરમ રક્ત-પ્રવાહની સળસળ હોય-જીવનના કોઈ ને કોઈ વળાંક પર આપણને ભેગી થતી આ સળસળ 'ળ' વગર આટલી સુંદર બનત ખરી ?

['ખોબો ભરીને ઉજાસ'માંથી]

29

# પોતપોતાનો વરસાદ

વીનેશ અંતાણી

વરસાદ વિશેની મારી પ્રથમ પ્રતિક્રિયા મુગ્ધતાની છે અને પછી તરત જ વિષાદની છે. અતિશય આનંદનો ખટકભર્યો વિષાદ પણ અનુભવી શકાય છે. વરસાદની સાથે છેક નાનપણથી રાહ જોવાનો અનુભવ સંકળાયેલો છે. વરસાદ એવો પ્રિયજન છે જે બહુ રાહ જોવરાવે પણ આવે નહિ. ચોમાસું આખું ઊતરી જાય ત્યાં સુધી સૂકી નજરે મેં વરસાદની રાહ જોઈ છે. ચોમાસાના દિવસોમાં શાળાએ જતી વખતે મનોમન શરત લગાવી હોય કે સાંજે રજા પડશે ત્યારે ધોધમાર વરસાદ વરસતો હશે અને પલળતો પલળતો ઘેર જઈશ; પણ તડકો જ વરસતો હોય.

એ બધું કચ્છમાં બન્યું. એથી તો મને લાગે છે કે મુંબઈનો વરસાદ મારો વરસાદ નથી. મારો વરસાદ તો દૂર કચ્છના આકાશમાં શક્યતાની જેમ ઘેરાયેલો છે, છતાં વરસતો નથી. મુંબઈમાં તો માગ્યા વિના આકાશ પીગળવા લાગે છે. બહુ આર્દ્ર મન છે અહીંના આકાશનું ! પણ આકાશને શોધવું પડે છે. રાત્રે પણ આકાશ દેખાતું નથી. અભાવ તો મુંબઈમાં પણ છે, પરંતુ એ અભાવ વરસાદનો નથી, આકાશનો છે; જ્યારે કચ્છમાં તો ચારેકોર આકાશ અને આકાશ જ છે.

દિવસો સુધી રેતીની સાથે ગરમ લૂ ફૂંકાય. ચામડી બળી જાય પછી ચોમાસાના મહિના શરૂ થાય અને આંખોમાં કાપા પડી આવે. સાંજ પડે; દિશાઓમાં સંધ્યાના રંગો ઊઘડી જાય. ક્યારેક મેઘવાદળીની સુવર્ણરંગી કોર પ્રકાશિત થઈ ઊઠે. આકાશ ભરાય તેવું મેઘધનુષ્ય દોરાઈ જાય; પણ કોરાધાકોર દિવસો એમ ને એમ પસાર થઈ જાય. વરસાદ આવે નહિ માત્ર ખાલી આકાશ રહે.

પછી એકાદવાર ઓચિંતી હવા બદલે. આકાશ ઘેરાય ત્યાં તો પક્ષીઓ પણ બોલે; આ વૃક્ષ પરથી પેલા વૃક્ષ પર ઊડે. મોરનો કેકારવ સંભળાય. વાતાવરણમાં અપેક્ષાઓની નિઃસ્તબ્ધતા ઘેરાય. દૂર કોઈ પ્રદેશમાં વરસેલા વરસાદની સુગંધ આવી જાય. ચકલીઓ ધૂળમાં નહાય. ટિટોડી ખાલી તળાવમાં ઈંડાં મૂકે. વાદળાં પણ બંધાય. અમે ઉંબરે ઊભા હોઈએ. નળિયાં સમારાઈ ગયાં હોય. નેવાં રાહ જોતાં હોય. અમારાં બાવળ, પીલુડી અને થોર શ્વાસ રોકીને ઊભાં હોય; પણ ન આવે. જરાતરા ઘેરાઈને પાછો ચાલ્યો જાય. ફરી તડકો. અમારા ઘરનાં નેવાં તરસ્યાં ઊભાં

રહે. આસપાસના પ્રદેશોમાં વરસાદ પડ્યો તેવા સમાચાર આવે, પણ અમે એની વાટ જોતા રહીએ. શ્રાવણ મહિનાના મેળા નજીક આવતા જાય, પણ જ્યાં મેળા ભરાવાના હોય તે સ્થળોનાં તળાવો હજી ખાલી હોય. ધરતીમાં તિરાડો પડી ગઈ હોય.

ન આવે. કચ્છીમાં જેને ધરતીનો લાડો કહેવાય છે તે મીં આવે નહીં. અમારી આંખોમાં લોહી ઊતરી આવે. પછી લોકો કહેવા માંડે કે મીંને કોઈએ બાંધી રાખ્યો છે. તે સાચે જ એવું લાગે જાણે કોઈ મંત્રતંત્રના જાણકારે વરસાદને બાંધી રાખ્યો છે.

પછી એકાએક વરસાદ છૂટી જાય. રણના આકાશને પાર કરતો મોડો મોડો એ દેખા દે. પહેલો છાંટો મારી માલિકીનો. તપ્ત રેતીમાં ફફ દેતોકને છાંટો પડે. થોડી ધૂળ ઊડે અને પહેલો છાંટો સુકાઈ જાય. પછી તો એક પછી એક છાંટા પડે અને મન હોય તો દિલ દઈને વરસવા લાગે. આખું ગામ આકાશ નીચે. બધું છોડીને લોકો વરસાદમાં પલળવા બહાર આવી જાય. એની ક્ષણેક્ષણને ભરપૂર પામી લેવા ખોબો ધરીને ઊભા રહીએ. ઉઘાડી આંખે, ખુલ્લા હોઠોમાં, શરીરના અણુએ અણુમાં એને પામી લેવાની ધધક સળગતી રહે. નેવાં પરથી સરકતી ધાર નીચે મૂકેલાં વાસણોમાં તાલબદ્ધ રીતે પડતી રહે. ઘરનાં નળિયાંના રંગ બદલવા લાગે. અમારી જમીનનો મિજાજ પલટાઈ જાય. છજા નીચે બેઠેલાં હોલા અને કબૂતરો પાંખ ફફડાવી ઊઠે અને મોંઘા પ્રિયતમ જેવો કચ્છનો મીં બહારથી અને અંદરથી ભીંજવી જાય. રાતે વરસતો હોય તોયે જાગીએ. ઘરની પછીતમાં પડેલાં પતરાં પર નેવાંની ધાર સંભળાતી રહે. ભીંતોમાં ભેજ થઈ જાય. બધું સુંવાળું સુંવાળું લાગે. દશ્યો પહેલાં ઝાંખાં થાય, પછી ધોવાઈને ઊઘડી જાય.

—અને મનમાં વિષાદ જાગે. અમારી અધૂરપને આકાર આપતો હોય તેમ ઘડી- બે ઘડીના મહેમાન જેવો વરસાદ પાછો ચાલ્યો જાય અને રણમાં ખોવાઈ જાય; પણ નિશાનીઓ મૂકતો જાય. સ્મરણોની જેમ મારા મનમાં ચુપચાપ ગોઠવાઈ જાય. ધરતીમાંથી ફૂટી નીકળે. થોડાંઘણાં ભરાયેલાં તળાવોમાં પ્રસરેલો રહે. અવાજો બદલી જાય. વૃક્ષો લીલાશનો આભાસ પહેરે. અમે મસ્ત એવા તો સંતોષી કે આખું ચોમાસું પામી લીધાનો ભાવ થાય. ભલે થોડો આવ્યો, પણ આવ્યો તો ખરો !

દુકાળના કારમા દિવસો વિતાવીને માલધારીઓ એમના પશુઓ સાથે પાછા ફરતા હોય ત્યારે એમની ખુલ્લી છાતીઓમાં ઘેર પહોંચવાની ઉતાવળ હોય. ફરી વાંઢ (ગામ)માં રહેવાના દિવસો આવી જાય. જોડિયા પાવા વગાડવાના દિવસો આવી જાય. આકાશ ભરીને કાફીઓ ગાવાની રાતો પાછી આવી જાય. બધું બુલંદ બની જાય, છતાં અંદર ક્યાંક તો ખટક રહે. જેને પૂરેપૂરો પામી શકાયો નહીં, પણ જેટલો મળ્યો તેટલો આપણો થયો તેવા વિષાદી સૂરોમાં ઘૂંટાતો આનંદ છેવટે તો પીડા જ જન્માવે. ભીંતો પર ઊગી આવેલી લીલમાં નખથી વરસાદનું નામ લખવા જાઉં ત્યાં જ યાદ આવે કે એણે તો મને કશું કહ્યું પણ નથી. એક શબ્દ બોલ્યો

નથી મારો વરસાદ મારી સાથે !

છતાં કશુંક પામ્યો તેવી લાગણી જીવવાનું બળ આપે. ઊલટભેર મેળા ભરાય. આછરી રહેલાં તળાવોમાં પ્રતિબિંબો સ્પષ્ટ થવા લાગે. આવતા ઉનાળાની ધોમધખતી હવામાં ફૂંકાતી રેતી બધું ધૂંધળું કરી નાખે ત્યાં સુધી મનમાં સાચવી રાખેલો વરસાદનો એક એક છાંટો ક્ષણે ક્ષણ અંદર વરસ્યા કરે.

પણ એ તો મારો કચ્છનો વરસાદ. એ છત્રીઓ પર ન વરસે, બંધ બારી-બારણાં બહાર ન વરસે. છેક અંદર આવે. વરસી લે પછી પણ વરસતો રહે, સ્મૃતિઓમાં, તરડાતી ચામડીનાં છિદ્રોમાં, અમારી આંખોમાં અને ધગધગતા ઉનાળામાં. વિષાદનાં ઝાપટાં આવે. દૂર ચાલ્યા ગયેલા કે આકાશમાં ખોવાઈ ગયેલા ચહેરા નેવાંની જેમ ટપક્યા કરે.

મારો વરસાદ બધું એકાકાર કરી દે. તેમાં કશું છૂટું રહે નહિ. બધું જ સમીપ આવી જાય. સ્પર્શો અને અવાજોમાં પણ નવી સુગંધ ઉમેરાય. મારો વરસાદ દેશી નળિયાં પર વરસે. એ ઊંચાં બહુમાળી મકાનો પર વરસે નહિ. પરાંઓના રેલવે સ્ટેશનોનાં છાપરાં પર માથાં પછાડે નહિ. વિશાળ સડકો પર દડી ન પડે. એ તો અંદર ઊતરે—અંદર...

જે અંદર છે તે મારો વરસાદ છે. મારો વરસાદ તમારો વરસાદ નથી અને તમારો વરસાદ મારો વરસાદ નથી. કારણ કે વરસતા વરસાદમાં આપણને જે યાદ આવવાના છે તે ચહેરા જુદા છે અને તે આંખો જુદી છે. મારી અને તમારી ભીંતો પર જે લીલ ઊગે છે તે પણ જુદી જુદી છે.

મુંબઈમાં વરસવાની છે તે વરસાદની હેલીમાં હું મારો વરસાદ શોધવાની કોશિશ કરીશ; પણ મુંબઈના વરસાદમાંથી પર્વતોના ઘાટની સુગંધ આવશે. મારો વરસાદ તો રણની ગંધ લાવે. પર્વતોના ઘાટ પરથી ઊતરી આવતો વરસાદ રણને પાર કરીને આવેલો વરસાદ હોતો નથી.

['પોતપોતાનો વરસાદ'માંથી]

# સંગૃહિત નિબંધકારો વિશે

## કાકાસાહેબ કાલેલકર [1885-1981]

દત્તાત્રેય બાલકૃષ્ણ ગાંધીયુગના અગ્રણી સાહિત્યકાર અને શિક્ષણકાર. સંસ્કૃતિ, કેળવણી, સાહિત્ય, જીવન, એમ અનેક વિષયો ઉપર તેમણે ચિંતન-મનન કર્યું છે. પ્રવાસ, ડાયરી, આત્મચરિત્ર, જીવનચરિત્ર, નિબંધ એમ વિવિધ ગદ્યસ્વરૂપોમાં તેમનું અર્પણ રહ્યું છે. આ સર્વમાં લલિત નિબંધક્ષેત્રે તેમણે કરેલું પ્રદાન એમની વિશેષ ઓળખ બની રહે છે. 'ઓતરાતી દીવાલો', 'જીવનનો આનંદ', 'જીવનલીલા' વગેરે અનેક સંગ્રહોમાં વ્યક્તિત્વથી મુદ્રિત, કાવ્યોપમ ગદ્યમાં તેમણે તેમના વિસ્મય અને મૌગ્ધ્યને વિસ્તાર્યાં છે. ગુજરાતી લલિત નિબંધનો પૂર્ણરૂપે આરંભ એમનાથી થાય છે.

## સ્વામી આનંદ [1887-1976]

દવે હિંમતલાલ રામચન્દ્ર ગાંધીવૃંદના લેખકોમાં મહત્ત્વના લેખક. ધર્મ, સમાજ અને જીવન વિશે વ્યાપક ચિંતન કરનાર સ્વામીએ ચિંતનાત્મક નિબંધોની સાથે કેટલાક સુન્દર ચરિત્રાત્મક નિબંધો પણ આપ્યા છે. 'માનવતાનાં વેરી', 'અનંતકળા', 'ધરતીનું લૂણ' 'નઘરોળ' વગેરે તેમના મહત્ત્વના કહી શકાય એવા વિચારાત્મક નિબંધોના સંગ્રહ છે.

આ ગદ્યકસબીનું ભાવસભર, તળપદું, અરૂઢ ગદ્ય ગુજરાતી ગદ્યમાં નવી ભાત પાડે છે. એવા ગદ્યમાં ક્યારેક અંગત કોળી ઊઠતાં 'માછી-નાચ'માં બન્યું છે તેમ તેમને હાથે સાદ્યંત લલિત નિબંધ રચાઈ આવે છે.

## રામનારાયણ વિશ્વનાથ પાઠક [1887-1955]

મુખ્યત્વે વિવેચન, ટૂંકી વાર્તા, કવિતા, નિબંધ, પિંગળ ક્ષેત્રે તેમનું અર્પણ રહ્યું છે. 'સ્વૈરવિહારી' ઉપનામે નિબંધો લખનાર આ લેખકે ગાંધીયુગમાં વિષય અને નિરૂપણ એમ બંને રીતે નિર્બંધ બનીને સાહિત્ય, સમાજ, ધર્મ, રાજકારણ, કેળવણી, માનવપ્રકૃતિ વિશે વિહાર કર્યો છે. સૂક્ષ્મ સંવેદનશીલતાની સાથે તીક્ષ્ણ બુદ્ધિમત્તાના સંમિશ્રણવાળી તેમની રચનાઓમાં તેઓ કટાક્ષ—વ્યંગ્યનો આધાર લઈ અનેક માનવલીલાઓને છતી કરે છે. શુદ્ધ લલિત નિબંધ કહી શકાય તેવી રચનાઓ તેમની પાસેથી નહિવત્ મળે છે, પણ નિબંધમાં સ્વૈરવિહાર એનું લક્ષણવિશેષ છે એ વાત પ્રથમવાર તેમણે

સિધ્ધ કરી. 'ફોટો પાડવા વિશે'માં એવો સ્વૈરવિહાર કૃતિનો સુભગ પિંડ બાંધી આપે છે.

## વિનોદિની રમણભાઈ નીલકંઠ [1907-1987]

નિબંધકાર, નવલકથાકાર, વાર્તાકાર અને બાળસાહિત્યલેખિકા. નિબંધક્ષેત્રે તેમનું અર્પણ ધ્યાન ખેંચનારું રહ્યું છે. 'રસદ્વાર' અને 'નિજાનંદ' વગેરેમાં તેમણે પ્રવાસ કે પ્રકૃતિને નિમિત્ત બનાવીને કેટલાક સુન્દર નિબંધો આપ્યા છે. 'વસન્તાવતાર'માં વસંતનું રસાળ ચિત્ર ઊપસ્યું છે.

## ઉમાશંકર જેઠાલાલ જોશી [1911-1988]

ગાંધીયુગના પ્રમુખ સર્જક. કવિતા, વાર્તા, નવલકથા, નાટક, નિબંધ, વિવેચન, સંશોધન, સંપાદન, અનુવાદ—એમ સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં તેમનું નોંધપાત્ર યોગદાન રહ્યું છે. 'ગોષ્ઠિ' તેમનો લલિત નિબંધોનો વિશિષ્ટ સંગ્રહ છે. શીર્ષક સૂચવે છે તેમ તેમણે લલિત નિબંધમાં ગોષ્ઠીના તત્ત્વને અપેક્ષિત લેખ્યું છે. અંગતતાના સ્પર્શથી ફોરતું તેમના નિબંધોનું ગદ્ય એવું ગોષ્ઠી તત્ત્વ દાખવે છે. કવિતાવેડામાં સર્યા વિના તેમના નિબંધો લેખક અને ભાવક વચ્ચે સંવેદનાનો સેતુ કેવો બાંધી આપે છે તે તેમની 'વાર્તાલાપ' જેવી રચના વાંચતાં સમજાય છે.

## સુન્દરમ્ — ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર [1908-1991]

કવિતા, ટૂંકી વાર્તા, નિબંધ, વિવેચન, સંશોધન—અનુવાદ એમ ગદ્યપદ્યનાં અનેક સ્વરૂપોમાં તેમનું સ્મરણીય અર્પણ રહ્યું છે. તેઓ એક ઉત્તમ કવિ હોવાની સાથે એવા જ ઉત્તમ ગદ્યકાર છે તેની પ્રતીતિ તેમના 'દક્ષિણાયન' અને 'ચિદમ્બરા' જેવા નિબંધગ્રંથો કરાવે છે. 'મદ્રાસની જળચરી' જેવી કોઈક કોઈક રચનામાં તેઓએ વાતચીતના લયવાળા ગદ્યનું રમ્ય રૂપ ઊભું કર્યું છે. રચનાઓ એ રીતે લાલિત્ય સભર બની છે.

## સુરેશ હરિપ્રસાદ જોશી [1921-1986]

આધુનિક સંવેદનાના પ્રથમ મહત્ત્વના ઉદ્ગાતા. કવિ, વાર્તાકાર, નવલકથાકાર, નિબંધકાર, સંપાદક, અનુવાદક—એમ વિવિધરૂપે તેમની ઓળખ આપવી પડે તેવું તેમનું સાહિત્યભ્રમણ રહ્યું છે. આ પ્રયોગશીલ સર્જકને પ્રમુખરૂપે નિબંધકાર કહેવા પડે તેવું તેમણે નિબંધક્ષેત્રે અર્પણ કર્યું છે. 'જનાન્તિકે'માં નિબંધના લલિત રૂપના તેમણે અનેક ખૂણાઓ કાઢી આપ્યા છે. કાકાસાહેબ પછી લલિત નિબંધક્ષેત્રે બીજું સ્થિત્યંતર બની રહે તેવી તેમની આ સ્વરૂપ સાથેની નિસબત રહી છે. લલિત નિબંધના જનાન્તિક રૂપનો પણ તેમણે હૃદ્ય પરિચય કરાવ્યો. 'ઇદમ્ સર્વમ્', 'અહોબત્

કિમ આશ્ચર્યમ્' 'ઇતિ મે મતિ', 'રમ્યાણિ વીક્ષ્ય' વગેરે તેમના બીજા નિબંધ સંગ્રહો છે. પ્રકૃતિ, શૈશવ, અરણ્યાભિમુખતા વગેરેને તેમણે 'ગન્ધ:અભિજ્ઞાનની મુદ્રિકા'માં ભાષાક્રીડાને સહારે સંવેદ્યરૂપ આપ્યું છે.

## દિગીશ નાનુભાઈ મહેતા [1934]

નિબંધકાર, નવલકથાકાર અને વિવેચક 'આપણો ઘડીક સંગ' જેવી પ્રયોગશીલ લઘુનવલ આપનાર આ સર્જકે 'દૂરના એ સૂર' દ્વારા સાતમા દાયકાના અંત ઉપર લલિત નિબંધક્ષેત્રે પણ નવી હવાનો અનુભવ કરાવ્યો. મનુષ્યને, મનુષ્યના મનવિવર્તોને તેઓ ચિત્રાત્મક અને લાઘવભર્યા ગદ્યમાં પ્રત્યક્ષ કરી આપે છે. લગભગ અનૂ-અનુકરણીય એવા તેમના ગદ્ય ઉપર અંગ્રેજી ગદ્ય અને તેની વાક્ભંગિઓનો પ્રભાવ જોઈ શકાય છે. 'દૂરના એ સૂર' માં વતન, બાળપણ વગેરેના સૂરો સૂક્ષ્મ રીતે ખેંચાઈ આવ્યા છે.

## ભોળાભાઈ શંકરભાઈ પટેલ [1934]

નિબંધકાર, વિવેચક, અનુવાદક, મુખ્યત્વે પ્રવાસનિબંધોના સર્જક તરીકે જાણીતા ભોળાભાઈએ 'વિદિશા', 'પૂર્વાપર', 'રાધે તારા ડુંગરિયા પર', 'દેવોની ઘાટી', 'દેવતાત્મા હિમાલય' વગેરે સંગ્રહો દ્વારા કાકાસાહેબ પછી પ્રવાસસાહિત્યને સમૃદ્ધ કરનાર મહત્ત્વના લેખક તરીકે ખ્યાતિ મેળવી છે. તેમનું સુકુમાર અને તત્સમ પ્રચુર ગદ્ય સ્થળ-કાળ અને વસ્તુને અવનવાં સૌંદર્યબિન્દુઓથી રસી દે છે. 'તેષાં દિક્ષુ'માં વતનપ્રીતિ ઉત્કટ રીતે લલિત નિબંધરૂપે આવિર્ભાવ પામી છે.

## ચંદ્રકાન્ત ત્રિકમલાલ શેઠ [1938]

કવિતા, વિવેચન, શૈશવકથા, હાસ્ય વગેરેમાં અર્પણ કરનાર ચંદ્રકાન્તે 'નંદસામવેદી' ઉપનામથી અરૂઢ શૈલીમાં લલિત નિબંધક્ષેત્રે પણ નોંધપાત્ર પ્રદાન કર્યું છે. 'નંદસામવેદી' સંગ્રહમાં નંદના કલ્પિત પાત્રને સહારે તેમણે નિજને અને એમ મનુષ્યને અનેક છેડેથી પ્રકટ કરવાનો પ્રયત્ન કર્યો છે . તેમની રચનારીતિ કંઈક ચીલો ચાતરતી જણાય છે. 'ભાઈરામ' જેવી લાક્ષણિક નિબંધકૃતિમાં માનવીની અધરસેલ્ફ કળામય રીતે આકૃત થઈ છે.

## વાડીલાલ જેચંદ ડગલી [1926-1985]

દેશના અગ્રગણ્ય અર્થશાસ્ત્રી તરીકે ગણના પામેલા શ્રી ડગલી નિબંધકાર, પત્રકાર અને કવિ પણ હતા. 'શિયાળાની સવારનો તડકો' સંગ્રહથી આઠમા દાયકાના લલિત નિબંધસાહિત્યમાં તેઓ ઉલ્લેખનીય સ્થાન પ્રાપ્ત કરે છે.

વિચાર અને વિહારને પરસ્પરમાં ગૂંથતા જઈ વ્યક્તિત્વના સ્પર્શથી તેઓ

ક્યારેક આસ્વાદ્ય રચનાઓ આપે છે. એ 'શિયાળાની સવારનો તડકો' જેવી કૃતિઓ વાંચતાં સમજાય છે.

## ભગવતીકુમાર હરગોવિંદ શર્મા [1934]

પ્રમુખરૂપે નવલકથાકાર ટૂંકી વાર્તા, કવિતા, પત્રકારત્વ અને નિબંધક્ષેત્રે પણ તેમનું પ્રદાન રહ્યું છે. પત્રકારત્વના નિમિત્તે તેમની પાસેથી 'શબ્દાતીત' અને 'બિસતંતુ' જેવા લલિત નિબંધોના સંગ્રહો આઠમા નવમા દાયકામાં મળ્યા છે, સંવેદનને સંવેદ્ય રૂપે આકારે તેવું ગદ્યબળ તેમનામાં છે પણ તેનાં મળવાં જોઈએ તેવાં પરિણામો 'નદી-વિચ્છેદ' જેવી કોઈક કોઈક રચનામાં જ મળ્યાં છે.

## હરીન્દ્ર જયંતીલાલ દવે [1930-1995]

પત્રકારત્વની સાથે સાથે કવિતા, નવલકથા, નિબંધ, અનુવાદ, સંપાદન- વિવેચન વગેરેમાં પણ હરીન્દ્રની ગતિ રહી છે.

'નીરવ સંવાદ', 'વેરાતું સ્વપ્ન, ઘૂંટાતુ સત્ય' અને 'શબ્દ-ભીતર સુધી' તેમના નિબંધાત્મક લખાણોના સંગ્રહ છે. તેમના ગદ્યમાં કાવ્યની ફોરમ છે, સત્ય કે વિચારને તેઓ સ્પર્શી જાય એ રીતે શબ્દબદ્ધ કરી શકે છે. ક્યારેક 'વસંત—મનની અવસ્થા'માં બન્યું છે તેમ ઋતુ અને મન:લીલાઓને એકમેકમાં ભેળવી દઈ વિશ્રંભકથાનો કળાપ્રપંચ પણ તેઓ ઊભો કરતા જણાય છે.

## ગુણવન્ત ભૂષણલાલ શાહ [1937]

શિક્ષણશાસ્ત્રી અને કટારલેખક. કવિતા, નવલકથા, ચરિત્ર વગેરેમાં તેમણે કલમ ચલાવી છે. પત્રકારત્વને લઈને તેમની પાસેથી આઠમા-નવમા-દસમા દાયકામાં સતત નિબંધનામરૂપ કૃતિઓના ઘણા સંગ્રહો મળ્યા છે. 'કાર્ડિયોગ્રામ', 'રણ તો લીલાંછમ', 'વગડાને તરસ ટહુકાંની', 'વિચારોના વૃદાવનમાં' વગેરેમાં ક્યાંક આકર્ષક વિચારઅંશ તો ક્યાંક એની રોચક અભિવ્યક્તિ ભાવકને આકર્ષી જતાં હોય છે, 'વૃક્ષની માતૃભાષા મૌન'માં પણ એવી વિશેષતાઓ મોજૂદ છે.

## સુરેશ પુરુષોત્તમદાસ દલાલ [1932]

કવિ, નિબંધકાર, બાળસાહિત્યકાર, સંપાદક, અનુવાદક. 'જન્મભૂમિ'માંની કટાર તેમના અનેક નિબંધસંગ્રહોનું નિમિત્ત બની છે. પત્રકારિત્વની ભાષિક યુક્તિ-પ્રયુક્તિઓની સાથે કાવ્યોપમ કેફ પણ તેમની રચનાઓમાં જોવાય છે. 'મુંબઈ એટલે મુંબઈ એટલે મુંબઈ'માં મુંબઈના લાક્ષણિક વ્યકતિત્વને તેમણે ઉઘાડી આપ્યું છે. લેખકનું ચાંચલ્ય પણ ત્યાં એટલું જ પ્રકટ્યું છે.

## જ્યોતિષ જગન્નાથ જાની [1928]

આધુનિકતા સાથે કામ પાર પાડનારા લેખકોમાંના એક. કવિ, વાર્તાકાર અને નવલકથાકાર સાથે નિબંધકાર તરીકે પણ ખ્યાત. નવમા દાયકાના આરંભે તેમણે 'શબ્દના લૅન્ડસ્કેપ' નિબંધસંગ્રહ આપ્યો. નૂતન વિષયો ને નૂતન મુદ્રાવાળા ગદ્યમાં અવતારવાના તેમના પ્રયત્નો આ નિબંધની ઘણીક રચનાઓમાં જોવા મળે છે. 'મારી ડાયરીમાં ઊગેલી એક સવાર'માં તેમના ભમતીલા અને સ્ફૂર્તિલા વ્યક્તિત્વની નાનાવિધ લીલાઓ વિસ્તરી છે.

## વિષ્ણુ ત્રિભુવનભાઈ પંડ્યા [1945]

પત્રકારત્વ સાથે સંલગ્નાયેલા વિષ્ણુ પંડ્યાએ નિબંધ, ચરિત્ર વગેરેમાં મુખ્યત્વે કામ કર્યું છે. 'હથેળીનું આકાશ' અને 'શાહમૃગ અને દેવહુમા' જેવા નિબંધસંગ્રહોમાં લેખકે બુદ્ધિ અને હૃદયનો સમન્વય સાધી પોતાનાં વાંચન-મનન અને સ્મૃતિસાહચર્યોને કાલવ્યાં છે. આવેગ એમની ઘણી રચનાઓનું બળ બની રહે છે. 'અનુરાગની લિપિ' પ્રવાસના ઉલ્લેખોથી સભર છતાં પ્રવાસવર્ણન નહિ પણ મનોપ્રવાસ કહી શકાય તેવી લાલિત્યપૂર્ણ રચના બની છે.

## અનિલ રમાનાથ જોશી [1940]

ગુજરાતી ગીતની દિશા બદલી નાખનાર આ કવિએ દૈનિક કટારના અનુષંગે નિબંધલેખન પણ કર્યું છે. 'સ્ટેચ્યૂ' અને 'પવનની વ્યાસપીઠ પર' જેવા બે સંગ્રહો લઈને આવનાર આ લેખકે નવમા દાયકામાં કાવ્યાંશવાળી અંગતતત્ત્વથી ફોરતી કેટલીક 'બારીને પડદાનું કફન', 'સ્ટેચ્યૂ રમવાની મઝા' જેવી રસપૂર્ણ રચનાઓ આપી છે.

## જયંત હિંમતલાલ પાઠક [1920]

કવિ, વિવેચક, સ્મરણલેખક અને નિબંધકાર. જેમ કવિતામાં તેમ તેમની આત્મકથાત્મક ગદ્યકૃતિઓમાં વતન, વતનની પ્રકૃતિ, એનો મહિમા અને એની સાથેનો વિચ્છેદ અનેકશઃ અભિવ્યક્તિ પામતાં રહે છે. 'સ્વપ્નતરુ' એ પ્રકારની એક ઉત્કૃષ્ટ રચના છે.

## બકુલ પદ્મમણિશંકર ત્રિપાઠી [1928]

તેમનું મહત્ત્વપૂર્ણ પ્રદાન હાસ્ય નિબંધક્ષેત્રે રહ્યું છે. પણ અપવાદરૂપે 'વૈકુંઠ નથી જાવું' જેવા લલિત નિબંધોના સંગ્રહમાં હળવાશની સાથે વૈયક્તિક સ્પર્શનો પણ પદે પદે અનુભવ થાય છે. 'વૈકુંઠ નથી જાવું' કે 'હોળી' વિશિષ્ટ સંવેદનોને આબદ્ધ કરતી તેમની નોંધપાત્ર કૃતિઓ છે.

## પ્રવીણ શનિલાલ દરજી [1944]

કવિતા, વિવેચન, નિબંધ, અનુવાદ, સંપાદન વગેરેમાં અર્પણ. નવમા અને દસમા દાયકાના લલિત નિબંધ સાહિત્યમાં 'લીલાં પર્ણ', 'દર્ભાંકુર', 'ઘાસનાં ફૂલ' અને 'વેણુરવ' સંગ્રહો દ્વારા નવી મુદ્રા ઉપસાવતી, તાજગીભર્યા ગદ્યવાળી નિબંધકૃતિઓ લઈને તેઓ આવે છે. વિષયવૈવિધ્ય, ભાષાવિધાન અને અંદરનો બલવન્ત 'હું' તેમની રચનાઓને કેવાં પરિમાણો આપી રહે છે તે 'ઓરડો', 'ઇશ્વર, તમે, હું— આપણે બધા જ !' જેવી કૃતિઓ વાંચતાં સ્પષ્ટ થાય છે.*

## મણિલાલ હરિદાસ પટેલ [1949]

કવિ, નિબંધકાર, વિવેચક અને નવલકથાકાર. 'અરણ્યોમાં આકાશ ઢોળાય છે', 'કોઈ સાદ પાડે છે' અને 'માટીવટો' જેવા નિબંધસંગ્રહો દ્વારા તેમણે નિબંધપ્રવૃત્તિ આદરી છે. ક્યાંક પ્રકૃતિ તો ક્યાંક અંગત દોરને લઈને આગળ વધતી તેમની કેટલીક રચનાઓ કાવ્યની નજીક સરકી જતી જણાય છે. 'અરણ્યની આરપાર' એવી રસાળ કૃતિ છે.

## કિશોરસિંહ હેંદુજી સોલંકી [1949]

કવિ, નવલકથાકાર, વિવેચક અને નિબંધકાર. 'ભીની માટીની મહેક'ની રચનાઓમાં નિબંધકારે વતન અને વતનના પ્રસંગોને, ત્યાંની ઋતુઓ, તહેવારો, માનવીઓને યાદ કરીને 'માણ્યા'ની ક્ષણોને તળપદા શૈલીવિધાન વડે પુનર્જીવિત કરી છે. 'શેઇડો' જેવી રચના જનપદના એવા એક અંશને તાદૃશ કરી આપે છે.

## પ્રીતિ સેનગુપ્તા [1944]

કવયિત્રી અને પ્રવાસલેખિકા. 'પૂર્વા', 'દિક્‌દિગંત', 'સૂરજસંગે દક્ષિણ પંથે' જેવા સંગ્રહોમાં ભ્રમણવૃત્તકારની શક્યતાઓથી ભરી ભરી છાપ ઉપસાવનાર આ લેખિકા 'તે આ શહેર' જેવી કોઈક રચનામાં લલિત નિબંધ નજીક પહોંચી જાય છે. પ્રાસાદિક રચના બની આવે છે.

## મફત જીવરામ ઓઝા [1944]

કવિ, વાર્તાકાર, નવલકથાકાર, વિવેચક, નિબંધકાર, સંપાદક. 'માટીમાં ખીલેલાં મેઘધનુષ્ય' જેવો નિબંધસંગ્રહ પ્રત્યક્ષ રીતે પત્રકારિત્વનું પરિણામ હોવા છતાં 'ગરમાળો અને ગુલમોર' જેવી અમુક રચનાઓમાં બન્યું છે તેમ ઘણીવાર તેમનું વ્યક્તિત્વ તેની અસલિયત સાથે કૉળીને સંતર્પક રચનાઓ સંપડાવી આપે છે.

* પ્રવીણ દરજી વિશેની નોંધ ડૉ. નીતાબહેન ભગતે તૈયાર કરી આપી છે.

## નવનિધલાલ જયંતિરાય શુક્લ [1936]

નવલકથાકાર અને નિબંધકાર 'ચ્યુઈંગ ગમ' નિબંધસંગ્રહમાં તેમણે વ્યક્તિત્વના પ્રક્ષેપવાળી કેટલીક કૃતિઓ આપી છે. 'ચ્યુઈંગ ગમ' જેવી કૃતિમાં વતન, વતનનું ઘર અને તે પ્રત્યેના લગાવનું ચિત્ર ઊપસ્યું છે.

## કુન્દનિકા નરોત્તમદાસ કાપડિયા [1927]

મુખ્યત્વે નવલકથાકાર, વાર્તાકાર અને નિબંધકાર. 'ચંદ્ર-તારા-વૃક્ષ-વાદળ' જેવા નિબંધસંગ્રહમાં લેખિકાનો 'હું' પ્રકૃતિને આધારે અનેરી સમૃદ્ધિ પ્રકટાવતો રહ્યો છે. 'એ કોનું વાદ્ય હશે ?'માં પવન જેવા પ્રાકૃતિક તત્ત્વની સાથે શીર્ષકના પ્રશ્નાર્થમાં સંકેત થયો છે તેમ કશુંક ગૂઢ - રહસ્ય તત્ત્વ પણ સહજ રીતે અભિવ્યક્તિ પામ્યું છે.

## પન્ના રમેશભાઈ અધ્વર્યુ [1933]

નિબંધકાર. 'ખોબો ભરીને ઉજાસ' દ્વારા નિબંધક્ષેત્રે પ્રદાન. મુખ્યત્વે પ્રકૃતિની આજુબાજુ તેમની સંવેદનાઓ ગૂંથાતી જણાય છે. ''ળ' કોઈનો નહિ' તેમની લાક્ષણિક કૃતિ છે.

## વીનેશ દિનકરરાય અંતાણી [1946]

નવલકથાકાર, વાર્તાકાર અને નિબંધકાર. કટારલેખન દ્વારા માનવીનાં મનને ઉકેલતાં ઉકેલતાં તેઓ નિબંધની સરહદે પહોંચી 'પોતપોતાનો વરસાદ' જેવો નિબંધ સંગ્રહ આપે છે 'પોતપોતાનો વરસાદ'માં વતનનો વરસાદ વિશેષિત થઈ સર્જકના શૈશવને પણ બેઠું કરે છે. ગદ્યને તેઓ અનેક સ્તરેથી ખીલવી જાણે છે.



Laserset by Rangdwar Prakashan, Ahmedabad - 380015 and
Printed at Power Printers, New Delhi-110002